આંતરભારતીય પુસ્તકમાળા

# મહાશ્વેતા દેવીની શ્રેષ્ઠ વાર્તાઓ

અનુવાદક
ચન્દ્રકાન્ત મહેતા



નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

# અનુક્રમ

# ભૂમિકા

મહાશ્વેતા દેવીએ 1984માં પ્રગટ થયેલા એમના નવલિકા સંગ્રહ "શ્રેષ્ઠ વાર્તાઓ"ની ભૂમિકામાં લખ્યું હતું - "સાહિત્યને માત્ર ભાષા, શૈલી, અલંકાર જોઈને એનું મૂલ્યાંકન કરવું એ ભૂલ છે. સાહિત્ય વિષેની વિચારણા ઈતિહાસ પ્રેક્ષિત હોવી જરૂરી છે. લેખકનો રચનાસમય અને ઈતિહાસના પ્રેક્ષિત ચિત્તમાં રાખ્યા વિના કોઈ પણ લેખકનું મૂલ્યાંકન થઈ શકે નહિ. પુરાણની કથાને, પૌરાણિક ચરિત્રો અને ઘટનાઓને વર્તમાનના પરિપ્રેક્ષ્યમાં પાછાં લાવીને હું એનું પુનર્ઘટન કરું છું. એની પાછળનો હેતુ ભૂતકાળ અને વર્તમાન જે લોકકથાઓમાં એક અવિચ્છિન્ન ધારામાં પ્રવાહિત છે તે જણાવવાનો છે." આ "અવિચ્છિન્ન ધારા" પણ વાયવ્ય નથી, પણ ન્યાત-જાત, જમીન અને જંગલ પર અધિકાર, તથા સર્વોપરી સત્તાધારી વર્ગની, સત્તાના વિસ્તાર તથા એને કાયમ રાખવાની પદ્ધતિને કેન્દ્રમાં રાખીને નિમ્ન વર્ગના માણસોના શોષણનો ક્રમાન્વયિક ઈતિહાસ સમાયો છે.

એમની વાર્તાઓના સંગ્રહની આ નવી પુસ્તિકા માટે લેખિકાએ જે વાર્તાઓ પસંદ કરી છે, તે નવ વાર્તાઓમાંની આઠના કેન્દ્રમાં આદિવાસી માણસ રહેલો છે. જે સમાજની મૂળધારાથી વિચ્છિન્ન, અને સંસ્કાર તથા ઈતિહાસના શાસનથી બહિષ્કૃત છે. આ વાર્તાઓમાં એ લોકો તથાકથિત નીચી જાતના છે, તો ક્યારેક ઉપજાતિના અંત્યજો છે. આ દેશમાં આર્થિક શોષણ ઘણા સમયથી ધાર્મિક સંસ્કારોની માયાજાળ ફેલાવીને એની આડશમાં રહીને સફળતાથી તીર માર્યાં છે. એ રીતે શોષણ લોકવૃત્ત, પુરાકથાનો આશ્રય લઈને શોષિતને માયાવી અંધકારમાં આછન્ન કરવામાં લેખિકા સમર્થ બન્યાં છે. અંતેવાસીઓમાં લોકવિશ્વાસની આ ભયંકર પાછળખેંચ મહાશ્વેતા દેવીને વિશેષરૂપે ચિંતામાં ડૂબાડે છે. પોતાની વાર્તાઓમાં જે સમાજને ચિત્રિત કરવાને માટે એ અત્યંત આગ્રહી છે તે લોકોનું જીવનતથ્ય, તથા ઈતિહાસના સંશોધનમાં એ જેટલાં તેમની નજીક ગયાં છે તેટલાં તેમનું જીવન, તેમની જીવિકા, તથા તેમના અધિકારના આંદોલનની જોડે એટલાં જડાઈ ગયાં છે, અને એ સમાજની સંસ્કૃતિની સાથે એમનો પ્રત્યક્ષ પરિચય એવો ગાઢ છે, કે એ વિશ્વાસનું જગત જોયું છે, અને જાણ્યું છે. એ વિશ્વાસથી જે ગૌરવબોધ છે તેમાંથી જ જન્મે છે દાસત્વની શૃંખલા અને વંચનાને આશીર્વાદ રૂપે જણાવી એને માની લેવાની વૃત્તિ. પુરાણકથા - અતિકથાને રમણીય બનાવીને દર્શાવવાની જે પ્રબળતા આપણા દેશમાં એક અદ્‌ભુત ઐતિહાસિકતાને આશ્રય આપીને વધતી જાય છે, ક્યારેક માતર્સીય ઢંગથી એને ઔપનિવેશિક, ઉત્તરાધિકારના વિવાદી બીજા ઉત્તરાધિકારરૂપે

સમાદર કરે છે. અને જેની ધુમ્મસગ્રસ્ત પરંપરાની આડશમાં ચોરાની જગ્યા પચાવીને બેઠા છે. રાજકીય હિન્દુત્વના હિમાયતીઓ, તેમના મૂળમાં જ મહાશ્વેતાદેવીએ આઘાત કર્યો છે.

આ વાર્તાઓમાં જે આદિવાસી સમાજ કે સંપ્રદાયનો પરિચય પ્રાપ્ત થાય છે. તેમાં બાગદી (પૂર); ડોમ (વંતરી) પાંખીમારા (સાંજ સવારની મા); ઓરાંઓ (શિકાર), ગંજુ (બિછાત); દુસાદ (મૂળ અધિકાર અને ભિખારી દુસાદ); માલ અને ઓઝા (બેહૂલા); સાંતાલ (દ્રૌપદી) એ કોમોમાં ગંજુનું કામ મરેલાં ઢોરોની ચામડી ઉતારવી; ભિખારી દુસાદની જીવિકા ફરતાં ફરતાં બકરીઓને ચરાવવી; વંતરી થઈ જતાં પૂર્વે ચંડીનો વંશપરંપરાગત ઉત્તરાધિકાર મડદાં ઠેકાણે પાડવાનો હતો. આ જીવિકા અથવા વંશપરંપરાગત ઉત્તરાધિકાર, આ પ્રત્યેક સમાજને વંશાનુક્રમે આદિવાસી બનાવી દે છે, એમને ઘેરી વળીને અથવા સંસ્કારના શાસનને અનંત કરી દેવાના ઉદ્દેશથી અહીં એક એક પુરાણકથા પ્રસ્થાપિત કરવામાં આવી છે. પંખીમારા જરા વ્યાધના વંશનો; ડોમ એ આદિ ગંગાપુત્રની સંતતિ જે હરિશ્ચંદ્રની પાસે આ જગતનાં બધા સ્મશાનોનું દાન મેળવીને નિર્બોધ આનંદથી, બે હાથો ઊંચા કરીને ખૂબ નાચ્યા હતા, અને ઉલ્લાસથી કહ્યું હતું, "હા અમને સ્મશાન મળ્યું છે રે, બધાં સ્મશાનો મળ્યાં છે. આ પૃથ્વીનાં બધાં સ્મશાનો અમારાં છે." પુરાણકથાને માત્ર સ્મૃતિ કે ઉપાખ્યાનની શ્રુતિમાં બંધિયાર ન રાખતાં, મહાશ્વેતાદેવી જ્યારે એને નાટકીય માત્રાનું વિરાટત્વ આપે છે, એ પૌરાણિક વિસ્તાર જ ત્યારે સાથે સાથે ધર્મનાં છલ અને છલના, તથા એની માયાજાળના નાગપાશને મૂર્ત કરીને આદિવાસીઓને ઈતિહાસના પટ આગળ ઊભાં રાખીને ઉચ્ચવર્ગની ધ્યાતીત શઠતાના શિકાર તરીકે રજૂ કરે છે. એ રીતે ઈતિહાસની સર્જાવેલી તિરાડ આપણી સામે રાખીને એ એક બીજા ઈતિહાસનું ઉન્મોચન કરે છે - વાર્તાકથનની વિશેષ શૈલી તથા શિલ્પને એ વિશેષ ભાષા રૂપે કામે લગાડે છે.

આ તરફ આર્થિક-સામાજિક સ્તરે તરેહતરેહનાં પરિવર્તનો થતાં રહે છે. મલિન્દર ગંગાપુત્ર સ્મશાનના ડોમમાંથી 'શબઘર' નું કામ મેળવે છે, અને જેને કોઈ લેવા ન આવ્યું હોય એવાં મડદાંનાં - હાડકાં - ચરબી - હાડપિંજર વગેરે વેચવાનો ધંધો કરે છે, અને એ ચોરીના પૈસા વ્યાજે મૂકીને એમાંથી મળતા વ્યાજમાંથી એ કેટલાંક ડુક્કર ખરીદે છે. તો પણ એની શ્રદ્ધાના સંસ્કાર પલટાતા નથી. પોતાની પત્નીને વંતરી કહીને ઘોષિત કરીને, સમાજ બહાર હાંકી કાઢતાં એને ખટકતું નથી. મહાશ્વેતાદેવીની "વંતરી" વાર્તાની સર્વાધિક પીડાજનક જગ્યા અહીં જ છે. જેઓ પોતે ભદ્રસમાજમાંથી નિર્વાસિત થયેલા છે, તે લોકો જ પોતાના સમાજનીજ એક વ્યક્તિને, પોતાના સમાજમાંથી બહાર હાંકી કાઢે છે. એ નિર્વાસિતા જાણે મનુષ્યેતર શ્રેણીમાં જઈને પડે છે, અને એ પણ પોતાનું એ સ્થાન સ્વીકારી લે છે. ચંડી તેથી જ માણસ નથી, વંતરી છે. મલીન્દર એના છોકરા ભગીરથને કહે છે, "એ પહેલાં માણસ હતી, તારી મા હતી." સંસ્કારની સાથે પ્રછન્ન અનિર્વાણ માનવતાનું દ્વંદ્વ ત્યાં જ પૂરું થતું નથી. તેથી વંતરી ચંડી પણ "એકાએક

માણસની વહુની જેમ અવિચારી મલિન્દરની ઉપર ગુસ્સે થાય છે. આ વાર્તા જ્યારે આધુનિક માનસિકતાના પ્રતિનિધિ રૂપે ભગીરથ એની માની પાસે પહોંચવાનો પ્રયત્ન કરે છે. જ્યારે એ ચંડીને માણસ સિવાય અન્ય કોઈ રીતે પિછાણી શકતો નથી ત્યારે વાર્તા એક બીજો વળાંક લે છે. ચંડીની જોડે વાતો કરતાં પુત્ર ભગીરથ જાણે સમાજવિચ્છિન્ના એ સ્ત્રીને સમાજની જવાબદારીમાં ખેંચી લાવે છે. શરૂઆતમાં છોકરાને વારવાની જવાબદારીમાંથી અત્યંત સહજતાથી, અનિવાર્યભાવથી ચંડી ટ્રેનયાત્રીઓના વિપુલતર સમાજની રક્ષા કરવાની જવાબદારી લઈ લે છે.

એક પવિત્ર ભયને લીધે જે સમાજે ચંડીને "વંતરી" તરીકે જાહેર કરી હતી, તે જ ચંડી એની નવી પ્રતિરોધી ભૂમિકામાં એ પવિત્ર ભય જ સામાજિક ડાકુઓના મનમાં ઉત્પન્ન કરે છે. ક્રિયા-પ્રતિક્રિયાનું આ સૂત્ર જ મહાશ્વેતાદેવીની વાર્તાનો પ્રાણ છે. "એ સમાજનાં માણસોમાં આટલો ભય વંતરીએ ક્યારેય જોવો નહોતો." સમાજની બહાર નિર્વાસિત જીવન વ્યતીત કરવાથી થીજી ગયેલી વેદના નવોન્મોષિત માનવતા બોધના દાહથી, પ્રબળ બનીને સમાજની વિરુદ્ધ પ્રતિવાદી વિવેકનું રૂપ ધારણ કરે છે. આધુનિક યુરોપીય કથાસાહિત્યમાં સુપરિચિત બહિર્મુખી મનુષ્યની ભૂમિકા અહીં એક બીજી રીતે સજીવન થાય છે. સમાજના અવિચારે ચંડી વંતરીને એ શક્તિ આપી છે. તે જ અવિચારે, બીજા એક પ્રકાશને પ્રતિહત કરવાની પણ શક્તિ આપી છે. ચંડીની એ પ્રબળ નૈતિક આત્મઘોષણા ચંડીને એના સમાજમાં પાછી લઈ આવે છે. ભગીરથ જ્યારે રાષ્ટ્રની આગળ, પ્રશાસનની આગળ એનો વંશપરિચય આપે છે, પોતાને ચંડી વંતરીના સંતાન તરીકે ઓળખાવે છે. તે નાટ્યોચિત ક્ષણ વાર્તાનું ચરમશિખર બની જાય છે, અને પુરાણકથાની જેમ પુનર્જન્મ ગ્રહણ કરે છે

સંસ્કારનો પથરાળો ભાર ફેંકીને આધુનિક માનવતા પ્રતિષ્ઠાના સંગ્રામનું બીજું એક ચિત્ર "બેહુલા" વાર્તામાં મળે છે, એમાં બહારના સંસ્કારોનો વારસો લઈને વસન્તકુમાર આવે છે અહીં પ્રાચીન સંસ્કારોનો વારસ છે શ્રીપદ માલ. તે અંચલતમાં એ સાપનો વૈદ-ઊંટ વૈદ છે. ત્યાં નફાનો હિસાબ મૃત્યુનો પોષક છે. (એક તરફ હેદો નસ્કર સારી એવી કિંમત ન મળે તો ઈંટોનો ભઠ્ઠો વેચવા તૈયાર નથી. અને એ જ ઈંટના ભઠ્ઠામાં સર્પકૂળની વંશવૃદ્ધિ થયા કરશે; બીજી તરફ સર્પદંશ કોઈ દવાની કંપનીને દવા બનાવવાને પ્રેરતું નથી. કારણ કે સાપ કરડે છે ચાર લાખ માણસને, જ્યારે મરે છે વીસેક હજાર); ત્યાં વસન્ત શ્રીપદની વચ્ચે સારો એવો સહકાર સધાય છે, શિક્ષણનો કશી રોકટોક સિવાય વિનિમય થાય છે, "વિજ્ઞાન અને વિષહરી", બન્નેની સાધનાનું અનુસંધાન થાય છે. પણ આ વાર્તામાં મહાશ્વેતાદેવી જાતજાતની ભાષાઓનો ઉપયોગ કરે છે, જેની પાછળનો ઉદ્દેશ વાર્તાને અન્ય રૂપ અર્પવાનો છે. વિજ્ઞાનની ભાષામાં અંગ્રેજીનું કઢંગુ મિશ્રણ એક તરફ દૂરના ક્ષમતા સૂત્રના અદૃશ્ય શાસનનું દ્યોતક બને છે, તો બીજી તરફ ગામડામાંથી શહેરની સંસ્કૃતિનું વ્યવધાતની સાબિતી પૂરી પાડે છે. વસન્તનું ગ્રામદર્શન તથા એનો દૃષ્ટિકોણ એક દીર્ઘ સમયથી જોડાઈને જે દૂરત્વ છે તેનો

પરિચય બંગાળીમાં વિજાતીય શબ્દનું બાહુલ્ય દર્શાવે છે. અહીં અપૃષ્ટ, ક્ષયપ્રાપ્ત, પ્રતિકાર વિહીન માનવ શરીર અને કાલાજ એબાન્ડીંગ, "રેજીમ" 'એકેડેમિક આકર્ષણ' એવા શબ્દો જાણે વસન્તની ચર્ચિત બૌદ્ધિકતાના સંસ્કારમાંથી પ્રગટ થઈને આ ગ્રામીણ નીચલાવર્ગની અભિજ્ઞતા જોડે સંપર્ક સાધવાના પ્રયાસને નિર્દિષ્ટ માત્રામાં અવરૂધ્ધ કરવા ઈચ્છે છે, વિજ્ઞાન અને વિજ્ઞાનની ભાષા અને દૃષ્ટિકોણ પણ ક્યારેક વ્યવધાનની ભીંત ચણતાં હોય છે. "વ્યક્તિ અને વ્યક્તિની વચ્ચે ઘનિષ્ઠ સંવાદ, અને એ જ સંવાદમાંથી એક માનવ સંપર્કનો ઉન્મેષ એ વ્યવધાનને તોડે છે. જેમ "વંતરી" માં તેમ જ "વેહૂલા"માં પણ આવું બને છે. બન્ને વાર્તામાં સંસ્કારમાં અન્યતર સંસ્કાર બોધનો આ જે દીપ્ત ઉન્મેષ છે, તેને સંસ્કારમુક્ત એક અન્યતર પવિત્રતા અથવા મર્યાદામાં પ્રતિષ્ઠિત કરવા માટે જ જાણે મહાશ્વેતાદેવી એક પ્રાણપદ મૃત્યુને લઈ આવે છે. "બેહૂલા" વાર્તા પૂરી થાય છે. એક ભયમુક્ત, સંસ્કાર વિનાશી સર્પયજ્ઞની ઘટનાથી ગામડાનાં લોકોનો શોક, કાલાજ વિષયક ભય, હેદો નસ્કર ઉપરનો ક્રોધ. બધું ઉત્તેજિત થયું એ ક્ષણિક પ્રજ્વલિત ક્રોધમાં તેથી જ આગ ભયાનક રીતે ભભૂકી હતી : "શ્રીપદના મૃત્યુ સમયે એણે જે મુક્ત, સર્પવિદારક દૃષ્ટિથી જોતાં જોતાં, જાણતાં જાણતાં, સમજતાં સમજતાં મૃત્યુની પસંદગી કરી, એ જ મૃત્યુમાં મુક્તિનો આશ્વાસ અંદર સમાયો હતો."

"સાંજ સવારની મા" આ રીતે એક મૃત્યુને આધારે રચાઈ છે. એ મૃત્યુની નજીક આવીને એ મૃત્યુમાંથી જટેશ્વરી ઠાકુરાણી સભામાંથી એની સ્વાભાવિક માનવીય સત્તામાં પાછી ફરે છે. જે પુત્ર સાધનને એક વાર ના પાડી હતી - "મને મા કહીને બોલાવીશ નહિ બાપ !" જેને કારણે એ સાંજ સવારની મા બની હતી અને દિવસભર ઠાકુરાણી તે સાધનની સાંજ સવારની મા, મૃત્યુના થોડા સમય પહેલાં સાધનને મા કહીને બોલાવવાની અનુમતિ આપે છે. જટીની દેવીત્વમુક્તિનો ક્રમિક ઈતિહાસ આ મા કહીને બોલાવવાની અનુમતિથી શરૂ થાય છે. તે પછી અનાદિ ડોકટર જુએ છે, "જટી ઠાકુરાણીની આંખમાં ફક્ત આશ્ચર્ય, અતીન્દ્રિય દૃષ્ટિ ...... આસન્ન મૃત્યુ સિવાય બીજું કશું આટલી સુંદરતાથી માનવીની આંખ રંગી શકે નહિ." એના માનવપણાના પ્રત્યાવર્તનમાં ઈંગિત વહન કરે છે. "અનાદિ ડોકટરના ટેબલ પર વચ્ચે જે બધી યુવતીઓ અસહ્ય વેદનાથી સૂતી હોય તેની જોડે જટીની તુલના. ચંડી વંતરીની જેમ શ્રીપદ માલની જેમ જટી ઠાકુરાણી પણ મૃત્યુથી મહાન પદ મેળવે છે." જાણે એક અંત્યજ, ગરીબ હતભાગી મરી નથી, પણ કોઈ મહાન સમૃદ્ધ માનવીનું મૃત્યુ થયું છે, તેથી તો આટલી ભીડ છે.

"વંતરી"ની જોડે "સાંજ સવારની મા"નુ ઘણું સામ્ય છે. ડોમના અભિશાપ અંત્યજ જીવનની પાછળ જેમ હરિશચંદ્રને ઉપહાર છે. એજ રીતે પંખીમારા પણ જરા વ્યાધના વંશજ રૂપે ઈશ્વરની હત્યા કરી હતી તેથી અભિશાપ છે. એક જ રીતે વન્ય આત્મનિવેદનના રોમાન્સમાં મલિન્દર ચંડીના પ્રેમનો સૂત્રપાત થાય છે. મલીન્દરની જેમ જટી ઉત્સવ પણ પરંપરાગત વૃત્તિ છોડીને ચાલી આવ્યા હતા. "હવે તું ઊંચી ન્યાતમાં

આવ્યો છે, તે તારી શ્રેણી બદલી છે." તો પણ સંસ્કાર ઘોષિત ભય જતો નથી. ઊંચી ન્યાતમાં ચઢવાની અદમ્ય આકાંક્ષા, ન્યાતનો જૂનો પરિચય ભૂંસી નાંખી એની જોડેનો સંબંધ ફગાવી દેવાની તૈયારી, તે સાથે સાથે ભય, એવી દશામાં તેમનો ઘણો સમય વીતે છે. જેટલો સમય ઉત્સવ જીવતો હતો, ત્યાં સુધી તો જટીએ ગમે એમ નભાવ્યું. પછી ફરીથી પંખીમારાના સમાજમાં જવાનો પ્રાણપણે પ્રયત્ન કર્યો. તેમ છતાં એ સમાજમાં એ જઈ શકી નહિ. એ સમાજના લોકોનો ક્યાંય પત્તો ન મળ્યો. જટીએ પોતાની ચારે બાજુએ વીંટાવી જટીએ પોતાની જાતને બચાવી લીધી. સાંજ પછી એ ઠાકુરાની મટી સાધનની મા બની જતી. ઠાકુરાની રૂપે એને જે ચોખા ધરાવાતા તેનો ભાત રાંધી એ પોતાના ખાઉધરા દીકરાને જમાડતી. પોતે જીવવાનો તથા છોકરાને જીવાડવાનો પવિત્રતા તથા દેવીત્વનો ઉપાય શોધ્યો હતો. તેમાં જ સમાયેલી હતી એ અર્થહીન આ ચાર તરફની ઘૃણા. એ ઘૃણાને જ્યારે સાધન ગોર પાસેથી શ્રાદ્ધાના ન ખવાય એવા ચોખા છીનવી લે છે ત્યારે નાટકીય રૂપ મળે છે. પુનઃ મહાશ્વેતાદેવી એમના લાક્ષણિક ભાષા પ્રયોગોથી આ તથાકથિક અનાચારને માનવીય મર્યાદા અર્પે છે, ખાઉધરાપણાને ધર્મનું ઐશ્વર્ય અર્પે છે અને ફરી એમની ભાષાની સૌષ્ઠવયુક્ત અંતરંગતાથી તેને કઠિન નિર્મમ વાસ્તવિકતામાં પ્રતિષ્ઠિત કરે છે - છાતી આગળ ચોખાની પોટલી રાખી સાધન ડોલતો ડોલતો ઘેર આવ્યો. સાધન ઘેર જઈને ચૂલો સળગાવશે, ભાત રાંધશે. ભાતની સુગંધ બહુ સરસ છે, ભાતની સુગંધમાં સાધન એની માને શોધી શકે છે. સાધન જેટલો વખત ભાત રાંધશે, ગરમ ગરમ ભાત જમશે તેટલો વખત એની આગળ એની સાંજ સવારની મા એની સાથે જડાયેલી રહેશે. માની વાત યાદ આવતાં ગોરની સાથે દુર્વ્યવહાર કર્યો તેના પશ્ચાતાપથી સાધનની આંખો આંસુથી છલકાઈ ગઈ. "મા તું ગમે કરીને સ્વર્ગે જા. સાધન હવે ભાત રાંધીને ખાશે, તું એનો વાંક નહિ કાઢી શકે."

સાધન હું દોરીની અપરિપક્વ બુદ્ધિની સરળતામાં એક નગ્ન સત્યદૃષ્ટિ રહેલી છે, જે ભૂખની રૂઢ વાસ્તવિકતાને સર્વોપરી સ્થાન આપે છે. એ એક જ દૃષ્ટિ 1435 શકાબ્દમાં ચૈતન્યના સમકાલીન સમયની પશ્ચાદભૂમાં રચાયેલી "પૂર" વાર્તામાં બાળક ચિનિવાસમાં પણ રહેલી છે. એ બન્ને જણની આંખે ધર્મ અને ક્ષુધાવૃત્તિ સમાન અર્થ દ્યોતક બની રહે છે. એક વિચિત્ર વ્યંગના પ્રસાદથી મહાશ્વેતાદેવી એ જ વાત કહેવા ઈચ્છે છે. ભૂખની આગથી માણસને બચાવવા કરતાં બીજો કોઈ મહાન આદર્શ ધર્મ હોઈ શકે નહિ. "પૂર" વાર્તામાં આકાંક્ષિત, પ્રત્યાશિત ચૈતન્યદેવ જ્યારે ચિનિવાસના ગામમાં આખરે આવતા નથી ત્યારે ચિનિવાસનો આશાભંગ, ફક્ત સમાનતાના શાંત્વનાના, અભિયોગ નિરસનની પ્રત્યાશાનો જ વિનાશ નહિ, ફક્ત તે "ગૌરાંગ દર્શન જ નહિ. પેટની આગજ મોટી આગ છે." ભૂતકાળમાં ગંગાના કોઈ એક પૂરે એના ભયંકર ધક્કાથી અન્તતઃ સામાયિક ભાવે ન્યાતજાતના વિભાજનને ઢાંકી દીધું હતું. ઊંચી જાતના ક્ષમતાવાન પ્રતિનિધિઓ અંત્યજ દરિદ્રોને તેમનું છાંડેલુ અન્ન પીરસતા હતા. એ એક જ વાર આદિવાસીઓના હૃદય તથા પેટની ભૂખ સંતોષાઈ હતી. તેથી સ્વભાવતઃ

ચૈતન્યદેવના પૂરની સંભાવનાથી શ્રિનિવાસ એ એક જ પરિણામની કલ્પના કરતો હતો. એ એક જ એની કામના હતી. એ બન્ને પૂરને મેળવીને મહાશ્વેતાદેવી જાણે અસમાનતામાં સમાનતાની પ્રતિષ્ઠાને આધારે એક અન્ય વ્યંજનાસૃષ્ટિ ઊભી કરે છે - દયા, દાક્ષિણ્ય કે હૃદય પરિવર્તન દ્વારા નહિ પણ એક પ્રબળ વિપર્યયમાં જ સમાનતાની પ્રતિષ્ઠા સ્થાપી શકાય.

સ્મૃતિ, સંસ્કાર અક્ષમતાબોધ, ભય આદિવાસીઓને ફક્ત દાબી દેતા જ નથી, પણ એમના મન અને ચરિત્ર પર ઊંડી અસર કરે છે, આ ક્રિયા શરૂઆતમાં કદાચ એમની ટકી રહેવાની પદ્ધતિ-કૌશલ-આવિષ્કાર ઉદ્‌ભાવનમાં મુક્તિ ખોળે છે. (જેમકે જટી ઠાકુરાણી બની જાય છે). ક્યારેક એક શુદ્ધ માનવીય આવેગમાં ઉત્તીર્ણ થઈને મુક્તિ લઈ આવે છે, (વંતરીની એ અતિમાનવીય ભૂમિકામાં) સિત્તેરના પ્રથમ દશકના પૂર્વાર્ધ સુધી એ દિશા જ મહાશ્વેતાદેવીને ઘણી આકર્ષતી હતી. એ ભય ફક્ત આદિવાસીઓ પૂરતો જ મર્યાદિત નહોતો. મધ્યવર્ગના નાગરિક પરિવેશમાં એ ભયની છબી "રોન્ગ નંબર" વાર્તામાં મળે છે. 1972 માં લખાયેલી એ વાર્તા એક તરફ જોતાં એક સૂક્ષ્મ સીમારેખા દોરીને, મહાશ્વેતાદેવીની વાર્તાઓમાં એક પ્રકારનું વિભાજન કરે છે. એવું કોઈ યાંત્રિક વિભાજન નહિ તો પણ વિભાજન તો ખરૂં જ. "દ્રોપદી" (1976) "બિછાત" (1977), "શિકાર" (1978) વાર્તાઓમાં એક પ્રબળ પ્રતિવાદી ચેતના એમના પ્રતિરોધે ઉદ્યત થાય છે. આદિવાસીઓ હવે સંઘર્ષનો રસ્તો અપનાવે છે. "દ્રૌપદી" માં એ રસ્તો સંગઠિત આંદોલનનો છે. પણ બીજી બે વાર્તાઓમાં પ્રતિરોધ અથવા પ્રતિ આક્રમણ સ્વતઃસ્ફૂર્ત છે. અને તે આદિવાસીઓનાં જીવનરીતિ તથા બીજું ઘણું બધું, સ્વીકારીને તેને ટકાવી રાખવા જે પ્રાણાન્ત અભિયાન છે, તેના જ અન્તર્સ્થલમાંથી બહારથી સંચાલિત કોઈ રાજકીય સમજ કે ચેતનાનું પરિણામ નથી.

તો પણ, સાતમા દશકાના અંત ભાગમાં લખાયેલી આ ત્રણ વાર્તાઓ અથવા આ સંગ્રહમાં લેવામાં ન આવી હોય એવી એ સમયની અન્ય વાર્તાઓ કોઈ પણ રીતે આમાનાં સૂરની વિરોધી નથી. "બિછાત" વાર્તામાં દુજન ગંજુની જાણકારીમાં "જીવતા રહેવાના કૌશલનો વિચાર કરતાં કરતાં બાપ કોઈ દિવસ છોકરાઓ, કે પૌત્રો જોડે વાતો કરવાની સમય ફાળવી શક્યો નહિ," "જીવવાની તાકીદથી પણ તનતોડ મહેનતથી નહિ ચાલબાજી કે ધૂર્તતા કહીને બધી પરિસ્થિતિમાંથી ફાયદો ઉઠાવે," પણ ઘટના તથા ઈતિહાસ દુજનને એ પરિસ્થિતિમાં સ્થિર થવા દેતાં નથી. મહાશ્વેતાદેવીના લેખિકાધર્મ રૂપે એ ઈતિહાસ ચેતના ફક્ત એમના પૂરતી જ મર્યાદિત નથી., પણ એમનાં ચરિત્રોમાં પણ છે. જે એમની ઈતિહાસ ચેતનાની અંગીભૂત થઈ જાય છે. મહાશ્વેતાદેવી ઈતિહાસના આ આત્મીયકરણને એમના કહાણીધર્મમાં જુદી જુદી રીતે પુરાણનું રૂપ આપે છે. ક્યારેક કોઈ નવા ગીત દ્વારા, - જેમ કે ધાતુયાનું પેલું ગીત - "એ લોકોની ભાળ કેમ લાગતી નથી ? એ લોકો પોલીસના દફતરમાં ખોવાઈ ગયા છે - અથવા પુરાણપ્રકૃતિના મેળનું બંધન જેને કારણે મૃતનાં શરીર અને અસ્થિ પ્રકૃતિમાં પ્રાણનો

સંચાર કરે, બીજ થઈને ફળવાનું કારણ બને છે. દુજન કહે છે" ધાતુયા, તને મેં બીજ બનાવી દીધો. "એ ફળવાના આદિમ આવેગમાંથી એક વિનાશકારી પ્રતિહિંસા - સ્પૃહા જાગૃત થાય છે. જન્મ-વિનાશના અવિચ્છેદ્ય દ્વંદ્વમાં નવપુરાણની માત્રા પ્રગટ થાય છે. ત્યારે જ સંસ્કારનું દાસત્વ જે યુગાન્તરથી ચાલ્યું આવ્યું છે તે ભાંગી પડે છે.

"શિકાર" વાર્તામાં આદિવાસી મેરી ઓરાઓ સાહેબની અવૈધ પુત્રી તરીકે ન્યાતજાતના સંસ્કારના વિચારથી એક અદ્ભુત દૂરત્વમાં પ્રતિષ્ઠિત છે. "આદિવાસી યુવકો આગળ મેરીની ચામડીનો રંગ એક પ્રતિરોધની દીવાલ બન્યો હતો." શ્વેતાંગ પિતાની અનૌરસ પુત્રી હોવાને કારણે એને ઓરાંઓ એમના લોહીના લોહીની માનતા નહોતા. અને પોતે પણ પોતાના સમાજની કઠોર રીતિનીતિ એની ઉપર આરોપિત કરતી નહોતી." વળી એ ઓરાંઓ સમાજના સંસ્કારના સઘળા પ્રતિબંધોની બહાર તેને મુક્તિ આપી, તેનો યથાર્થ સમાજ તેને એક વિશેષ અધિકાર તથા શક્તિ અર્પે છે. એ લોકો પોતે પણ માનતા હતા, "મેરીમાં સરવાઈ છે, ઓસ્ટ્રેલીયન લોહીનું તેજ. "એ સમાજની બહાર ઊભી રહીને - પેલી વંતરીની જેમ - શિકારની પવિત્રતાને મેરી પોતાની પ્રતિહિંસાત્મક ક્રિયા દ્વારા પવિત્રતા અર્પે છે, ન્યાતજાતની જે પવિત્રતા ઊંચી જાતને પ્રશ્રય આપે છે નીચી જાતનું શોષણ કરવાનો અપમાન કરવાનો અધિકાર આપે છે, તેના વિરોધમાં શિકારના પ્રાચીન રિવાજનો પવિત્રતાનો આશરો લઈને મેરી જાણે કે એના પોતાના સમાજનો પુનરાવિષ્કાર કહીને તેને આત્મસ્થ કહે છે. તે એ વખતે તોહરીના બજારની ફેરીવાળી નથી રહેતી, પ્રસાદજીના નફાની નિષ્ઠાવાન રખેવાળ પણ નથી, મોટા શિકાર પછી એનો પુનર્જન્મ થાય છે. એની પ્રતિશોધ પૌરાણિક માત્રા પ્રાપ્ત કરે છે." નાળામાં ઉતરી નગ્ન થઈને સ્નાન કરતાં કરતાં, એનું મુખ ઊંડી તૃપ્તિથી ભરાઈ ગયું, જાણે કે પુરૂષનો સંગ કરીને એણે અશેષ તૃપ્તિ મેળવી છે." ત્યાર પછી એ એક બીજી જ પુનર્જાત મેરી ઓંરાઓ, દારૂ અને ગીત, દારૂ અને નાચ - એમાં એના સમાજના જીવનના છંદનો સ્વાદ એને આપ્યો. એમાં પોતાને ડૂબાડી દે છે નવ વર્જિત સ્વાધિકારથી એણે મોટો શિકાર કર્યો છે. એ એનો દાવો છે, પણ અહીં પણ ઈતિહાસની દ્વાંદ્વિકતાથી જે ક્ષણે મેરી ઓરાંઓ એને અર્પવામાં આવેલી પર્યુદસ્ત, નિપાતીત સમાજની અતીત શક્તિનો આવિષ્કાર કરે છે, તેની પુનઃપ્રતિષ્ઠા કરે છે, તે જ ક્ષણે તે એના સમાજનાં પોતાનું સ્થાન પોતે મેળવી લે છે, અને પાછી એ જ સમાજને ઉલ્લંઘીને આગળ વધે છે, કારણ કે જે અતીત તેની કરણીમાં તથા ચેતનામાં પ્રસારિત થયું હતું, તે અતીત આજે તેના સમાજનું નથી, પણ જાલિમને માટે જે ભાવિનું નિર્માણ કરવા એ ચાહે છે, તેનું દિગ્દર્શન કરે છે.

નવપુરાણની ભાષામાં જ જાણે મહાશ્વેતાદેવી લખે છે - "ત્યારે નાચતાં નાચતાં મેરી પાછળ જવા લાગી. પાછળ અંધારામાં એ લોકો નાચે છે, ખૂબ નાચે છે. મેરી અંધારામાં દોડી." પાછળ જવાનું અને આગળ વધવાનું ઐતિહાસિક દ્વાંદ્વિકતામાં જ્યારે એકાત્મ થઈ જાય છે, ત્યારે અત્તીતનો પથ ભવિષ્યનો પથ બની જાય છે. તેથી શિકારની આદિમ શક્તિ પ્રાપ્ત કરીને મેરીને જવું હશે બસમાં ચઢીને, લાકડાની ટ્રકમાં, રાંચી -

હજારીબાગ - ગોમા - પટણા અરણ્યના આદિમ માયાવી અંધકારના ઊંડાણમાં નહીં. "અંધકારમાં, તારાના અજવાળામાં રેલ્વેના પાટાને જોઈને, રસ્તા પર ચાલતાં ચાલતાં, મેરીને કશો ડર લાગ્યો નહિ, કોઈ પણ જાનવરનો ભય આજે એણે બધા કરતાં મોટા જાનવરને માર્યું હતું તેથી જંગલનાં ચોપડાંનો રોજીંદો લોહીનો ભય એનો ચાલી ગયો હતો." જંગલમાંથી રેલ્વેના પાટા, - ઈતિહાસનોજ અમોઘ યાત્રાપથ.

મેરી સ્વેચ્છાથી જંગલમાંથી રેલના પાટા પર આવી હતી. "દ્રૌપદી" વાર્તામાં દ્રોપદી માઝણને પોલીસ પ્રશાસન વિશ્વાસઘાત કે માણસો જોડે ષડયંત્ર રચીને જંગલમાંથી ખેંચી લાવે છે સેનાનાયકની છાવણીમાં - એ ઈતિહાસનો બીજો એક માર્ગ છે, જે લઈને એક જ અમોઘ યોજનાનો આશરો લેવાયો છે. શિકાર અને દ્રૌપદી એક જ વાર્તાની બે બાજુ છે. મેરીનું લોહી સાહેબી લોહી છે. દ્રૌપદીનું લોહી ચંપાભૂમિનું પવિત્ર કાળું લોહી છે. મિશ્રણ વિનાનું. ચંપાથી બાકુલિ, કેટલા ચંદ્રના ઉદય અને અસ્તનો માર્ગ લોહીમાં ભેળસેળ થઈ શકત. દ્રૌપદીને એના પૂર્વ પુરુષ માટે ગર્વ થયો. તેઓ કાળી ચણોઠી જેવી છોકરીના લોહીની પર ચોકી કરતા સોમાઈ તથા બુધના અનૌરસ હતા. યુદ્ધની ફસલ. શિયલડાંગામાં અમેરિકાના સૈન્યનો ઉપહાર "ટૂવર્ડઝ રાઢભૂમિ". મેરીને એના સમાજને છોડીને આવવું પડ્યું હતું. આંદોલનમાંથી દ્રોપદી એના સમાજના સૂત્રોમાં સખ્ત રીતે બંધાઈ જાય છે. એ સમાજ પાછો એ આંદોલનને કારણે વધારે ફેલાયો છે, બૃહત્તર એમાં શહેરના એ છોકરાઓ પણ છે જેઓ દયાહીન યુદ્ધનીતિની રચના કરે છે - અરિજીતનો અવાજ, જો કોઈ પકડાય તો ટાઈમ સમજીને બીજીએ હાઈડ-આઉટ ચેઈન્જ કરે ...... કોઈ કોમરેડ પોતાને માટે બીજાને ડીસ્ટ્રોય્ડ થવા દેશે નહીં." એથી એ સમાજની સહજજીત ચેતના લઈને દ્રોપદી લડતાં લડતાં એના સમાજની અન્તર્નિહિત શક્તિનું જતન કરે છે. એ શક્તિથી જ પૌરાણિક માત્રામાં વિસ્તૃત પ્રકાશ પ્રગટે છે જે એની સર્વ સત્તાની શક્તિથી એક વાર, બે વાર, ત્રણ વાર એ પ્રબળ યાતનાસાગરમાંથી કિનારા પર લઈ જાય છે, અને ત્યાં જ વાર્તાનું બીજું પર્વ પૂરું થાય છે, જંગલમાં જે ગતિમાન વહેણ હતું, પ્રતિપક્ષની શિબિરમાં પણ એવું જ હતું અને પુનરુચ્ચારણથી સમાન રીતે કઠોર અને કર્કશ હતું. "લો, કાઉન્ટર કરો, ..... "શિકાર" વાર્તાને અંતે મેરી જે ભયને પાર કરી ગઈ છે, ઈતિહાસની બાજી પલ્ટાઈને દ્રૌપદી એ ભયનો સંચાર સેનાનાયકના મનમાં કરે છે - દ્રૌપદી બન્ને મર્દિત સ્તનથી સેનાનાયકને ઠેલતી ઠેલતી ખસેડતી હતી અને એ પ્રસંગે પહેલી જ વાર નિર્વસ્ત્ર દ્રૌપદીની સામે ઊભા રહેતાં સેનાનાયકને ડર લાગે છે. બહુ જ ડર "શિકાર" ની ભૂમિ અને વાતાવરણ જંગલનાં છે, દ્રૌપદીમાં જંગલ અને પ્રશાસનનો સંઘર્ષ છે. એમની ભાષામાં પણ એ જ સંઘર્ષ છે. ભાષાના સ્તરનું વૈચિત્ર્ય, ડેસિયારની અંગ્રેજી ક્ષમતાવાળી અધિકારવાળી, શાસનની ભાષા તકમાધારીઓની ભાષામાં તે મધ્યમસ્તરમાં ઊતરી આવે છે, જ્યાં ક્ષમતા પ્રયોજાય છે સેનાનાયકની ભાષાની અને એની આસપાસ ચોતરફ ભાષાની જે અનેક લઢણો મહાશ્વેતાદેવી રચે છે તેમાં ક્ષમતાનો એક અન્ય જટિલ વિન્યાસ પણ રહેલો છે.

આ વિવિધ ભાષાઓના વાણાતાણાથી વણાયેલી અને એ ભાષાઓની ક્ષમતાથી તૈયાર થયેલી જાળ છેદીને જ દ્રૌપદીની ભાષામાં એનું ઉચ્ચારણ થાય છે. "લો, કાઉન્ટર કરો" - જ્યાં પ્રશાસનની ક્ષમતાની ભાષા તેના ઉચ્ચારણથી ગોથું ખાય, ને ઊંધે માથે પછડાય છે ત્યાં એના પ્રબળ શારીરિક પ્રહારથી એના શરીરમાંથી એના પ્રતિપક્ષીના રોષમાંથી અર્થાન્તરમાં પહોંચી જાય છે.

મહાશ્વેતાદેવી એમની વાર્તાઓ અને નવલકથાઓમાં જે કથનવૃત્તનું ચયન કરે છે તેમાં જેમ વાસ્તવિકતાની ઉપસ્થિતિ રહેલી છે, તેવી જ રીતે એ વાસ્તવિકતાને ઈતિહાસકારને અન્વયે પરિવર્તમાન રૂપે દર્શાવવાની વિવિધ પદ્ધતિ પણ છે. ઈતિહાસ એટલે અહીં ફક્ત અતીતનો ફૂવારો કે ઉત્તરાધિકારનું ઉદ્ઘાટન જ નહિ, પણ અતીતમાંથી ભવિષ્યના યાત્રાપથનું ઈંગિત પણ ખરું. તેમાં પણ પૂર્ણાંશે ભવિષ્યદર્શન આશાવાદી ઉતરાણ નહિ, પણ વર્તમાનમાં જ ભવિષ્યના બીજના ઉદ્ગમનો પુરાણકથામય ઉદ્ભાસ પણ છે. વાસ્તવમાં કદાચ એવું બનતું હોય, અથવા ન પણ બનતું હોય અને બને તો પણ કોઈ તર્કાતીત, અકસ્માતને લીધે મહાશ્વેતાદેવી એ જ સંભવિતતાને પુરાવૃત્તીય વિસ્તાર તથા કલ્પનાના રંગોથી રંગે છે, અથવા વાસ્તવમાંથી જ પ્રગટાવીને વાસ્તવને અતિક્રમ કરે છે. ભાષાને ખેંચીને પ્રસારિત કરી એમાં રાજકીય, સામાજિક, આર્થિક, એવી એકાધિક માત્રા અને તેમાં નિત્યની ખેંચતાણને પ્રથિત કરીને તેમણે ભાષાનું એવું એક ક્ષેત્ર રચ્યું છે, કે જે એ ક્ષેત્રમાંથી એ નાટકીય કલ્પક્ષણનો ઉદ્ભવ ક્યારેય પરીકથામાં ન પરિણમે, પણ વાસ્તવમાં જ અનિવાર્ય ઉપચિતિ છે એવું લાગે. દ્રૌપદી, માઝણ, દુજન ગંજુ, ચંડી વંતરી, શ્રીપદ પાલ, જટી ઠાકુરાણી એ બધાં વાસ્તવનાં જ પાત્રો હોવા છતાં વાસ્તવથી નિરાળાં છે.

**શ્રમિક બંદોપાધ્યાય**

# પૂર

ભાદરવા મહિનામાં રાંધણછઠનો દિવસ આવ્યો. એ વખતે દરેક ગૃહસ્થના ઘરમાં મનસા છોડની શોધ શરૂ થઈ જાય. રૂપસી વાગદિનીનો છોકરો ચિનિવાસ પણ મનસા છોડ શોધવા ગયો. પૂર્વ તરફના ગૃહસ્થો મનસા છોડને આંગણામાં રોપે. એની પૂજા કરીને કહે : મનસા કામમાં વ્યસ્ત થઈ જા. મનસા ઘર આપ. મનસા ખેતરમાં અનાજ, ગાયના આંચળમાં દૂધ, તળાવડીમાં માછલી, ગૃહસ્થ ઘરની વહુના ખોળામાં દીકરો આપ. પણ ઘેર ઘેર કંઈ મનસાનો છોડ નહિ હોય. રાંધણછઠને બીજે દિવસે રંધાય નહિ.

"મા. અન્નપૂજા નહિ કરે ?" ચિનિવાસે માને પૂછ્યું.

"ના. ભાઈ, આ વખતે આપણાથી અન્નપૂજા નહિ થાય."

"શા માટે, મા ?"

"આ વરસમાં તારા કટુઆના મોટાકાકા મરી ગયા હતા ને !"

"તને કોણે કહ્યું ?"

"મને ખબર છે."

ચિનિવાસ હેબતાઈ ગયો એણે કહ્યું, "તું તે કેવી વાત કરે છે મા !" ગયે વર્ષે તો રાંધણછઠને દિવસે માએ તો કેટલી બધી વાનગીઓ રાંધી હતી. શોલ માછલીનું ખાટું રાઈતું, મ્હોરની ને કોપરાંની ચટણી, મયા માછલી ને વેંગણનો રસો, જાત જાતનાં વડાં, મસાલા ભાત. બીજે દિવસે બપોરે અને રાતે ચિનિવાસે એ જ ખાધું હતું.

આ વર્ષે બહુ ત્રાસદાયી હતું. આ તરફ ગંગામાં પૂર તો બીજી તરફ ખોડે નદી છલકાતી હતી. ચિનિવાસે સાંભળ્યું હતું કે, અંજના નદીમાં ત્રણ વાંસપુર પાણી હતું બધાં કહેતાં હતાં, કે ભયાનક પૂર આવશે. ચિનિવાસે ક્યારેય પૂર જોયું નહોતું. ચિનિવાસની મા જ્યારે નાની હતી ત્યારે કદાચ કડુઆની ગંગામાં ભયાનક પૂર આવ્યું હતું.

ચિનિવાસની મા નાળિયેરીનાં પાંદડાં કાપીને એમાંથી દાંડા છૂટા પાડતી હતી. દશ સરસ ઝાડૂ તૈયાર કરવાનાં હતાં. એના વગર આચાર્યના ઘરનું કામકાજ પૂરું નહિ થાય.

"મા, પૂર શી રીતે આવતું હશે ?"

ચિનિવાસની વાત સાંભળી રૂપસી ચોંકી, પછી બોલી, "આ વખતે જોઈ લેજે."

રૂપસીની મા ગાબ ઝાડના રસ વડે માછલાં પકડવાની જાળની દોરીને પાલીસ કરતી હતી. તેણે કહ્યું, "જોજે રે જોજે, પૂર આવશે, માણસો મરશે ને મડદાં શિયાળવાં ને

ગીધડાં ચૂંથશે."

"તું કેવી વાત કરે છે, મા !" માને ધમકાવતી હોય એમ રૂપસીએ કહ્યું.

"સાચી વાત કરું છું. કીડી ને જીવડાં તણાઈ જશે, હાથી ઘોડા બચી જશે, એવું શાસ્ત્રમાં કહ્યું છે !"

ફરી ચિનિવાસે પૂછ્યું, "બધાં તો એમ કહે છે કે આ પૂરમાં કોઈ નહિ મરે."

"ઓહ ! ગોરાપ્રેમના પૂરની વાત કરે છે ? એની મને ખબર નથી ભાઈ ! મેં તો સાંભળ્યું છે કે શાન્તિપુર-કટુઆના લોકો આ જ વાત કર્યા કરતાં હોય છે. એ સાંભળીને મારું તો હસવું માતું નથી. બજારમાં હાટમાં જતાં મેં જોયું કે બધાં એક જ વાત રહ્યા છે. હું જેને પૂછું કે શી વાત છે ? તે કહે, - 'અરે બાગદીવહુ ! શી વાત છે તે તો અમે પણ સમજ્યા નથી. પણ સાંભળ્યું છે, કે ગૌરાંગ સંન્યાસી ઊંચી જાતના માણસોને નીચા બનાવશે, અને નીચાને ઊંચા બનાવી દેશે, એમ કહેતા કહેતા નાચતા ફરે છે.' એ સાંભળીને તો હું પૂછું છું કે શું અમે બ્રાહ્મણોની તળાવડીમાંથી પાણી ભરીને લઈ જઈ શકીશું ? એમની જેમ પલંગ પર સૂઈ શકીશું ? મમરા, ધાણી, જે ખાવાનું મન થાય તે ખાઈ શકીશું ? જો એમ ન હોય તો પછી આપણે ગોરાપ્રેમના પૂરમાં શી રીતે તરી શકીશું ? મારા સવાલના જવાબમાં બધાએ ડોકું ધુણાવ્યું. મેં પણ મારા બકના વાછડાને ખોળીને પકડયું ને ચાલી આવી. આ વળી કયું પૂર ભાઈ ?"

"મા !" રૂપસીએ અવાજ ઊંચો કર્યો.

"મા તેં તો ગૌરાંગને જોયા નથી ?"

"શા માટે જોવા જાઉં ? ગૌરાંગ શું મારું પેટ ભરશે ? શું આપણને રાજપાટ આપશે ?"

"તો જઈને માછલાં પકડ, જા."

"અરે ! રૂપનું અભિમાન ન રાખ. માછલી પકડવાનું શું બૂરૂં કામ છે ? માછલાં પકડી પકડીને તો તને આટલો મોટો કર્યો."

ચિનિવાસે જોયું કે જોરજોરથી પવન વાય છે. એ મનસાનો છોડ લાવ્યા છે કે નહિ તે જાણવા વાવાઝોડું ફૂંકાય તે પહેલાં આચાર્યને ઘેર જઈ પહોંચ્યો.

પૂર્વાચલનું આચાર્ય કુટુંબ ઘણું ધાર્મિક તથા પૈસાપાત્ર હતું. શક સંવત 1425 માં રોજ ગરીબોને જમાડવાની શક્તિ હોય એવી આંગળીને વેઢે ગણાય એટલી વ્યક્તિ હતી. પણ વડા આચાર્યના આંગણામાં બપોર સુધી સો માણસની પતરાળી પીરસાતી. નવદ્વીપના ગૌરાંગ સંન્યાસીના સમાચાર પવનથી પણ વધુ વેગથી પ્રસરતા હતા. આજકાલ તેઓ બંગાળથી શાન્તિપુર જઈ ત્યાં માતાનાં દર્શન કરીને પાછા નીલાચલ જઈ રહ્યો હતા. વડા આચાર્યની ઈચ્છા હતી કે આ રસ્તે પસાર થતા નિમાઈ ઠાકુર બે દિવસ એમનું આતિથ્ય સ્વીકારે.

શા માટે ? આચાર્યની પત્ની એ જાણવા માંગતી હતી. કારણ આચાર્ય શિરસ્તદાર, શાહુકાર, અત્યંત શ્રીમંત હોય તેવાનું જ સન્માન કરતા. તો પછી યુવાન

સન્યાસીનું સન્માન કરવા શા માટે તૈયાર થયા છે ?

"શા માટે નો મતલબ ? તું દશ જણને જમાડે છે, શા માટે ?"

"એ તો પુણ્ય કમાવા માટે."

"હા ! પુણ્ય કમાવા માટે ! એને કહે છે શ્રી-વૃદ્ધિ. દસ જણને જમાડો, કપડાં આપો તો માણસો તમને દેવની જેમ પૂજે."

"ગૌરાંગનું સન્માન શા માટે કરો છો ?"

"અરે ભાઈ ! ગૌરાંગ હમણાં નવા નવા છે. માણસો હમણાં ગૌરાંગને નામે પથ્થર તરે એમ માને છે. સમાજમાં એ દેવની જેમ પૂજાય છે. ગૌરાંગ જ્યારે શાંતિપુરમાં ગયા, ત્યારે ત્યાંના વણકરોએ ગરીબોમાં કાપડ વહેંચ્યું ને એમણે કીર્તિ મેળવી હું પણ એમનું બહુમાન કરું તો મારું પણ કલ્યાણ થશે."

"અરે, પણ તમારી ખર્ચ કરવાની વાતથી છાતી બેસી જાય. ગૌરાંગ સંન્યાસી આવશે તો એમની જોડે એમના ચેલાઓની ફોજ આવશે, તો ધૂમ ખર્ચ થશે એની મને ચિંતા થાય છે."

"અરે તારી તો સ્ત્રી-બુદ્ધિ છે. ગૌરાંગ કૃષ્ણના જાપ જપતો ફરે છે. એ માણસ એક વાર આવશે તો એક વાર ખર્ચ કરી નાંખીશ. એથી ચારે દિશામાં મારી વાહવાહ થઈ જશે."

"એ તો માણસોને બોલાવીને ચાંડાળો સમેત એના ખોળામાં બેસાડે છે. એ વાત સાંભળીને હું તો અકળાઈ ગઈ છું."

"ખોળામાં બેસાડ્યા તેથી શું થયું ? ખોળો તો એમની સાથે ચાલી જશે. એ ગયા પછી ચાંડાળ બાગદી પાછાં જ્યાં હતા ત્યાં આવી જશે. તું આટલી જીભ શાની ચલાવે છે ? જા અન્નપૂજાની તૈયારી કર."

વડા આચાર્યની વહુએ નિસાસો નાખી ચાલતી પકડી. આચાર્યએ તો માત્ર જીભ જ ચલાવતાની સેંકડો લોકોની રસોઈ બનાવવાની. હવે કંઈ ઉંમર છે એમની ? બધા આગંતુકોને માટે રસોઈ કરી બધાને જમાડીને રાતના ખાણા માટે દાળ-ભાત ચૂલા પર ચઢાવીને પછી કંઈક ખાવા બેસે છે.

"કોણ છે રે ?"

આંગણા આગળ એક ખૂણામાં ચિનિવાસ આવીને બેઠો હતો

"હું ચિનિવાસ છું માજી."

"કોણ ચિનિવાસ ?"

"રૂપસી વાગદિનીનો છોકરો. માએ પૂછાવ્યું છે તમારે માટે મનસાનો છોડ લઈ આવું માજી ?" એ જ પૂછવા આવ્યો હતો.

આચાર્યપત્નીને અંગે અંગે ઝાળ લાગી ગઈ. "આ કેવાં અપશુકન ! આટલી બેશરમી ? હમણાં દેવને નવૈદ્ય ધરાવવા જતી હતી, ત્યાં આ અભાગીયા, કુલક્ષણા બાગદીનો છોકરો મોઢું બતાવવા આવી ગયો."

"બહુ મોટો છોડ છે ?" ચિનિવાસે બે હાથ ફેલાવી છોડના કદનો ખ્યાલ આપ્યો.

રસોડામાંથી ગરમ ભાતની સુગંધ આવતી હતી. બ્રાહ્મણી રસોઈયણ દાળના તપેલામાં ઘી ઢાળતી હતી. દૂધીનો હલવો દૂધમાં રંધાતો હતો. જાતજાતનાં શાક રંધાતાં હતાં. ઘીની સુવાસ ચારે બાજુ ફેલાઈ હતી. કેટલાય દિવસથી ચિનિવાસે ગરમ ભાત ખાધો નહોતો. કેટલાય સમયથી એ બ્રાહ્મણને ઘેર ગયો નહોતો.

"તે પછીથી કહેવડાવીશ. હમણાં તો તું ઘેર ચાલ્યો જા."

"મા, બરામણોની અન્નપૂજા ક્યારે છે ?"

"સોમવારે."

"થોડાં શાકભાજી હું લાવી આપીશ એ દિવસે ?"

"ના બાપ, તું હવે જા."

આ છોકરો એને બ્રાહ્મણ મા કહીને બોલાવે તેથી તો એના અંગમાં આગ ઊઠતી. આ ઊગમણી દિશામાં રૂપસી વાગદિનીના જેટલું કોઈ ગરીબ નહોતું. પૂરતું ખાવાનું મળતું નહોતું. વાળ જથરપથર હતા, તો પણ એ ખૂબ રૂપાળી લાગતી હતી. છોકરો પણ ખૂબ રૂપાળો હતો. આચાર્યની વહુએ છોકરા માટે કેટલાંય વ્રતોની જાતજાતની પૂજા કરવા છતાં કેટલીયે કાળી છોકરીઓને જન્મ આપવા સિવાય એકે છોકરા થયો ન હતો, એટલે આચાર્ય બીજી પત્ની પરણી લાવ્યા હતા.

"જાણે આંખોથી ગળી જશે, મૂઓ." આચાર્યપત્ની બબડી.

પછી એણે તિરછી નજર નાંખી જોયું કે ચિનિવાસ ક્યાં ઊભો છે ? આંગણાની એક બાજુએ સીતાફળનું ઝાડ હતું, તે હતી લક્ષ્મણરેખા. બાગદી, હોય માછીમાર હોય બધાની ગૃહસ્થના ઘરમાં જરૂરિયાત હોય તેથી આ બધાં હલકી જાતનાં લોકો સીતાફળના ઝાડની પેલી બાજુએ, ઊભાં ઊભાં વાત કરીને ચાલ્યાં જાય. ચિનિવાસ અંગૂઠા પર ઊભો રહીને ઊંચો થઈને કંઈક જોવાનો પ્રયત્ન કરતો હતો.

આચાર્યની નાની વહુ છોકરાને કેડમાં લઈ બારણાં આગળ આવીને એક ક્ષણ ઊભી રહીને પાછી અંદર જતી રહી. છોકરો માંદો હતો. ચિનિવાસની નજર લાગે તો વધારે માંદો થઈ જાય તો !

"એને એક પાઈ અને મમરા આપીને વિદાય કરો." અંદરથી નાની વહુએ નોકરોને હૂકમ કર્યો ને ચિનિવાસને કહ્યું, "મમરા લઈને રાજીખુશીથી ચાલી જા ભાઈ ! મારા છોકરાની સામું જોઈશ નહિ." ચિનિવાસની બન્ને આંખ જાણે ખાવાનું ઢૂંઢતી હતી. એને આટલી ભૂખ કેમ લાગતી હશે કોને ખબર.

"લે, મમરા લઈને ચાલી જા."

ચિનિવાસના મનમાં શું ભૂત ભરાયું કોને ખબર, એણે એકદમ વડી આચાર્ય પત્નીને ઘાંટો પાડીને પૂછ્યું, "હાં, રે, બ્રાહ્મણ મા, સાંભળ્યું છે કે ગૌરાંગ પ્રભુ આવતાં અમને બધાની સાથે આંગણામાં બેસાડીને પ્રસાદ મળશે ?"

"કોણે કહ્યું ?" વડી આચાર્ય પત્નીએ ડોકું ઊંચુ કરીને બરાડવાનું શરૂ કર્યું. એના

બરાડામાં અર્ધા શબ્દો સ્વામીની વિરુદ્ધ આક્ષેપના હતા.

"એ ચાંડાળ બાગદીની જોડે નાચતો ફરે છે. નાચવા દે એને. એ દેવ છે, કે માણસ, કેવો છે તે અમે જાણીએ છીએ. એ પૂર આણે છે. પણ પૂરમાં એ જ તણાઈ જવાનો છે. અમારે આ ગામમાં જન્મારો કાઢવાનો છે. અમે શા માટે એની જોડે નાચતા ફરીએ?"

રૂપસી બાગદીની વિરૂદ્ધ પણ ઘણું ઝેર ઓક્યું. એ નીચ જાતની ઓરત છે, નઠારી છે, છોકરો પણ નઠારો છે. ગામનું કલંક છે વગેરે.

નાની આચાર્યપત્ની ઝટપટ એક લોટો પાણી તથા એક વાડકી સાકર લઈ આવી, ને ઊભી રહી. કારણ-અકારણ જ્યારે વડી આચાર્યપત્ની આ રીતે બરાડતી ત્યારે બરાડતાં બરાડતાં એના મોઢામાંથી થૂંક પડતું. એવે વખતે એક વાડકી સાકર ખાય અને લોટો પાણી પીએ એટલે એ શાંત થઈ જાય.

ચિનિવાસે તો ખોબામાં મમરા લઈને દોટ મૂકી. દોડતો દોડતો એ તળાવને કિનારે પહોંચી ગયો. તળાવ પાણીથી છલોછલ ભરેલું હતું. બહુ છીછરું હતું. એટલા પાણીમાં માછલાં પકડાય નહિ. પણ અળસિયાં જેવી માછલી ઘણીબધી હતી. એમ લાગતું હતું કે ચિનિવાસની નાનીએ નાળિયેરનાં પાંદડાંના દાંડા છોલવાનું કામ પૂરું કર્યું હતું તેથી અળસિયાં જેવી માછલી પકડવા આવી હતી. ડોસી કંઈ ને કંઈ કામ કર્યા કરતી. એને નવરા બેસવાનું તો ગમતું નહિ.

"આ નાનકડી માછલી પકડવાથી શું થશે નાની ?" ચિનિવાસે આશાભર્યા અવાજે પૂછ્યું.

વૈદજીના સસરાની આંખમાં મોતિયો આવ્યો હતો. હુગલી (અળસિયા જેવી માછલી) નો રસ પીવાથી આંખ સારી રહે. તેથી વૈદની પત્ની વચ્ચે વચ્ચે એના બાપુ માટે હુગલી મંગાવતી, ને બદલામાં ક્યારેક ચોખા આપતી, અથવા પપૈયું આપતી. નાનીએ દોહિત્રની વાત સાંભળીને કહ્યું, "એમ જ ! કોઈ લે તો ઠીક છે, નહિ તો આ હુગલીને શાકમાં રાંધીશ. આ મમરા તને કોણે આપ્યા ? આચાર્યની વહુએ ?"

"હા" ચિનિવાસે ઝટપટ મોંમાં મમરા ઠાલવવા માંડ્યા.

રૂપસીની મા, ચિનિવાસની દાદીએ મોઢું વાંકુ કરીને કોઈને ગાળ દીધી. એણે કહ્યું, "ત્યારે તે કેટલીયે વાત કરતા હતા ! આ આપીશ, તે આપીશ, કપડાં આપીશ, બધો ભાર ઉપાડીશ ! હવે એ બધી વાત ભૂલી ગયો."

"કોણ, કોણ નાની ?

"તારો દુશ્મન, તારી માનો દુશ્મન !"

ચિનિવાસે ઘણા વખત સુધી નાનીની જોડે માછલાં પકડ્યાં. એનાં આંગળાં પાણીમાં રહી રહીને થીજી ગયાં. પછી ઘેર પાછા ફરતાં ફરતાં ચિનિવાસે કહ્યું, "આ પૂર નહિ પેલા પૂરની વાત કહે નાની."

"પ્રલયનું પૂર." ડોસીએ ડોકું ધુણાવતાં કહ્યું.

"કેવું ?"

"તારી મા ત્યારે તો નાની છોકરી હતી. રૂપે રંગે જાણે પરી. સવારથી જ ધોધમાર વરસાદ. કરા પડે. જોર જોરથી પવન ફૂંકાય."

"પછી ?"

"પૂર આવ્યું એટલે અમે બધાં વડી આચાર્યની વહુના છજામાં જઈને ભરાયાં. કેટલાય લોકો ઝાડ પર ચઢી ગયા, ને કેટલાય લોકો તણાઈ ગયા. માણસોને જીવજંતુની જેમ મરતાં જોઈ બ્રાહ્મણોએ બધાને એમના ઘરમાં આશરો આપ્યો."

"પછી ?"

વાતનો આ ભાગ ચિનિવાસને બહુ ગમતો. એ વારંવાર આ પૂરની વાત પૂછતો, અને આ ભાગ સાંભળવા મળે તેથી આખી વાત સાંભળતો. એ વાત એને પરીકથાથી પણ વધુ રસપ્રદ લાગતી. પૂરને સમયે બધા માણસો દેવ બની જતા; નહિ તો આ રીતે એકબીજા જોડે ભળી જાય શા માટે ?

"ખાધા વિના માણસ મરી જાય છે એ જોઈને બ્રાહ્મણોએ કરંડિયા ભરીભરીને મમરા પૌંઆ, પતાસાં ને બીજું ખાવાનું આપીને બધાના જીવ બચાવ્યા. જેમને રાંધવાની જગ્યા મળી તેમને ચોખા, દાળ વગેરે આપ્યાં."

"અને મારી માને ?"

"બ્રાહ્મણ લોકોએ એને પહેરવાનાં કપડાં આપેલાં. એણે પહેરેલી સાડી જગ્યાએ જગ્યાએથી ફાટી ગઈ હતી."

"પછી શું થયું ?"

"નવા ગોપાળના મંદિરમાં અમને જગ્યા આપી."

"તે પછી ?"

"માચડા પરથી સૂકાં લાકડાં, ચોખા, દાળ, તેલ, મીઠું, અનાજ, માછલાં-બધું ફેંકાતું. પાણી ઊતર્યા પછી બધાં પોતપોતાને ઘેર ગયાં, પણ રૂપસી અને એની મા માટે વડા આચાર્યને કેટલી બધી ચિંતા થતી હતી ! એ ખૂબ દુઃખી હતા. કોણ આટલી બધી કાળજી લે ! કેટલાય દિવસો સુધી એમને પોતાને ઘેર રાખ્યાં, અને ત્યાર પછી પોતાના એક નોકર માહિન્દરની સાથે રૂપસીને પરણાવી. પરણ્યા પછી પૂરું વર્ષ નહિ વીત્યું હોય ત્યાં ચિનિવાસનો જન્મ થયો; પણ રૂપસીનો વર તાવમાં મરી ગયો."

"ઓ મા ! પછી શું થયું ?"

"તું જન્મ્યા પછી પણ એ લોકોમાં દયામાયા હતી. હમણાં જેમ મમરા આપીને તને તગેડી મૂક્યો, તેવાં એ વખતે એ નિર્દય નહોતાં."

ચિનિવાસની નાની ડોકું ધૂણાવી કંઈ બોલવા જતી હતી, પણ અટકી ગઈ. એ વખતે એ લોકોએ ઢોલ વગાડીને કશી જાહેરાત થતી સાંભળી. વડા આચાર્યએ બધાને એને ઘેર જવા આમંત્રણ આપ્યું હતું. કીર્તન, દેવની પૂજા થશે, અને ગૌરાંગનાં દર્શન થશે. બધાને નિમંત્રણ અપાતું હતું. દિવાકર ચક્રવર્તી જેવા બ્રાહ્મણને, ચિનિવાસ જેવા

બાગદીને, સૌને."

"અરે હા ! સાચેસાચ બ્રાહ્મણો બધાને આમંત્રણ આપે છે. બધાને જમાડશે ?" ચિનિવાસની નાની કંઈ સમજીને, કંઈ વગર સમજ્યે માથું હલાવવા લાગી. આ પૂર પણ લાગે છે કે પેલા ગંગાના પૂર જેવું છે. બધાં એક જ જગ્યાએ ઊભાં રહેશે, બેસશે, ને મમરા, પૌંઆ સરખે ભાગે વહેંચીને ખાશે."

"મમરા પૌંઆ નહિ મા. ભાત હશે, ખીર હશે, ઘીવાળી દાળ, પપૈયાં, નાળિયેરની વાનગીઓ, જાતજાતનાં શાક. રબારણે ખૂબ દહીં જમાવ્યું છે તને ખબર છે ?"

"જા જઈને તારી માને કહે કપડાબપડાં ધોઈ નાંખે, જરા તેલ લાવજે, બાલ સંન્યાસીની જટી જેવા થઈ ગયા છે. આવું જીથરા માથુ લઈને શી રીતે જઈશ ?"

ચિનિવાસે પવનવેગી દોટ મૂકી. એ માને ખબર આપવા દોડી ગયો. રૂપસીએ વારેવારે હાથ જોડીને કપાળે લગાડ્યા. શું આ નાનીસુની સાચી વાત છે ? જો એ એના ચિનિવાસના માથા પર હાથ મૂકે, એને આશીવાર્દ આપે તો તો બધાને ખબર પડશે કે ચિનિવાસ પણ માણસ છે, ને રૂપસી પણ માણસ છે, અને આ ગામમાં બીજો પણ એક માણસ છે. જે અહંકારથી માથું ઊંચું રાખીને ગામમાં ફરે છે. રૂપસીને ઘણી ઈચ્છા હતી, કે એ ગૌરાંગને પૂછે, અથવા કોઈની પાસે પૂછાવે કે એક અહંકારી માણસનું એક સંતાન બાગદી હોવાથી શું હંમેશને માટે ગરીબ રહેશે, ને ઘરના છોકરાને સોએ એક ભાગ પણ નહિ મળે ? આ તે કેવો ન્યાય ?

રૂપસીને મનમાં એવો ભાસ થયો કે જાણે ગૌરાંગ આવી ગયા છે, અને ચિનિવાસને છાતીસરસો ચાંપ્યો છે-જાણે બધું દુઃખ, બધી મુશ્કેલીઓ દૂર થઈ ગયાં છે.

પણ ગૌરાંગ આવ્યા નહિ.

શાંતિપુર-કટુઆ થઈને કુમાર હટ્ટનો રસ્તો પકડવો પડ્યો. સંન્યાસ લીધાં ને થોડાંક વર્ષો પછી માણસો જાણે મધમાખીઓ હોય એમ એમને ઘેરી વળતાં. માણસોનાં માથામાં જાણે ઉમંગનાં પૂર ઉમટ્યાં હતાં. બધાંને એમનાં દર્શન કરવાં હતાં. ચરણસ્પર્શ કરવો હતો. આંધળાં કહેતાઁ, મને સ્પર્શ કરો કે જેથી અમે દેખતાઁ થઈએ; લંગડાઁ કહેતાઁ હતાઁ કે અમારા પગ સાજા કરી દો; જેમનાં છોકરાં મરી જતાં હતાં તે છોકરાંને લઈને એમના પગ પાસે રાખીને પૂછવા ઈચ્છતાં હતાં, છોકરાં જીવતાં કેમ નથી તે કહો પ્રભુ !"

આમ હજારો માણસ હજારો આશાભર્યાં ત્યાં ઉભરાંતાં હતાં. પ્રબળ ઈચ્છા હોવા છતાં એ આ યાત્રામાં ચિનિવાસના ગામની પાસે જઈ શક્યાં નહિ.

આચાર્યના ઘરની સામે માણસોની બહુ ભીડ હતી. એક ફક્ત ગૌરાંગદર્શનને માટે આવ્યાં નહોતાં, પણ પેટની આગ બુઝાવવા આવ્યાં હતાં. પેટભરીને ખાવાનું મળશે એ આશાએ બાળકો, મા, ડોસા-ડોસી, આંધળાં, લૂલાં- લંગડાં, અનાથ, બધાં બેસી રહ્યાં. ધોધમાર વરસાદ વરસતો હતો. જાણે કોઈ આકાશને સમ દઈને કહી રહ્યું હતું, "પાણી રેડ્યા કર બાપુ ! તું જરા ય અટકીશ નહિ."

આવા વરસાદમાં જ રેલ આવે, એક પછી એક પ્રહર વીતતા ગયા. લોકો

ભીંજાતાં જ રહ્યાં, એ આશાએ કે ગમે ત્યારે પ્રસાદ લેવા માટે બૂમ પાડીને બોલાવે.

બરોબર સાંજે મમરા અને પતાસાંના કરંડિયા ભરીને માહિન્દરના ઘરના માણસો લોકો બેઠાં હતાં ત્યાં આવી પહોચ્યા. ચિનિવાસના ઘરનાં કોઈ, આંગણામાં આવ્યાં નહોતાં, પણ માહિન્દરના ઘરનાં માણસોએ મીઠે અવાજે કહ્યું," એ જો આવત તો તમે સૌ આંગણામાં આવી શકત, ને અમે તેમને બોલાવીને અહીં બેસાડત. પણ એ તો આવ્યા નહિ, તો હવે આંગણામાં આવીને પાણીને કાદવવાળું કરવાથી શો ફાયદો ?"

"તો મમરા પતાસાં શા માટે લઈ આવ્યા છો ? પ્રસાદ આપવાનું તમે કહ્યું નહોતું ?"

"એ જો આવત તો તો પ્રસાદ જરૂર રંધાવત. અહીં કીર્તન થાત, એટલામાં રસોઈ થઈ જાત, તમને બધાંને પ્રસાદ મળત. બધી તૈયારી હતી, બધી સામગ્રી હતી, પણ એ જ્યારે આવ્યા નહિ તો પછી પ્રસાદ શી રીતે તૈયાર થાય, તમે જ કહો."

"પણ અમે તો પ્રસાદની આશાથી અહીં આવ્યાં છીએ."

"જુઓ, તમે આવ્યાં હતાં તો સંન્યાસીનાં દર્શન કરવા, કંઈ ખાવા થોડાં આવ્યાં હતાં ?"

"હા, ખાવા આવ્યાં હતાં."

"લો. તમારી જોડે મારે માથાકૂટ કરવી નથી. ગૌરાંગ પ્રભુનાં દર્શન કરતાંય ખાવાનું વધારે મહત્વ ? એથી જ તમારા લોકોનાં દુઃખ ઓછાં થતાં નથી. સમજ્યાં ! લો હવે મમરા પતાસાં લો."

સરસ મમરા હતા, મોટાં મોટાં પતાસાં હતાં, પણ ચિનિવાસની આંખો ભરાઈ આવી. એને તો ખબર હતી કે સવારથી દૂધી, કાકડી, રીંગણ, ભાજી, દૂધ, દહીં, બધું ગાડાં ભરી ભરીને લઈ અવાયું હતું. ભગવાન જાણે શા માટે એ બધું લવાયું હતું ? ચિનિવાસને એકાએક એની મા રૂપસી પર ચીડ ચડી.

"એ રાક્ષસીએ આ વખતે અન્નપૂજા શા માટે ન કરી ? કેમ મને પેટ ભરીને ભાત ખાવા ન મળ્યો ? ભરપેટ ભાત ખાવાની મારી ઈચ્છા કેમ મરતી નથી ?"

મનમાં ને મનમાં માને મારીને, એની હત્યા કરીને, મમરા પતાસાં ફેંકીને ચિનિવાસ ભાગ્યો.

ઘણો સમય વીત્યો. સાંજને વખતે ચારે બાજુએ આગિયા વાતાવરણને પ્રકાશિત કરતા હતા. અંધારું ઊતરવા માંડ્યું હતું. ચિનિવાસની નાનીએ ચિનિવાસને સીમાડાના ખેતર આગળ ખોળી કાઢ્યો. પાણીમાં ડૂબેલા તાડની ઉપર એ ચુપચાપ બેઠો હતો. રડી રડીને ગળું બેસી ગયું હતું. ઊંઘ આવતી હતી. પરંતુ ભૂતની બીક પણ લાગતી હતી.

"નાની ! મારો હાથ પકડ."

બન્ને જણ પાણીમાં છબછબ કરતાં ઘરની તરફ જવા લાગ્યાં. ઘર તરફ જતાં જતાં ચિનિવાસે કહ્યું, "ગૌરાંગના પૂર કરતાં પેલું પૂર સારું હતું ને, એવું પૂર પાછું નહિ આવે ? જે પૂરમાં ધાણી, મમરા, ભાત બધું જ મળે ! બધાં દુઃખ દૂર થઈ જતાં !"

# અનાજની બિછાત

કુરુડા અને હેસાડી ગામોની ઉત્તર દિશામાં જે જમીન હતી, તે ઊંચી નીચી, તદ્દન સૂકી અને તડકો ખમીને ગરમ લાહ્ય જેવી હતી. વરસાદ પછી પણ ત્યાં ઘાસ ઊગતું નહોતું. વચમાં વચમાં ફણી મનસાનું જંગલ ત્યાં જામી જતું, અને થોડાં લીમડાનાં વૃક્ષો. આ બળેલી જમીન અને તાપ. વરસાદ, અને ઠંડીથી આંદોલિત મેદાનો એવાં હતાં કે ત્યાં ભેંસ ચરે નહિ. એવા સ્થાનમાં એક હોડીના આકારની ઢળાણવાળી જમીન હતી. અર્ધો વીઘું જમીન હશે. ઊંચી ટેકરી પર ચઢીએ તો જ જમીન દેખાય અને ત્યાં લીલોતરી જોઈને એ દેખાવ ભૂતિયો લાગે.

વળી જમીનમાં લાકડાના મંચ પર એક છાપરી જોઈને દૃશ્ય વધારે ભયાવહ લાગતું. આ જમીનમાં ઘર તદ્દન અસલામત હતું. કારણ આ પ્રકારની છાપરી જ્યારે અનાજ પાક્યું હોય. ત્યારે એની ચોકી કરવા માટે વપરાતી. આ જમીનમાં ફક્ત અનાનાસના છોડ જેવો એક કાંટાળો 'એલો' છોડ ઊગતો, જે ભેંસ પણ ખાય નહિ. એલોના રેષામાંથી ખૂબ મજબૂત દોરડાં બનાવાતાઁ. ભારતમાં એલો વૃક્ષ જંગલી વૃક્ષ તરીકે ઓળખાતું.

બધા કરતાં વધારે ભયાનક દૃશ્ય સાંજે દેખાતું. કુરુડા ગામ તરફથી લાંબા લાંબા ડગલા ભરતો એક માણસ આ તરફ આવતો. પાસે આવે ત્યારે ખબર પડે કે એ ડોસો છે, ચામડી લબડી પડી છે, કમર પર કપડાંનો કટકો વીંટાળેલો અને એની પર એક નાનીશી શણની કોથળી લટકાવેલી. એના હાથમાં એક વાંસની લાઠી રહેતી, અને એ લાકડી એલો ઝાડ પર વીંઝતો વીંઝતો એ માંચડા આગળ જતો. ઝાડની ડાળીઓ કાપેલી હતી. અને ઝાડ જોડે બાંધેલા એક દોરડાંને પકડીને એ ઉપર ચઢતો. ચકમક ઘસીને બીડી સળગાવે ને માંચડા પર બેસી રહે. દરરોજ અંધારું ઘેરું બનતાં કોઈક વાર એ નાની શી સાદડી પાથરીને સૂઈ જતો.

દરરોજ કુરુડા ગામમાં દુલન ગંજુની ઘરડી સ્ત્રીએ સમયે એને ઉદ્દેશીને ગાળો દેતી હોય. એ જાણે એનો જન્મસિદ્ધ હક હોય તેવી રીતે. કારણ ડોસાનું નામ દુલન ગંજુ હતું. એની આ ગાળ દેવાની ટેવથી એના છોકરા, વહુઓ, પૌત્રપૌત્રીઓ બધાં અકળાતાં પણ કશું બોલી શકતાં નહિ. કોઈ કંઈ કહેવા જાય તો ડોસી એને જ ગાળો દેવા માંડે વળી એ ધાતુયાની માની ગાળો આપવાની, તથા ઝગડો કરવાની ક્ષમતાથી બધાં સુપરિચિત હતાં. ઝગડો, શરૂ થતાં જ એની કુશળતા અને ધંધાદારી આવડતને જાણે આહ્‌વાહન મળતું. એ સામાપક્ષની સાત પેઢીના પ્રથમ પુરુષથી માંડીને કુમળા બાળક સુધીનાં

બધાંને ગાળો દેતી. સામાન્ય રીતે એ ત્રીજી પેઢીએ પહોંચે ત્યાં તો સામોપક્ષ હારીને પાછો હઠી ગયો હોય.

બધાં એનાથી અંજાઈ જતાં. જ્યારે તામાડિ ગામમાં તોફાન કે મારામારી થતી, ત્યારે પોલીસ ત્યાં પહોંચી જતી, અને તપાસ કરતી ધાતુયાની મા પોલીસને ઝાળ લાગી જાય એવી ગાળો એ લોકો પર વરસાવતી, અને પોલીસને ગામમાંથી જતા રહેવાની ફરજ પાડતી. પોલીસ જેમને પકડવા આવી હતી તેમાંઉનો એક જણ ગોવાળના મેસમાં સંતાયો હતો. ધાતુયાની મા "આવ, બધાં ઘરમાં જોઈ લે. આવ મડદાંખાઊ આવ તારી મા ......" એમ કહીને એવા ઘાંટા પાડે, કે એ ઘાંટાથી પોલીસલાળા પણ ગામ છોડી ભાગી ગયા. ગામ એકદમ જાણે કે શાંત ને સુરક્ષિત બની ગયું.

એથી પણ ડોસીને નિરાંત ન પોલીસવાળાની પાછળ-પાછળ ગાળો દેતી ચાલતી રહી. થાય એ કહે "જો હમણાં ગામમાં ડોસા, ડોસી અને છોકરાંઓ છે. તારે એમને જોવાં છે. એમને પકડવાં છે ?"

પોલીસ ચાલી ગયા પછી ધાતુયાની મા છુપાયેલા છોકરાને વાક્યબાણથી વીંધી નાંખે "હરામી ! પહેલેથી તું છે જ અક્કલનો ઓથમીર. તારા કરતાં તો એક ઘરડી બકરીમાં પણ વધારે અક્કલ હોય. એ રજપૂતને તેં લાત મારી એ તો ઠીક કર્યું, પણ ગળું દાબી દીધું હોત તો પાપ જ વિદાય થાત. પરંતુ જંગલમાં ભાગી જશે તો ? મૂરખ હોય તો ગામમાં પાછો આવે. જા જંગલમાં જતો રહે. ત્યાં જ રહેજે."

ધાતુયામાં હિંમત નહોતી, કે તે માને કહે "બાપને ગાળ ન દે." એમ કહે તો મા સળગી ઊઠે. ડોસો હવે છોકરાંઓને વ્હાલસોયો થઈ પડ્યો છે. ડોસી નકામી વઢ્યાં કરે છે. પણ છોકરાંઓ બાપનું સાચું રૂપ ક્યાંથી જાણે ? એ તો મા જ જાણે છે.

ચાર વર્ષની હતી ત્યારે ધાતુયાની માનું લગ્ન થયેલું. ચૌદ વર્ષની થઈ ત્યારે એનું આનું આવ્યું ને એ સાસરામાં આવી. એ ડોસાના સ્વભાવને પૂરી રીતે જાણે છે. વગડાઉ અને ખેતીને માટે પડતર એવી જમીનનો જે એકલો પહેરો ભરતો હોય, તેને સાપ કરડે કે વાઘ ખાઈ જાય એથી એ થોડી વિધવા થવાની હતી ? ધાતુયા થશે કે લાટૂયા ? એમને હતું, કે આ બિનઉપજાઉ જમીન બતાવીને દરેક વર્ષે ખાતરની માંગણી કરવી. અને સરકારી બિયારણ લાવીને પછી વેચી મારવું. પહાનનું હળ અને પાડા બતાવીને દર વર્ષે હળ અને બળદને માટે રૂપિયા કઢાવવા ચો કયાંનો.

છોકરાઓ મૂંગા રહેતા મા હૂકો પીતી અને કહેતી : "હું મરી જાઉં પછી જ તમને મારી કિંમત સમજાશે." એવી મુદ્દાની વાત કહીને પછી સૂઈ જતી. વહુઓ ધીમે સાદે છોકરાઓને કહેતી, "ચાલો, એક દિવસ તો વીતી ગયો."

મા સૂતાં-સૂતાં અંધારાને તાકીને કહેતી, "એક દહાડો ત્યાં જ મરી જશે. એનું મડદું જોવાનું પણ નહિ મળે."

છોકરાઓ જાણતા હતા કે એ લોકો માટે વનની ચોકી કરવા રાતભર માચડા પર રહેવું એ એટલું અસ્વાભાવિક કે અવાસ્તવિક નહોતું. પણ પિતાને એ લોકો સ્વાભાવિક

માણસ તરીકે લેખતા નહોતા. પિતા સ્વભાવે અત્યંત જટિલ, વિચિત્ર સ્વભાવી અને અકળ હતા. ગંજુ જાતિનું કામ મરેલાં ઢોરની ખાલ ઉતારવાનું હતું. એક વાર પિતાએ કદાવર રજપૂત મહાજન અને દસ બંદુકના માલિક લછમનસિંહની કેટલીક ભેંસોને ઝેર પાઈને મારી નાખેલી. તે પણ લછમનસિંહના ગામ તામાડિમાં રહીને. તે પછી એ ભેંસોનાં ચામડાં ઉતારી વેચી મારેલાં. લછમનસિંહિ એના ભાગીદાર ભાઈ દૈતારીસિંહનું એ કારસ્તાન છે એમ ધારેલું. પરિણામે જે ઘરકંકાસ થયેલો. તે હજી ય શમ્યો નહોતો.

એ પછી પણ પિતા ટકી રહ્યા. એ પરથી જ પૂરવાર થતું હતું કે પિતા અજબ માણસ છે. શી રીતે જીવન ટકાવી રાખવું એ વિષે વિચારતાં વિચારતાં ગંજુ ક્યારેય છોકરા કે પૌત્રોની સાથે વાત કરવાનો સમય ફાળવી શકતો નહિ. મા પણ કંઈ ઓછી નહોતી. માના કસાયેલા શરીરમાં શ્રમ કરવાની શક્તિ એટલી બધી અને સ્વભાવમાં સાહસ, જીદ અને ગુસ્સો એટલાં કે મા એમને અસાધારણ સ્ત્રી જ લાગતી.

છોકરાઓએ મા અને બાપને જોડાજોડ બેસીને વાતો કરતાં જોયાં નહોતાં. પણ જ્યારે બાપ કોઈ મહત્વનું કામ કરતો, ત્યારે માને બોલાવીને આંગણામાં બેસાડતો. એની આગળ હૂકો ધરતો, ને કહેતો, "ઓ ધાતુયાની મા ! મને જરા અક્કલ આપ. તારી પાસે આખું ગામ સલાહ માગે છે. પોલીસ તારાથી ડરે છે."

"શા દાવપેચ ખેલવાનો વિચાર કરે છે ? કોને દગો દેવો છે, કે કોઈને જશ આપવો છે ?"

માનો અવાજ ઊંચો હોય, પણ એમાં ક્યારેય કિન્નો ન હોય. બન્ને જણ હળવે સાદે ગૂસપૂસ કરે. આવું વર્ષે દોઢ વર્ષે એકાદવાર બનતું હોય.

બાકી તો બાપ માની જોડે કંઈ જ વાત કરે નહિ. મા કહે, "આના કરતાં તો હું પિયર ચાલી જાઉ."

પિતા લુચ્ચું હસીને ધીરેથી જાણે હવાને કહેતા. "હા તારા ગામમાં તારા બાપનો મોટો મહેલ છે ખરોને ?"

માને માબાપ. ભાઈભાંડુ કોઈ નહોતું. માને એની ખબર હતી. તો પણ આવું બોલતી અને બાપને ટોણો મારવાનો મોકો આપતી.

આ રીતે માબાપ, ધાતુયા અને લાટૂયાને કશું કરવાનું તે હતું નહિ. જે રીતે પહાડ પશ્ચિમ દિશામાં શા માટે છે, કુરુડા નદી શા માટે વહેતી રહે છે, તે વિષે કશું કરવાનું નથી. બરોબર એ જ રીતે આ લોકોની અકર્મણ્યતા હતી.

શનિચરી કહે છે "તારાં મા બાપ બન્ને પાગલ છે. તારા બાપ પૂરા પાગલ છે. પાગલ ન હોત તો આમ કરત ? જ્યારથી એને જમીન મળી છે ત્યારથી ત્યાં પહેરો ભરે છે, પરંતુ અનાજબનાજનું વાવેતર કરતો નથી."

કહે છે કે, પડતર જમીન પણ ચૌદ આના વળતર આપે. પણ આ જમીનમાં તો ચૌદ પૈસાનો પણ પાક થતો નહોતો.

એ જમીન અગાઉ ઉલ્લેખ કર્યો તે લક્ષ્મણસિંહની હતી. થોડાં વર્ષો પર

સર્વોદયના કાર્યકર્તાઓ આ તરફના જમીનમાલિકોને ઘેર ઘેર જતા. એમને એ વખતે પણ શનિચરી કહેતી, "બાબુ સરખા એ લોકો પાગલ જેવા છે. જમીનમાલિકોના મનમાં દયા જગાડવા નીકળ્યા છે. વિચારે છે કે જમીનના માલિકો પોતે જ કહેશે હાય હાય ! અમારી પાસે આટલી જમીન છે, અને એ બિચારાઓની પાસે જરાય સરખી જમીન નથી ? ત્યારે એ લોકો જમીન આપી દેશે. જે દિવસે જમીન આપશે તે દિ હું ખુરશીમાં બેસીશ, મઠ્ઠો માખણ ખાઈશ, ને બંને વેળા ભાત ખાઈશ."

પણ જમીનના માલિકો પોતાની હરોળના જમીનમાલિકોનું નીચું દેખાડવા ખાતર પથરાળ, ખેતીને માટે નકામી એવી જમીન ભૂદાનમાં આપવા લાગ્યા. પાંચસો, સાતસો, હજાર, બેહજાર વીઘાં ઉપજાઉ જમીન બધાંની પાસે છે. ડાંગર, ઘઉં, મકાઈ, સરસિયો, તુવેરની ખેતી બધા કરતા. મગફળીનો પાક હમણાં ખૂબ કમાણી કરાવે એવો હતો. એથી કેટલીક પડતર જમીન આપવાથી કંઈ બગડતું નહોતું.

જમીન દાનમાં આપવાની પ્રવૃત્તિથી બધાનો સ્વાર્થ સધાતો હતો. ભૂદાન પ્રવૃત્તિને યશ મળતો હતો. જે સર્વોદયી નેતા અને કાર્યકારો ઉપહાસપાત્ર બનતા હતા તેમની ઈજ્જત વધી. કુરુડા વિસ્તારના રજપૂત, કાયસ્થ, જોતદાર વગેરેએ શું જમીન ન આપી ? અગર આપી તો શું એમનું હૃદયપરિવર્તન થયું હતું ? ચોક્કસ. બસ, સર્વોદયી મિશન સાર્થક થયું. તે પછી તેઓ મધ્યપ્રદેશના ડાકુઓનું હૃદયપરિવર્તન કરાવવા ગયા. જમીનદારો અને ડાકુઓ એ બન્ને વર્ગના લોકોમાં જ્યાં સુધી હૃદયપરિવર્તન ન થાય, એમને પશ્ચાતાપ ન થાય ત્યાં સુધી મિશન સાર્થક થાય નહિ.

ભૂદાનની પ્રવૃત્તિ સર્વાર્થસાધક હતી. જેમાં ખેતી ન થઈ શકે એવી જમીનથી છૂટકારો થયો જેમને જમીન આપવામાં આવી તેમને જાણે ખરીદી લેવાયા. સરકાર ઉપર જમીનમાલિકોની પકડ વધારે સખત થઈ. અને એ લોકો બહુ દયાળુ છે એવી છાપ ઊભી થઈ. તેનો એમને અપાર આનંદ હતો.

એ વખતે ગંજુને ઉપર જણાવેલી જમીન મળેલી. એને પોતાને એ જમીન જોઈતી નહોતી, પણ લછમનસિંહનો પ્રતાપ બહુ પ્રબળ હતો. એણે આંખો લાલ કરીને કહ્યું, "આથી જ તમે હલકા લોકો ગણાઓ છો. આજે મારા મનમાં દયામાયા ઉપજી એટલે જમીન આપું છું. કાલે મન ફરી ય જાય"

દુલને કહ્યું, "હજુર માબાપ છે."

"તો પછી ? ઢળાણવાળી જમીન છે, વરસાદનું પાણી આવશે. અને જમીન એવી ઉપજાઉ થશે કે જે રોપશે તે ઊગશે."

ચોમાસામાં લાલ માટીના કાંપવાળું પાણી આવતાં જમીન ઢંકાઈ જતી પણ ચારેબાજુ પથરા હોવાથી કશું ઊગતું નહિ. એવી વગડાઉ જમીનમાં કોણ ખેતી કરે ? અને ઉપજાઉ જમીન હોત તો લછમનસિંહ થોડી દાનમાં આપી દેત ? દુલન ઉધાર પૈસા લેવા ગયો હતો. પણ જમીનમાલિક બનીને આવી પહોંચ્યો.

ગામમાં સૌએ કહ્યું, "મોટા લોકોનાં મન બહુ ગંદાં હોય છે. ઘીના પરોઠા ખાઈ

ખાઈને એમનાં મન ગરમ થઈ જાય છે. કાલે જમીનનું દાન કર્યું એ ભૂલી જશે."

"ન ભૂલ્યા તો ?"

"પોતાની પાસે પડી રહેવા દેશે. આરા છામરામાં સર્વોદયીની વાત માનીને બધાએ એવી જ જમીન દાનમાં આપી છે જેમણે આપી છે તેમણે પાછી જમીન મહાજનને વેચી દીધી છે. યા તો ગિરવે મૂકી દીધી. તું પણ એમ જ કરશે."

"એ જમીનને ખરીદે કોણ? મહાજને તો નામ કમાઈ રહ્યો છે અને બેકાર જમીનનો એણે તો માથા પરથી ભાર ઉતાર્યો છે."

દુલનને બીજું ઘણું કહેવું હતું. પણ પહાને એને ધમકાવી કાઢ્યો. એને અનેક સમસ્યા હતી. આ ખેડવા માટે નકામી જમીનની સમસ્યા તો એની આગળ કશી વિસાતમાં નહોતી. દુલને બડબડાટ કર્યો.

એની વહુએ કહ્યું, "ઓહ ! જમીનમાંથી કશું મળતર કેવી રીતે મળે તમે તેનો વિચાર કરો છો. એનો તોબરો તો હંમેશા ચઢેલો હોય છે. એના મનમાં શું છે તેની કોઈ દિવસ કોઈને ખબર પડતી નથી."

"આ જમીનમાંથી ફાયદો શું ?

બીજે દિવસે બધું સાંભળ્યા પછી શનિચરીએ કહ્યું, "કેમ ? ઓ ધાતુયાની મા ! જમીન મળતાં ધાતુયાનો બાપ તોહરી મોકલી આપો -બી.ડી ઓફિસમાં. જમીન ખેડવાનો ખર્ચ, બિયારણ - બધું જ સરકાર આપશે."

આ વાત સાંભળીને દુલનને હસવું આવ્યું. એની બન્ને આંખો સ્વપ્નીલ થઈ ગઈ.

કોઈ કોઈ પરીની વાતોમાં આવે છે, કે ગાય ગાભણી ન હોય તો પણ દૂધ દેતી હોય, દુલન જેવાને એ સમજાતું નહિ કે ખેડવા લાયક જે જમીન ન હોય, તે શી રીતે એનો સંસાર ચલાવવાને સહાયભૂત થશે ?

એક દિવસ લખાણ થયું, નોંધણી થઈ. પછી દુલનના હાથમાં જમીન આવી. ગંજુશેરીમાં એક આંગણામાં બે ઓરડી હતી. એ બે ઓરડીમાં આખું કુટુંબ રહેતું, ત્યાં જ રસોડું. ત્યાં જ બધાં સૂતાં. એજ એમની દુનિયા. આંગણાની એક તરફ આગળો મારીને પતિ-પત્ની સૂતાં. આ કારણે એ લોકો હરામહાડકાંનાં થઈ ગયાં હતાં. એમની ચારે બાજુ રજપૂત જમીનદાર તથા મહાજન અને હનુમાન મિશ્ર બ્રાહ્મણ રહેતા હતા. એ લોકો આ વિસ્તારના અત્યંત પ્રભાવશાળી પુરુષો હતા. એ લોકો આ જગ્યામાં વાસ કરતા હતા. અને નીચલા વર્ગને દબાયેલા રાખતા. એટલે દુલનની કમર ભાંગી જાય એ સ્વાભાવિક હતું.

પરંતુ પ્રબળ જીજીવિષાને કારણે નીચલા વર્ગના એ લોકો ખૂબ મહેનત કરતા, અને બધી પરિસ્થિતિમાંથી ફાયદો ઉઠાવતા બળથી નહિ પણ કળથી, અને બળથી એ સામાપક્ષને મૂર્ખા બનાવીને કામ કઢાવતા.

ધાતુયાની માએ કહ્યું, "ઘણી બધી જમીન છે, ફળદ્રુપ ઘણી છે ધાતુયા ! તારા બાપને કહે કે અનાજ ભરવાની મોટી કોઠીઓ ખરીદે. લાટુયા ! તારો બાપ તો જમીનદાર

બની ગયો જમીનદાર !"

આવું બધું એણે કહ્યું તો ખરું, પણ ગામના લોકો અને એ હવે દુલન શું કરશે તે જોવા અધીરા બની ગયા હતા.

દુલન એકલો કાબેલિયતથી લડતો હતો તેથી ગામના લોકો એને પ્રશંસાની દૃષ્ટિથી જોતા. લછમનસિંહની ભેંસોને ઝેર પિવડાવેલું તે બધા જાણતા હતા. પણ એ વિષે કોઈ કશું બોલતું નહિ. દૈતારીસિંહને ત્યાં પપૈયું વેચીને એક વાર દૈતારીસિંહની વહુ પાસેથી, તો એક વાર એની મા પાસેથી પૈસા લીધેલા. લછમનસિંહને ઘેરથી જ્યારે છટપર્વનાં કેળાં, મૂળા, શાકભાજી, ફળો બળદગાડીમાં ભરીને કુરુડા નદીની પેલી પાર લઈ જવામાં આવતાં, ત્યારે એ ગાડાંની જોડેજોડે ચાલતો, અને જાણે પંખીને ઊડાડતો હોય એવી ચિચિયારી પાડતો, ને ગાડાવાળાનું ધ્યાન બીજે દોરીને ગાડાંમાંથી વસ્તુઓ સેરવતો. એમાંથી ગ્રામજનોને કશું આપતો નહિ, તો પણ ગ્રામજનો એને ચાહતા. એ લોકોને જે ન મળતું, તે એને તો મળતું હતું ને !"

જમીન મળતાં જ દુલન લછમનસિંહના પગ પકડીને બોલ્યો, "માલિક સરકાર ! જમીન તો મળી પણ હું એને ખેડું શી રીતે ? બી.ડી. ઓફિસમાંથી કશું નહિ મળે ? અહા હા ! આવી જમીન ! મળી ન મળી બધું સરખું

" કેમ ? બી.ડી. ઓફિસ તને બધું આપશે ?"

"ના હજુર, હું નીચી જાતનો ખરો ને ?"

"હા એકસો વાર નીચો. એ તને યાદ રહેતું નથી, તેથી જ તો લાઠી ને ખાસડાં ખાવાં પડે છે. એ તો છે જ પણ હું જેને જમીન આપું. તેને હું મદદ ન કરુ ? કોણ છે બી.ડી. બાબુ ?"

"કાયસ્થ છે, હજુર. કહે છે કે રાજપૂતો તો ગમાર છે, મૂરખા છે. રેડિયો સાંભળ્યા કરે ને ડાબે હાથે પાણીને ચા પીએ છે."

"રામ રામ ! - છિઃ ! છિઃ ! છિઃ !"

"હું મારી આંખોથી જોઈ આવ્યો છું હજુર !"

"હું તને લખી આપું છું."

લછમનસિંહ લખવાવાંચવામાં નિષ્ણાત હતો. એ વકીલ રાખતો. વકીલે દુલન તરફથી અરજી લખી. તેમાં હળ, બળદ, બિયારણ વગેરે ખરીદવા માટે સરકારી ઋણ આપવા માટે કૈથિ લિપિમાં એક જબરદસ્ત અરજી લખી આપી. બી.ડી.ઓ. ભલે તોહરીમાં રહેતો હોય અને તાહેરી ગામ લછમનસિંહના ગામ તામાડીથી દૂર તો હતું, પણ એ એક જ ધડમાથા જેવું હતું. લછમનની જોડે અને હનુમાન મિશ્રની જોડે સલુકાઈથી વર્તવાનું અને ઝગડો ન કરવાનું એસ.ડી.ઓ. એ પાતે, એને કહ્યું હતું.

તરત જ એણે બધું માની લીધું. લંગોટ પહેરેલા દુલનને અત્યંત નરમાશથી સમજાવ્યું કે એને બિયારણ મળશે, ખાતર પણ મળશે, પણ હળને બળદ માટે પૈસા એકદમ નહિ મળે. થોડા રૂપિયા ઉછીના લઈ હળ ને બળદો લાવીને દેખાડવાથી બાકી

રૂપિયા મળી જશે."

દુલને ગામમાં આવીને પહાનને કહ્યું, "સરકાર કાયદો તો કરે, પણ કશું સમજે નહિ. હળ બળદ લોકો રૂપિયા આપીને ખરીદે. હપ્તે હપ્તે રૂપિયા આપી ને શી રીતે ખરીદાય ? તારાં હળ-બળદ આપ બતાવવા માટે."

એ હળબળદ દેખાડીને દુલને બી.ડી. ઓફીસમાંથી રૂપિયા લીધા. એકએક વર્ષને આંતરે જ્યારે રૂપિયા લે ત્યારે એ કહેતો "મરી ગયો હજુર, હું તો બરબાદ થઈ ગયો."

દુલન રૂપિયા લેતા ખાતર લઈને તોહારીમાં જ વેચીને આવે અને બિયારણની ગુણ ખભે ચઢાવીને આવે. બિયારણ માટે જે અનાજ મળતું તે એનાં કુંટુબીજનો ખાતાં.

બિયારણ પણ ખાઈ જાય.

બિયારણનું ભાત છડીને ચોખા બનાવવા એવું સાધારણ રીતે કોઈ કરે નહિ પણ એણે એ કર્યું. પહેલીવાર જ્યારે બિયારણ મળેલું ત્યારે એની પત્નીએ પૂછેલું. આટલા બધા ચોખા ! તારી પાસે કેટલી જમીન છે ?"

"એ જમીન માપવા લાયક નથી."

"એ કેવી જમીન છે જે, માપવા જઈએ તો મપાય નહિ. ?"

" એ જમીન છે આપણું પેટ. ભૂખનું કંઈ માપ થોડું હોય છે ? પેટની જમીન જ વધતી જાય. આવી ખેડી ન શકાય એવી જમીનમાં ખેતી કરી ડાંગર પકવું ? તું તો ગાંડી જ રહી."

"તો શું કરશે ?"

"બિયારણ ખાશું."

"કેમ મરવું છે ?"

"અત્યાર સુધી તો આપણે જીવ્યાં છીએ. દુકાળમાં ઉંદર મારીને ખાધા તો બિયારણ ખાઈને થોડાં મરવાનાં ? મરું તો ખબર પડશે કે ચોખા ખાઈને મર્યો. સ્વર્ગે જઈશ."

એક વાર બિયારણનો ભાત ખાતાં જ ધાતુયાની માએ કહ્યું, "જીંદગીમાં આવી સ્વાદિષ્ટ ચીજ મેં અત્યારસુધી ખાધી નથી."

એણે એ વાત ગામમાં બધે ફેલાવી દીધી. અને એ ગર્વથી કહેતી ફરતી કે બેવકુફ બનાવીને બિયારણનો ભાત કુટુંબને ખવડાવે ?

ગામના બધા ખૂબ રાજી થયા. સરકાર ક્યારેય એમની કોઈ રીતે સંભાળ લેતી નહોતી. સરકારનો બી.ડી.ઓ. એમને ક્યારેય ખેતી કરવા મદદ આપે નહિ. સરકારની બુનિયાદી શાળામાં એમના છોકરાઓને ક્યારેય પ્રવેશ મળે નહિ. લછમનસિંહ અથવા દૈતારીસિંહ બંદૂક બતાવી એમને ચાર આના રોજી આપીને, અથવા તો માત્ર ખાવાનું આપીને પાકની લણણી કરાવે. એને કારણે એ લોકોનાં મનમાં ઘણી તાણ રહેતી. કારણ કે, પાસેના બ્લોકમાં ગંજુ, દુસાધ, ધોબીને એકટંક ખાવાનું અને આઠ આના રોજી

મળતી. પચીસ પૈસા વધારવા માટે ગ્રામજનોનો ઘણો આગ્રહ હતો. આ બધું જાણવા છતાં, જરા ગરબડ થાય તો એસ.ડી.ઓ. પોલીસને બોલાવીને ખેડૂતોને જ પકડાવે, લછમનસિંહ કે દૈતારીસિંહને કશું કહે નહિ.

સરકાર લછમનસિંહની છે. લછમનસિંહ, દૈતારીસિંહ, તથા હનુમાન મિશ્રની છે. પણ એ લોકોને તથા સરકારને જે બેવકૂફ બનાવે, તેની ગામલોકો પ્રશંસા શા માટે ન કરે ?

જમીન કામધેનુની જેમ દુલનને વર્ષે છસો રૂપિયા આપવા લાગી. તો પણ દુલન ઘરમાં સૂતો. ઓસરીમાં ખૂણામાં, ઓટલી પર, માની પાસે ધાતુયાની માને દમ અને ખાંસીની પીડા હતી. ઓટલીની નીચે મોટી બકરી બાંધી રાખે ને પછી ઊંઘે. બે ઓરડીમાં બે છોકરાઓ સૂએ વહુ, છૈયા-છોકરાને લઈને. ત્યાં ઘઉં, મકાઈ, જુવારના કોથળા, દેગડા, ઘડા, બાળવાનાં લાકડાં એ બધું જ બે ઓરડીઓમાં રહેતું, ને વખતે બાપ અને બન્ને છોકરાઓ ખૂબ મહેનત કરે, વગડામાં જાય, જમીનમાં બટાટાની શોધમાં ફરે, તોહારી જઈને માલ લાવવા-લઈ જવાની મજૂરી કરે. બધા લોકોની જેમ મિશ્રજીની ફળોની વાડીમાં કામે જાય. લાગ જોઈને થોડુંઘણું લઈ આવે.

એવામાં તામાડીનો કરણ દુસાધ આવી પહોંચ્યો. એ બહુ આબરૂદાર માણસ હતો. લછમનસિંહના ખેતરમાં મજૂરી કરતો હતો. માલિકની સાથે મજૂરી માટે લડાઈ કરીને એ જેલમાં જઈ આવ્યો. ત્યાં હજારીબાગ જેલમાં બિહારના બીજા ઘણા કેદીઓના સંપર્કમાં આવ્યો.

એ લોકો, એ દુસાધ હતા, તેથી એની ઘૃણા કરતા નહોતા. પણ એ જમીનદારની સામે લડ્યો માટે એની તરફ સન્માનની નજરે જોતા હતા. એમણે આશ્ચર્ય થઈને સાંભળેલું કે, કશા સંગઠનની મદદ સિવાય, પણ અપાર શોષણનો ભોગ બનેલા, બસો ખેડૂતોને લઈને એણે લછમનસિંહનાં ઘઉંનાં ખેતરોમાં આગ ચાંપેલી. એ કેદીઓએ એને સમજાવેલું કે એ રીતે લડાઈ લડી જમીનમાલિકોને પાઠ ભણાવવાની તાતી જરૂર છે. લડાઈ લડવાના હેતુથી જ લડાઈ લડવી જરૂરી છે. તેથી મજૂરોએ જાતે જ સંગઠિત થઈને મોરચો માંડવાનો.

જે લોકો કરણને સાથ આપતા તેમને બહાર હાંકી કઢાતા એ લોકો ક્યારેક અનશન કરતા. ત્યારે જમીનમાલિકો તેમને સળગાવી મૂકતા, ને કેટલાકને મારી નંખાવતા. ત્યાર પછી પણ લોકો કરણને ઝઘડાખોર કહેતા. અને એને કહેતા, "તું બહુ સારું કામ કરે છે, ક્યારેય તું તારી લડાઈ છોડીશ નહિ."

પરિણામે કરણ દુસાધના મનમાં ઘણું પરિવર્તન થયું. જે કરણ લછમનસિંહની તનતોડ વેઠ કરીને છેવટે લડાઈનું આયોજન કરતો હતો, તે જ કરણ જેલમાંથી છૂટીને આવ્યા પછી બધાંને કહેવા લાગ્યો, "આજે પણ આપણે સંગઠિત થઈને લડવાનું જ છે. એથી પહેલાં પાકું સંગઠન કરીને પછી જ મોરચો માંડીએ. એ જ્યારે લણણીની પૂરી તૈયારી કરીને બેઠો હોય. ત્યારે જ આપણે કામ કરવાની ના પાડીએ, પછી ગોળી ખાઈશું,

જેલમાં જઈશું. પહેલેથી જ પાકું સંગઠન કરીશું. પછી એની જોડે પાકે પાયે વાત કરીશું. લણણી કરતી વખતે પોલીસને હાજર રાખવા કહીશું. આપણી માંગણી તો ઘણી સામાન્ય છે. આપણે હરિજન અને આદિવાસીઓ છીએ. આ જંગલ જેવી જગ્યામાં આપણને પૂરી મજુરી નહિ મળે. આઠ આના મજુરી માટે લડીશું. બૈરાં-મરદ, નાનાં બાળકો, છોકરા છોકરી બધાંને આઠઆના આપવાની જોરદાર માંગણી કરીશું. એ ચાર આના આપે છે. બાકીના ચાર આના માટે આપણે લડાઈ લડીશું."

આ વાત સાંભળી દુલને કરણને કુરુડામાં બોલાવ્યો. એના મનમાં સંદેહ હતો. એણે એની જોડે, એને મળેલી જમીનમાં લોકોથી દૂર વાટાઘાટો કરી. કરણ દુસાદ ઉમરે પ્રૌઢ, પાતળો, ઠીંગણો માણસ હતો. હજારીબાગ જેલમાં બે વર્ષ કેદીઓ જોડે રહીને એણે એનું વ્યક્તિત્વ ખીલવ્યું હતું.

"ન્યાત જાત, બધું જૂઠું છે. બ્રાહ્મણ અને બીજા મોટા લોકોએ આ છૂતાછૂત ઊભી કરી છે."

આ વાત કરીને એણે દુલનને ચોંકાવી દીધો. દુલન મનમાં ને મનમાં થોડી ક્ષણ માટે ડરી ગયો. પછી એણે જાતને સંભાળી લીધી. એણે કહ્યું, "એ તો ભણેલાગણેલા બાબુઓ એમ કરવાના. હવે કામની વાત કરીએ. એ લછમનસિંહ, તથા બી.ડી.ઓ. તથા એસ.ડી.ઓ. તથા દારોગા ચાર પ્યાલા દારૂના સાથે પીનારા દોસ્તો. પહેલાં તું તાહારીની આદિવાસીની ઓફિસે તથા હરિજન સેવા સંઘની કચેરીમાં જા. એમને બધું જણાવી દે. એમને પણ તારી જોડે થાણે. એસ.ડી.ઓ.ની ઓફીસે, બધે લઈ જા."

"શા માટે, આપણે શું કમજોર છીએ ?"

"બહુ કમજોર છીએ કરણ ! ભૂલ ન કરીશ. સરકારના બધા માણસો લછમનસિંહને મદદ કરશે. એ બંદૂક ઉઠાવશે તો એ તરફ નજર પણ નહિ કરે. તમે લાઠી ઉગામશો તો તમને પકડશે. હરિજન સેવા સંઘના મદનલાલજી છે. સાચો માણસ છે. બધી વાત જાણે છે. એને સાથે રાખજે."

કરણે એની વાત માની. મદનલાલ મતો મેળવવા બહુ કામનો માણસ હતો. એથી પહેલાં એસ.ડી.ઓ. તથા દારોગાએ પહેલાં લછમન જોડે ખાનગી મંત્રણાઓ કરી, પછી મદનલાલજીની વાત કબૂલ કરી.

અત્યંત નિર્વિઘ્ને મકાઈની વાઢણી ને લણણી થઈ ગઈ. આઠ આના મજુરીનો દર નક્કી કરવામાં આવ્યો. કરણ દુસાધ નેતા બની ગયો. પરીકથા સાચી નીવડી.

ત્યાર પછી લછમનસિંહે દુલનને કહ્યું, "કાલે જમીન પર રહેજે. જો કોઈને ખબર પડી કે મેં તને આ કહ્યું છે. તો તારી લાશ પાડી દઈશ."

બીજે દિવસે જ્યારે રાત પૂરી થવા આવી ત્યારે એસ.ડી.ઓ. રાંચી ચાલી ગયો, અને દારોગા ડાકુઓને પકડવા દૂર પુરુલિહા ચાલી ગયો.

સાંજ ઢળતાં આથમતા સૂર્યના અજવાળામાં લછમનસિંહે બીજા રજપૂત ન્યાતીલાઓને લઈને તામાડીની દુસાધ શેરી પર આક્રમણ કર્યું. આગ ભડકી ઊઠી.

માણસો ભડથું થઈ ગયા. ઘરો તોડાયાં. રાત્રે દુલનની સામે નવોદિત ચંદ્રમા એક અપાર્થિવ, નીરવ, બિહામણું ચલચિત્ર મૂકી ગયો. ઘોડાની પીઠ પર લછમનસિંહ, બે ઘોડા જોડાજોડ રાખીને એની પર એક માંચડો ગોઠવેલો, જેમાં ઘણી લાશો હતી. લછમનની સાથે તેના દસ અનુચરો પણ હતા.

કરણ અને એના નિર્વિરોધી ભાઈ બુલાકીની લાશ, લછમનસિંહના ઈશારાથી દુલને જમીનમાં દાટી. ભયથી થથરતાં નીચે માથું નમાવેલું રાખીને એણે કોદાળી વડે ઊંડો ખાડો ખોદ્યો. લછમન પાળ પર ઊભો રહીને હૂકમો છોડ્યા કરે અને પાન ચાવે. પછી એણે કહ્યું, "કુત્તા ! જરા પણ જીભ ચલાવી છે. તો કરણ દુસાધના જેવી તારી દશા કરીશ. શિયાળવાંનો વિશ્વાસ નહિ, અહીં આવીને લાશને ઉઠાવી જાય. એટલે કાલે જ અહીં માંચડો બાંધજે, ને રાતે એની પર સૂજે. કરણે જ આગ લગાડી છે, હું રહ્યો રજપૂતનો બચ્ચો, હવેથી લાશો પડ્યા કરશે.

દુલને માથું હલાવ્યું. એણે જીવતા રહેવાની ઈચ્છાથી કહ્યું, "તમે કહેશો તેમ જ બધું થશે".

બીજે દિવસે પોલીસના માણસો આવ્યા. ખૂબ શોરબકોર થયો. છેવટે એવા સમાચાર ફેલાવવામાં આવ્યા કે ઘટનાને સમયે કરણ ત્યાં હતો જ નહિ. એટલે છાપાના ખબરપત્રીઓ "હરિજનની કરપીણ હત્યા" ના ભડકાવનારા સમાચાર આપી શક્યા નહિ. લછમનની વિરુદ્ધ કોઈ કશું બોલતું નહોતું. આગ લગાડવા બદલ લછમનના એક નોકરને થોડા દિવસની જેલની સજા થઈ. સરકાર તરફથી, જેમનાં ઘર બળી ગયાં હતાં તેમને ગૃહનિર્માણ માટે આર્થિક સહાય આપવામાં આવી.

ત્યારથી દુલન ખેતી પર રહેવા લાગ્યો. શરૂઆતમાં એમ લાગ્યું કે એનું મગજ ફરી ગયું છે. એટલે છોકરાઓ એની અડફેટમાં આવી ન જવાય તેવો પ્રયત્ન કરવા લાગ્યા. દુલનને ઘરની કશી વાતની જાણ કરવામાં આવતી નહિ. 'શું થયું છે' એમ પૂછતાં, દુલન આંખો લાલ કરી ને હોઠ કરડે ને પછી માથું હલાવી હાથ ઊંચો કરીને કહે "ક્યાંય જીભડી હલાવી છે. તો માથું ભાંગી નાંખીશ."

એના મનમાં વિરાટ વિસ્ફોટ થયો. મનનાં સ્તરો બદલાયાં. લછમન આવું બધુ સહજ રીતે કરી શકે ? દુલનને ખબર હતી કે માનવને માટે આચરણના કેટલાક નિયમો છે, તેવું જ મૃત્યુને વિષે પણ છે. પણ લછમનસિંહે એ સઘળી પ્રાચીન અને રીતિનીતિ કેટલી નગણ્ય છે તે પૂરવાર કરી બતાવ્યું. કેટલી સહજ રીતે ! ઘોડાની પીઠ પર બે શબ, અને ચોક્કસ તામાડીના લોકોની વચ્ચેની છડેચોક એ લઈ આવવાની નફ્ફટાઈ. લછમનને ખબર હતી, કે શબને છુપાવીને લાવવાની જરૂર નથી. એ શબો લઈ જવાતાં જોયા હશે, તે લોકો એક પણ હરફ ઉચ્ચારવાનાં નથી. લછમનની નીરવ અને તીક્ષ્ણ દૃષ્ટિની સામે સ્તબ્ધ બની ઊભા હતા. લછમને કહ્યું હતું," જે કોઈ મોં ખોલશે, આ જ રીતે લાશ બની જશે.

પહેલાં પણ આવું બન્યું હતું, ને હવે પછી પણ બનશે. આકાશમાં આગ અને

આર્ત મરણોન્મુખ લોકોના ચિત્કારની વચ્ચે વચ્ચે હરિજન તથા અછૂતોને એ સમજાવવું પડશે કે સરકારી કાયદો, ઓફિસરોનું તપાસપંચ તથા બંધારણની ઘોષણાનું કશું મૂલ્ય નથી. રજપૂત રજપૂત જ રહેવાનો છે, બ્રાહ્મણ બ્રાહ્મણ રહેવાનો. દુસાધ - ચમાર - ગંજુ - ધોબી, એ બધા બ્રાહ્મણ, કાયસ્થ, રજપૂત, ભૂંઈહાર તથા કૂર્મિના નીચે જ રહેવાના. ક્યાંક ક્યાંક રજપૂત કે બ્રાહ્મણ, કે કાયસ્થ કે ભૂંઈહાર, કે યાદવ, કે કૂર્મિ એ બધાનું સ્થાન હરિજનના જેવું જ હોઈ શકે કે એ લોકો હરિજન કરતાં પણ વધારે ગરીબ હોઈ શકે. પણ જાતિને કારણે તેમને ભડભડતી આગમાં ફેંકવામાં આવતા નહોતા. ખાંડવવનના દહનમાં કેટલાક અરણ્યવાસીઓના ભક્ષણ પછી અગ્નિદેવ આજે પણ અછૂતોનું માંસ પસંદ કરે છે.

સમગ્ર બનાવોની પરંપરાએ દુલનના મનમાં વિપરીત અસર કરી. આની પૂર્વે એની ધૂર્તતા ઉપરઉપરની જ હતી. જીવન ટકાવી રાખવા માટે... હવે પછી એના મનની નીચે બે શબોને છૂપાવી રાખવાં પડશે. એ શબો મનની નીચે સડતા હતાં. જમીનમાં માટીની નીચે દાટેલા-કરણ અને બુલાકી માંસનું વજન ગુમાવતાં તદ્દન ભારવિહીન થઈ ગયાં હતાં. પણ દુલનના મનોજગતમાં એ મૃતદેહોનું વજન વધી ગયું હતું. દુલનનો ચહેરો વિવર્ણ થઈ ગયો હતો. એ ખૂબ જ ઓછાબોલો થઈ ગયો. એ કોઈને કશું કહી શકે એમ નહોતો. એના મન પરનો બોજો ખૂબ વધી ગયો હતો. મનને બાંધીને સ્થાયી કરવું પડતું હતું. જરા મોઢું બોલે તો કુરુડાના દુસાધવાસમાં પણ આગ ભડકી ઊઠે, વાતાવરણમાં રાખ ઊડે, અને બળી ગયેલા માંસની દુર્ગંધ.

દિવસો વીતતા ગયા. કરણ અને બુલાકી ખોવાઈ ગયા. એ બધાને ભૂલી જવું પડ્યું. તોહરીથી આ તરફ પુરુડિયાને પેલી તરફ ફૂલઝર સુધી રેલવેલાઈનો નંખાઈ ગઈ. આદિવાસીઓ અને હરિજનનો પરના અત્યાચારોની બાબતમાં તપાસ અને વ્યવસ્થા કરવા માટે, અને મુકદ્દમો તૈયાર કરી અદાલતમાં રજૂ કરવા માટે પોલીસ થાણાને તથા એસ.ડી.ઓ.ને વિસ્તાર જોઈને વધારે સત્તા આપવામાં આવી. ઢાઈ ગામમાં પંચાયતી કૂવો ખોદવામાં આવ્યો. ઢાઈ આદિવાસીઓ અને નીચી જાતવાળાઓનું ગામ હતું. આ રીતે એ પ્રદેશને આધુનિક સમયની નજીક લાવવાનો અધકચરો પ્રયત્ન કરવામાં આવ્યો.

પરિણામે લછમનસિંહનો પ્રભાવ વધી ગયો. સરકારી નિયમોને ફગાવી દઈને એ ખેતરમાં કામ કરતાં મજૂરોને ચાલીશ પૈસા મજુરી આપતો એણે હનુમાન મિશ્રના મંદિરે શિવજીના માથા પર સોનાનો સાપ મઢાવી દીધો. બી.ડી.ઓ.ને સ્કૂટરને દારોગાને ટ્રાન્ઝીસ્ટર ખરીદી આપ્યું અને કરણ અને બુલાકીની દોઢ વીઘાં જમીન જૂનાં કોઈ દેવાં પેટે લઈ લીધી.

આ વ્યવસ્થાથી બધાંને સંતોષ હતો. પણ એકાએક ખેતીમાં કામ કરતાં મજૂરો માટે એક નવો હુકમ આપ્યો. એસ.ડી.ઓ. ની બદલી થઈ, ને નવો અમલદાર આવ્યો. એ ડાબેરી તરીકે પંકાયેલો હતો, અને તેથી એને છેવટે કોઈ ગુન્હામાં સંડોવીને બરતરફ

કરવાની ઉપરના અધિકારીઓની ઈચ્છા હતી તેથી લણણીના દોઢ મહિના પહેલાં એની તોહરીમાં બદલી કરી.

તોહરી વિસ્તારના ખેતમજૂરો મોટેભાગે હરિજન અને આદિવાસી હતા. જમીનના માલિક અને મહાજન ઊંચી જાતના. એ પ્રદેશની મુખ્ય સમસ્યા એ હતી કે ખેતમજૂરોને જમીનમાલિકોમાં જરા જેટલો પણ વિશ્વાસ નહોતો. એ કારણે જ ખેતીનો ધાર્યા પ્રમાણે વિકાસ થતો નહોતો. અને માથાદીઠ આવક વધતી નહોતી. આવક, ખર્ચ, સ્વાસ્થ્ય, શિક્ષણ, સમાજ ચેતના, બધું જ તદ્દન સામાન્ય સ્તરથી આગળ વધતું નહોતું. એથી ત્યાં સહાનુભૂતિવાળા, દીર્ઘદૃષ્ટિવાળા, માનવતાસભર અમલદારની જરૂર હતી.

એસ.ડી.ઓ. સમજતો હતો કે આ એને તગેડી મૂકવાની ચાલ હતી. એણે એના સસરાને લખ્યું, "તમારી જીત થઈ. બેંકમાં નોકરીની તપાસ કરજો. કૃષિ અર્થશાસ્ત્રમાં ઊચ્ચ ડીગ્રી મેળવી છે, એટલે નોકરી મળી જવી જોઈએ. નહિ તો જઈ રહ્યો છું, ત્યાં રહેવું પડયું તો તમારી એકની એક દીકરીને વિધવા થવાનો વારો છે."

એણે બીજી નોકરીની વ્યવસ્થા કરી એ પછી એ અહીં આવ્યો હોવાથી એણે ખેતમજૂરોને જણાવ્યું, કે તમને પાંચ રૂપિયા એંસી પૈસા મેળવવાનો હક છે. આ વાત એણે જમીનમાલિકોને પણ જણાવી. લછમનસિંહની જમીન, સુવિસ્તૃત તામાડી પુરુડિહા, કુરુડા, હિસાડી ચામા ઢાઈ એ બધાં ગામમાં હતી. પુરુડિયાના મુખીનો છોકરો અસરફી મહેતો બોલ્યો કરણની વાતો બધી યાદ છે. ત્રણ વર્ષ થયાં તો યે એને ભૂલ્યા નથી. પણ હમણાંનો એસ.ડી.ઓ. સારો માણસ છે. તો પછી શા માટે ચાલીસ પૈસાને એક ટંકના ભાત પર કાપણી કરવા જઈએ ? પાંચ રૂપિયા એંસી પૈસા જોઈએ. ખાવાનું અમારે ન જોઈએ. પાંચ રૂપિયા ચાલીસ પૈસા પૂરી મજૂરી પેટે ચૂકવો".

એક વાર જેમ કરણને, તેમ આજે અસરફીને પણ દુલને સમજાવ્યું. એણે કહ્યું, "કરણે બહુ બૂમબરાડા પાડ્યા. પણ શું વળ્યું ? એ કારણે તામાડીના દુસાધવાસમાં આગ ચંપાઈ ગઈ.

"કરણ ક્યાં છે ? બુલાકી ક્યાં છે ?"

"કોને ખબર ?"

"જીવતા નથી."

"કેમ એવી વાત કરે છે?"

"મારીને જંગલમાં દાટી દેવાયા છે."

"ખબર નથી. પણ એક કામ કરજે માલિકને નજર સામે રાખીને કામ કરજે."

"એમ જ કરીશ."

"કહેજે, માલિક જાણે બીજાને મદદ કરતો હોય એમ વ્યવહાર કરે. તે વખતે મજૂરી આપી. પછી આગ લગાડી."

"હા, કહીશ".

દરેક વિસ્તારમાં દરેક સંઘર્ષમાં એ વિસ્તારની વિશેષતા હતી. લછમનસિંહ કહે,

એટલા પૈસા નહિ આપું. બે રૂપિયા લો અને નાસ્તાપાણી."

"પૂરી મજૂરી આપો, હજુર."

"આપું ?"

લછમનસિંહની આંખો તદ્દન નરમ અને દર્દભરી બની ગઈ. એણે કહ્યું, "વિચાર કરી જોઉં. તમે લોકો પણ વિચાર કરો. આપવું જોઈએ એ તો ગધેડાને પણ ખબર છે. પણ ખરું શું છે તે જાણે છો ? તમે એસ.ડી.ઓ.ની વાત કરો છો ને ? એને કહો, આ વિસ્તારમાં મખ્ખનસિંહ, દૈતારીસિંહ, રામલખનસિંહ, હજુરીપ્રસાદ કોઈ પણ એટલી મજૂરી આપતું નથી. તો શુ હું એકલો માર ખાઉં ?"

અસરફીએ બીતાં બીતાં પણ હસતાં કહ્યું," માર શાના ખાઓ હજુર ? ઘઉં દળવાની ઘંટી પાસે છે, તમારી તમારું મકાન ખૂબ દૂરથી દેખાય છે, ભલા તમે માર ખાઓ ?"

એની મજાકને લછમનસિંહે ઉદ્ધતાઈમાં ખપાવી. એણે કહ્યું, "બે રૂપિયાની વાત તો મેં ગાઈબજાવીને કહી છે. જમીન રાખીને અમે ગુન્હો કર્યો હોય, અમે ચોર હોઈએ તેમ સરકાર અમારી જોડે વર્તે છે. તમારી પાસે જે જમીન છે તે ખેડવા તમને સરકારી મદદ મળે છે. મારી જમીન મેં દુલનને આપી છે. એ હરામી જમીન ખેડતો નથી, પણ વર્ષે વર્ષે બિયારણ લે છે, જાનવર ! બિયારણ ખાઈ જાય છે. પણ એ વાત જવા દો. અમને કશી મદદ મળતી નથી. ખાતર, બિયારણ, જંતુનાશક દવા, બધું અમારે ખરીદવું પડે છે. મારી વાત એસ.ડી.ઓ.ને કરજો."

દુલનને અસરફીએ કહ્યું, "સાવધાન ! કાકા, એ હરામીને ખબર છે કે તમે જમીન ખેડતા નથી. અનાજ પકવતા નથી !"

દુલનના મનમાં શબ્દોનો ભાર વધી ગયો. લછમનસિંહે જ એને કહ્યું હતું કે. એ જમીનમાં બી નાંખીને થોડાં વર્ષો વાવણી ન કરીશ.

દુલને અત્યંત દુઃખી થઈને આંતરિક ઉદ્વેગથી અસરફીને કહ્યું "એનો વિશ્વાસ ન કરતો બેટા ! તારા બાપે મને, ધાતુયા અને લાટૂયાને જમીન અપાવી છે.

"સારું કાકા."

અસરફીએ એસ.ડી.ઓ અને લછમનસિંહને ત્યાં બહુ આંટાફેરા કર્યા. દુલનની ચિંતા વધી ગઈ. એને કશી આપત્તિની આશંકા જન્મી અને છોકરાઓને વઢતાં કહ્યું, "નીચા માણસોના છોકરા નીચા જ રહેવાના. જમીન પર તમારો બાપ જે રળે છે તેમાંથી પેટ ભરો છો. તમારી જગ્યાએ બીજા છોકરાઓ હોત તો પાસેની જ કોયલાની ખાણોમાં ચાલી જાત. શા માટે જમીનમાં ચોંટી રહ્યા છો ?"

ધાતુયાએ આશ્ચર્યચકિત થઈને આંખો પહોળી કરી કહ્યું, "આ વખતે અમને ડબલ મજૂરી મળે છે બાપા !"

દુલને કંઈ વધારે કહ્યું નહિ. સીધો તોહારી ચાલ્યો ગયો. બ્લોક ઓફિસમાં જઈને કહ્યું, "આ વખતે રવિપાક ઉગાડવો છે. મદદ જોઈએ".

બી.ડી.ઓ. ' પડતર અર્થે બિયારણ માટેની માંગણી છે' એ સમજી ગયો. એ પણ દુલન અને લછમનના ષડયંત્રમાં આવી ગયો, ને લુચ્ચુ હસીને બોલ્યો, "જોઈશ."

દુલને જોયું એના ઘર આગળ બહુ ઊંચું ઝાડ હતું. એટલું ઊંચુ પપૈયાનું ઝાડ એણે જોયું નહોતું.

એણે પૂછ્યું, "આ પપૈયાનું ઝાડ આટલું ઊંચુ શી રીતે થયું ?"

બી.ડી.ઓ. પોતાની જાત પર ખુશ થતો હોય એમ હસ્યો. એણે કહ્યું, "આ જગ્યા પછી ઓફિસના કંપાઉન્ડમાં મળી. ઉનાળામાં પહેલાં હડકાયાં કૂતરાને મારીને ખાડામાં ફેંકી દેવાતાં એટલે એ જમીનમાં સડેલાં હાડકાં અને માંસનું એને ખાતર મળ્યું છે એટલે ઝાડ ઊંચુ થાય જ ને ?"

"એ ખાતર બહુ જ ફળદાયી ?"

"બહુ જ ગરીબ મુસલમાન લોકોની કાચી કબર ઉપર ફૂલછોડ કેવાં ઘટાદાર થાય છે, જોયાં નથી ?"

આથી દુલનના મન પર શબોનો જે ભાર હતો તે થોડો ઘટ્યો. ગામમાં આવીને દુલને ભરબપોરે જમીન તરફ પ્રયાણ કર્યું. ત્યાં જઈને જોયું કે વાત તો સાચી છે. કરણ અને બુલાકી તેથી જ પુટુસ છોડ અને એલો ઝાડ તથા બીજા છોડવાંતા રૂપે જીવતા છે. એની આંખોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. કરણ તું મરી ગયો છતાં મર્યો નથી. પણ પુટુસછોડ અને એલો ઝાડ તો કોઈના કામમાં આવતાં નથી. ભેંસ અને બકરી પણ ન ખાય. આપણા હક માટે લડવા ગયો તું; તો ઘઉંનો છોડ કેમ ન બન્યો, મકાઈનો છોડ કેમ ન બન્યો ? કંઈ નહિ તો ચીનાઘાસ તો બનવું' તું ! ચીનાઘાસના ઘણાને બાફીને તેની રાબડી બનાવીને ખાત.

ખૂબ દુઃખી થઈને એ તામાડી ગયો અને ત્યાં લછમનસિંહની શાકભાજીની વાડી આગળ પહોંચ્યો. પણ ત્યાં કોઈ નથી એ જોઈને વાડના તાર ઉખેડીને ફેંકી દીધા... અને હર-હર-હર બોલીને કેટલીક ભેંસોને વાડીમાં ઘૂસાડી દીધી. તે પછી દૂર જઈ લછમનસિંહની દેવડીમાં ઘૂસ્યો અને લછમનસિંહને કહ્યું, "માલિક પરવર ! એક કાગળ લખી આપો. હોસ્પીટલમાં દાખલ થવું છે. ખાંસી અને છાતીમાં બહુ દુઃખાવો થાય છે."

"પાકની વાઢણી થઈ જાય પછી કાગળ લખી આપીશ !"

"બહુ સારું, ગરીબ પરવર !"

પાછો દુલનના મન પર શબોનો ભાર વધી ગયો. એણે એના મનના ઊંડાણમાં ખોતર્યા કર્યું. અને પાછો ફર્યો. કરણ અને બુલાકીને ખસી જઈને જગ્યા ખાલી કરવા કહ્યું.

"અનાજની લણણી થઈ ગઈ, તો યે કરણ અને બુલાકી-.. સહપ્રવાસી તરીકે કોઈ આવે છે ? "

ડાંગરની કાપણી ચાલુ છે. બહુ વિચાર કરીને અઢી રૂપિયા રોજ તથા નાસ્તો આપવાનું ઠરાવાયું. ઘોડા પર બેસીને ખુદ લછમનસિંહ ચોકીદારી કરતો હતો. પોલીસ

નિર્લેપભાવે બધું જોયા કરતી. શાંતિથી કાપણી થઈ ગઈ. સાત દિવસ બધાંને રોજી આપવામાં આવી.

એસ.ડી.ઓ. નિરાંતનો શ્વાસ લઈને પોલીસ જોડે પાછો ચાલ્યો ગયો.

આઠમે દિવસે વાવંટોળ ઊઠ્યો. લછમનસિંહ બહારનાં મજૂરોને લઈને અનાજની કાપણી કરાવવા લાગ્યો. અસરફી અને બીજાને ચક્કર આવ્યાં. એક તરફ ડરી ગયા, તો બીજી તરફ જીદે ભરાયા ને કઠોર બન્યા.

"તમે આવું ન કરી શકો."

"કોણ કહે છે, કે હું ન કરી શકું ? તમે જુઓ તો છો કે હું કરી શકું છું, કૂતરીના ! જોઈ લે, હું શું કરી શકું છું તે."

"પણ ....."

"લણણી કરવા દીધી. મજુરી આપી... બસ ખેલ ખતમ."

આક્રમણ માટે તૈયારી કરતા અસરફીને જોઈને બહારના મજૂરોએ દાતરડાં મૂકી દીધાં, અને એક જગ્યાએ એકઠા થયા. પછી ગોળી છૂટવાનો અવાજ, બહારના મજૂરો ભાગ્યા. ગોળીનો અવાજ."

ગોળીથી કેટલા માણસો મર્યાં તેનો કંઈ હિસાબ નહોતો. દુલનને હિસાબે લાશોની સંખ્યા અગિયાર હતી. લછમનસિંહ અને પોલીસની ગણતરી પ્રમાણે સાત. અસરફીનો બાપ પુત્રવિહોણો બની ગયો. બે છોકરા મોહર તથા અસરફીનો પત્તો નહોતો. ચામા ગામના મધુવન કોયરી તથા પુરુડિહાનો પારસ ધોબી ખોવાઈ ગયા હતા. ઘેરઘેર વિલાપના અવાજો સંભળાતા હતા. એસ.ડી.ઓ. આવતાં જ જેમની હત્યા થઈ હતી અને જે ખોવાયા હતા તેમનાં સગાંવહાલાઓએ એના પગ પકડીને કારમું આક્રંદ કર્યું. એસ.ડી.ઓ.ના મોઢા પર પથ્થર જેવી કઠોરતા હતી. લછમનસિંહની વિરૂદ્ધ પોલીસ કેસ થશે એવું ગ્રામવાસીઓને વચન આપ્યું. ખબરપત્રીઓને બધી માહિતી આપી, અને બધે ફેરવીને ઘટનાસ્થળો બતાવ્યાં. અને ગિરફતારીનો હુકમ ન આવે ત્યાં સુધી લછમનસિંહને ગામ ન છોડવાનો મનાઈ હુકમ આપ્યો.

અને ચાંદની રાતે, ઠંડો પવન વાતો હતો ત્યારે મધુમય પરિવેશમાં લછમન આવ્યો. આ વિસ્તારમાં બધું નિશ્ચિત ભાત પ્રમાણે બનતું. એ જ રીતે બે જોડાજોડ ચાલતા ઘોડા, ચાર ઘોડા ચાર શબો લઈ આવ્યા. આ વખતે દુલનની સાથે લછમનના નોકરોએ પણ મદદ કરી. ઊંડા ખાડા ખોદવાની જરૂર હતી. જમીન વસસાદના પાણીથી અને શરદઋતુના ઝાકળથી પોચી બની ગઈ હતી. ચાર શબો ઝપાઝપ ખાડામાં ફેંકી દેવામાં આવ્યાં. દુલનના અંતરમાં ભારે બોજો હતો તે વધારે ભારે થયો.

દુલનમાં અજબનું પરિવર્તન થયું. બી.ડી. ઓફિસમાંથી ઝગડો કરીને એ વધારે બિયારણ લઈ આવ્યો. હળ ને બળદના પૈસા પણ લાવ્યો. ત્યાર પછી એકાદ મહિનોય નહિ વીત્યો હોય ત્યાં કેટલાક એલોના ઝાડ જોઈને એણે સાંત્વન કેળવ્યું. ઘણાં ચમકીલાં હરિયાળાં, એલો તથા પુટુસનાં ઝાડો ભારતના કટોકટીના કાળમાં દક્ષિણપૂર્વ બિહારના

તરછોડાયેલા વિસ્તારમાં ખેતમજૂર અને હરિજનોની હત્યાની નીરવ દલીલ બનીને રોજ સવારે સૂર્યનાં પ્રણામ સ્વીકારે છે. લછમન ગુન્હો સાબિત ન થતાં નિર્દોષ છૂટી ગયો. કટોકટી હતી. એસ.ડી.ઓ.ને નીચી પાયરીએ ઉતારી મૂક્યો. કારણ કે એણે માલિક ખેતમજૂરના શાન્તિપૂર્ણ સંબંધમાં ફાચર મારી અને ખેતમજૂરોને ઉશ્કેર્યાં જમીનદારો-મહાજનોએ લછમન અને બીજા હનુમાન મિશ્રના મંદિરમાં ધામધૂમથી પૂજા કરાવી, ચાંદીના એકસો આઠ બિલીપત્રો ચઢાવ્યાં અને જાહેરાત કરી, કે એક રૂપિયાની મજૂરી લઈને અને નાસ્તાપાણી વિના જે હરામખોરો લણણી કરવા માટે તૈયાર હોય તે જ આવે નહિ તો બહારથી મજૂરો લાવવામાં આવશે. કટોકટીના સમયમાં બધે હાહાકાર હતો. કોંગ્રેસના મસ્તાનોએ બહારના મજૂરો લાવવાનો ઈજારો રાખ્યો હતો. આ વખતની ચાલબાજી જુદી જ જાતની હતી. દરેક મજૂરની રોજીમાંથી મજૂર દીઠ ચાર આના ઈજારાદારને આપવાના હતા. પછી ઈજારાવાળાના માણસો હોય કે ન હોય. મસ્તાનોએ વચન આપ્યું હતું એ લણણી પૂરી કરાવશે અને જેઓ ચૂંચાં કરશે તેમના શરીર પર પેટ્રોલ છાંટી એને સળગાવી મૂકવામાં આવશે, અને એ પ્રદેશમાંથી બદમાશી બિલકુલ નાબૂદ કરશે.

દુલન મનમાં ઘણો ભાર લઈને ફરતો હતો અને ધાતુયા, લાટૂયાનાં મોઢાં જોઈને વિચારતો હતો કે છોકરાઓને લઈને ભાગી જવું કે નહિ ? ક્યાં જાય ? માતૃભૂમિ દક્ષિણ-પૂર્વ બિહારમાં એવી કઈ જગ્યા છે જ્યાં દુલન ગંજુની સલામતી હતી ? કયો એવો ઈલાકો છે જ્યાં બહારથી આવેલા લછમનસિંહ જેવા જમીતદાર ન હોય ?

હોળીને દિવસે એ કાન માંડીને હોળી ગીતો પણ સાંભળતો નહોતો. પણ એકાએક એણે એક અચરજ પમાડે એવું ગીત સાંભળ્યું ને હોળીનો ઉલ્લાસ ચાલ્યો ગયો. ધાતુયા એકતારો લઈને શરાબથી બરાબર મસ્ત બનીને આંખો બંધ કરીને ગાતો હતો :

ક્યાં ગયો કરણ ? બુલાકી ક્યાં છે ?
પોલીસના ખાતામાં ગૂમ થઈ ગયા છે
ક્યાં છે અસરફી હજામ, એનો ભાઈ મોહર ?
મહુવન અને પારશ ક્યાં છે ?
કોઈ કેમ એમને ખોળતું નથી ?
પોલીસના દફતરમાં તે લોકો ખોવાઈ ગયા છે.
કરણ લડેલો પચ્ચીશ પૈસાની લડાઈ.
અસરફી લડ્યો હતો પાંચ રૂપિયા પચ્ચીશ પૈસાની લડાઈ
બુલાકી અને મોહર મોટાભાઈ જોડે આગળ ગયા હતા.
મહુવનને નશીલું પીણું બનાવતા આવડતું
પારશને હોળીને દિવસે નાચતાં આવડતુ

એ બધા પોલીસના દફતરમાં ખોવાયેલા છે.

ખોવાઈ ગયા છે ..... ખોવાઈ ગયા છે.

ગીત પૂરું થયું. બધા ચૂપ હતા. હોળીના રંગો તાજા હતા હોળીનો નશો ઊતરી ગયો. દુલન ઊઠીને ઊભો થયો.

"કોણે આ ગીત બનાવ્યું ?"

"બાપા, મેં ?

દુલન હો હો કરતો રડી પડ્યો. એણે કહ્યું, "ભૂલી જા આ ગીત. તું પણ પોલીસના દફતરમાં ખોવાઈ જશે."

દુલન એની જમીન પર ગયો જમીનની વચ્ચોવચ નીચે ઊતર્યો ને ધીરેથી બોલ્યો. "તમે લોકો ગીત બની ગયા. તમે સાંભળો છો ને ? ગીત બની ગયા. ગીત બની ગયા અનાજ બન્યા નહિ, ચીની ઘાસ પણ ન બન્યા, હવે મારા કલેજામાંથી ચાલી જાઓ. મારાથી હવે સહેવાતું નથી."

પૂર્ણિમાની ચાંદનીમાં એલોવૃક્ષનાં ચમકતા પાંદડાં, તથા પુટુસ ફૂલોનાં ઝૂમખાં હસી હસીને બેવડ વળી ગયાં. આવી હસવા જેવી વાત એમણે ક્યારેય સાંભળી નહોતી. દુલનની છાતીની નીચે ધાતુયા માટે બીકનો થરકાટ હતો. માંચડા પર ચઢતાં જ એણે ધાતુયાનું ગીત સાંભળ્યું. હવે બધા ગાતા હતા. પણ એ બધા પોલીસના દફતરમાં ખોવાઈ ગયા નહોતા. દુલન ક્યારેય બધી વાતની વિગત નહિ કહી શકે. લછમનસિંહના પંજામાં એ હતો. એક દિવસ કટોકટીનો અંત આવ્યો.

એક દિવસ ભારતનો મુક્તિસૂર્ય તમાશો જોવા ગાદી છોડીને નીચે ઊતર્યો. એણે થોડીવાર ઘાસ લઈને ફરીવાર ગાદીપર ચઢવા માટે ધમપછાડા શરૂ કર્યા. એક દિવસ ફરી પાછો લછમનની જમીનમાં પાક ઊતર્યો.

બે વર્ષ દુકાળની પરિસ્થિતિ પછી આ વર્ષે જમીનમાં મબલખ પાક ઊતર્યો. મોટાભાગનાં ખેતરોમાં માંચડા બંધાયા.

બે વર્ષ પહેલાં જે કોંગ્રેસી મસ્તાન હતા, અને ખેતમજૂર પૂરા પાડવાનો ઈજારો રાખીને બેઠા હતા, તે હવે પોતાના બે ખિતાબો ફગાવીને ખેતમજૂર ફાળવવાનો ઈજારો રાખતા દેખાતા હતા. એમની સાથે એમના જેવાં જ ટેરેલીનનાં કપડાંમાં શોભતા, કાળાં ચશ્માં પહેરેલા, બંદુકધારી એમની સાથે જ રહેતા. એવા જ એક સ્વેચ્છા સૈનિકે અમિતાભ બચ્ચનના જેવા અવાજમાં લછમનસિંહને કહ્યું, "હવે તમારા દિવસો હવે પૂરા થયા. હડતાલ ભાંગી પડાવવાનું, ખેતમજૂરો પૂરા પાડવાનું અને લણણી કરાવવાનું બધું ધંધાદારી માણસોના હાથમાં ચાલી ગયું હતું. દક્ષિણપૂર્વ બિહારમાં અમે સેવા આપીએ છીએ. તમને ન જોઈતી હોય તો પણ આરી સેવા તમારે લેવી પડશે. પાંચ હજાર રૂપિયા પહેલાં આપો - એડવાન્સ."

" પાંચ હજાર ? "

" નહિ તો સરકારી નિયમ પ્રમાણે મજૂરી ચૂકવો. "

"ના ના, આમ ન થઈ શકે."

"સરકારી ધોરણ પ્રમાણે મજૂરી નહિ આપો તો એંશી હજારનો નફો કરશો. તો પાંચ હજાર પણ નહિ આપો?"

"આપીશ ભાઈ, આપીશ."

"બસ ગામનું નામ તથા મજૂરોનાં નામ આપો. કોઈ ટંટો કરાવનારાં તત્વો છે?"

"ના!"

"ઠીક છે અમારે મખ્ખનસિંહ અને રામલખનસિંહને પણ અમારી સેવા આપવી પડશે. અમે વખતસર આવી જઈશું. અને હા, એમને મજૂરી આપજો એકરૂપિયો પચીસ પૈસા. અમારો ભાગ પચીસ પૈસા."

"એક રૂપિયો નહિ?"

"ના સવા રૂપિયો. એક રૂપિયો પચીસ પૈસા. હું છું અમરનાથ મિશ્ર. ઝાઝી વાત કરતો નથી."

"ટાહાડના મિશ્રજી તમારા શું થાય?"

"એ મારા કાકા. મારા આ સેવાકામ માટે શરૂઆતની મૂડી મિશ્રજીએ આપેલી."

આ રીતે બધી વાતો ચાલતી. પછી હનુમાન મિશ્રે લછમનસિંહને કહ્યું, "હા હા, મારો એ ભત્રીજો થાય. મારા છોકરાને કોલસાની ખાણ ખરીદી આપી. ને એને કહ્યું તને પણ ખરીદી આપું. પણ એણે હાથ કાળા થાય એવું કામ કરવા ના પાડી. બહુ ઈલમી છોકરો છે, એની સેવા ચૂંટણીના ઉમેદવારો લે છે, અને હડતાલ વખતે કારખાનાના માલિક પણ લે. ખાણમાં મજૂરો પૂરા પાડે. બહુ કાબેલ છે. ત્રણ તો લગ્ન કર્યાં છે. ત્રણે શહેરમાં ત્રણ જણી રાખી છે. બધીને મકાન આપ્યાં છે. પહેલાંની સરકાર એની કદર કરતી. શું કહું? મારો એકેય છોકરો એના જેવો કાબેલ નથી."

લછમનસિંહ બહુ જંગલી રજપૂત હતો. પણ એ સમજતો કે ભાડૂતી માણસો જ્યારે પોતાની સેવા એને માથે ઠોકી બેસાડે, ત્યારે એમને પણ રાજી રાખવા જ પડે નહિ તો લછમનને રામલખન તથા મખ્ખન આગળ મૂર્ખ બનવું પડે.

લણણી શરૂ થઈ. બહારના મજૂર નહિ, પણ ધાતુયા અને ટોળીના જ મજૂરી કરતા. સવા રૂપિયાના રોજ ઉપરાંત નાસ્તો. મકાઈની રાબડી, મરચાં ને મીઠું. ધાતુયાની મા બન્ને છોકરાઓ માટે જંગલી કરમદાંનુ અથાણુ બનાવી એમને આપતી.

દુલન માંચડા પર બેસી રહેતો. કોની રાહ જોતો બેસી રહેતો? લણણી થાય છે તો થાય છે. સ્ત્રીઓ ગીત ગાતી જાયને લણણી કરતી જાય. દૂરથી એમનાં ગીત ઊંઘાડી દે એવાં હતાં પણ દુલનને ઊંઘ આવતી નહિ.

કોણે છીનવી લીધી દુલનની ઊંઘ?

ઊંઘ પોલીસના દફતરમાં ખોવાઈ ગઈ છે.

ધાતુયા અને લાટુયા ઘેર પાછા આવી જાય ત્યાં સુધી દુલન ઘરમાં જ રહેતો. તે પછી જમીન પર જતો. વરસાદના રસ્તાને ધોઈ નાંખતા પાણીથી અને શરદના ઝાકળથી

સિંચાયેલી સરસ માટીમાં એલોવૃક્ષો ફાલ્યાં હતાં. પુટુસ ફૂલનાં ઝૂમખાંઓથી ઝાડ ભરાઈ ગયું હતું. દુલનની આંખમાં ઊંઘ નહોતી.

મજૂરી ચૂકવવાને દિવસે ધાર્યા પ્રમાણે બૂમરાણ અને શોરબકોર થયાં. અમરનાથે તે દિવસે પોતાના હિસ્સાની માંગણી કરી. લછમને કહ્યું, "મારી જોડે તમારો હિસ્સો આપવાનું નક્કી થયું નથી. મજૂરો પાસેથી ઉઘરાવી લો. નકામો લોહીઉકાળ ન કરો."

"કેટલાં માણસો પાસેથી ઉઘરાવું ?" અમરનાથ બિહામણું હસ્યો

"તમે જ આપી દો ને."

બધા કરતાં વધારે ઉશ્કેરાયો દુલનનો છોકરો ધાતુયા.

એથી જ લછમન મજૂરો પાસેથી ઉઘરાવવાની વાતમાં વચ્ચે પડવા માંગતો નહોતો એને ફક્ત બંદૂક ઊંચકીને લોકોને ડરાવતાં જ આવડતું હતું. પણ શું કરે ? એ ધાતુયાને ગોળીથી વીંધવા ઈચ્છતો નહોતો. એને માટે દુલન બહુ જરૂરી હતો. દુલન ધાતુયાનો બાપ છે. અમરનાથે કહ્યું, "એ કૂતરાઓ જોડે હું વાત કરું ? મજૂર દીઠ સવા રૂપિયાની રોજીમાંથી પચીસ પૈસાને હિસાબે પંદર દિવસના અઢારસો પંચોતેર રૂપિયા થાય. ચુપચુપ આપી દો."

"ના હજુર ! અમે નહિ આપીએ." ધાતુયા બરાડી ઊઠ્યો.

લછમને નિસાસો નાંખ્યો. પાછું એને કામ લેવું પડશે. પાછી બંદુક ઊપાડવી પડશે. કરણ ગયો ને અસરફી આવ્યો. અસરફી ગયો અને હવે ધાતુયા !"

"પંદર દિવસના પંદર રૂપિયા લઈને ઘેર જઈએ ? અઢાર રૂપિયા પંચોત્તેર પૈસા નહિ આપો ? એ પ્રમાણે તો ઠરાવાયું હતું. અમે કંઈ વધારે દિવસો લીધા નથી. ફટાફટ કામ પતાવ્યું છે."

"ધાતુયા ! જીભ સંભાળીને વાત કર."

લછમનસિંહે અમરનાથને રૂપિયા આપ્યા. પછી ધાતુયાને કહ્યું," એક હરફ પણ ઉચ્ચારીશ નહિ, ધાતુયા : અહીંથી ચાલી જા."

કરણ હકની માંગણી કરતો હતો. અસરફી તોછડો હતો. ધાતુયાને ખબર નહોતી કે એમની મજૂરીમાંથી અમરનાથને પૈસા ચૂકવવાના હતા. એણે એના સાથીઓને કહ્યું," તમે જાઓ હું ફેંસલો કરીને આવું છું."

એ પાછો લછમનસિંહની સામે આવીને ઊભો રહ્યો, ને બોલ્યો, "અમારો પચ્ચીસ પૈસાનો હિસાબ ચૂકવી દો. નહિ તો કાલથી અમે કામ પર નહિ આવીએ. સારાં સારાં ખેતરોની લણણીનું કામ હજી બાકી છે. અમે તો કામ નહિ કરીએ, પણ બીજા કોઈને કરવા પણ નહિ દઈએ."

"પોલીસ એમનો હપ્તો લેવા આવી હતી એટલે બચી ગયો ધાતુયા."

"તમે શું પોલીસથી ડરો છો ?"

ધાતુયા ચાલી ગયો, પણ એના છેલ્લા શબ્દોથી લછમનને ઝાળ લાગી ગઈ. પણ

ધાતુયા દુલનનો છોકરો હતો, અને દુલન લછમનનાં અત્યંત ગુપ્ત કાર્યોમાં સહાયક હતો, તેથી લછમને એ હલકા લોકોને એક દિવસનો સમય આપ્યો.

બીજે દિવસે બધા આવ્યા ખરા, પણ કોઈ કામ પર ન ચઢ્યું. લછમન નકામા ફુંફાડા મારતો રહ્યો. મજૂરો લાવી આપવાનો ધંધો કરનારા કોઈ દેખાતા નહોતા. એ લોકો મખ્ખનસિંહ અને રામલખનસિંહને મદદ કરવા ગયા હતા. તુરત બહારથી મજૂરો લાવી શકાય એમ હતું નહિ. સાંજ ઢળતાં લછમનસિંહે એના સાથીઓને જરૂરી હુકમો કર્યા. જો હેરાન કરવાથી કામ થતું હોય, તો ગોળી ન ચલાવતા. ખેતરોમાં ઊગેલા અનાજનાં ખેતરોમાં થઈને ઘોડા પર સવાર થઈને લછમનના અનુચરો ગયા. ચંબલના ડાકુ પર બનેલી ફિલ્મો જોઈ જોઈને એમણે પણ ખાખીને લીલો ગણવેશ પહેર્યો હતો. ધાતુયા અને એના સાથી મજૂરો આગળ વધ્યા. એ લોકો ઊભા રહીને રાહ જોવા લાગ્યા.

"કૂતરાની ઓલાદ! કાન ખોલીને સાંભળી લો."

"તમે છો કૂતરાની ઓલાદ.

ખબર નહિ કોણ બરાડો પાડીને કહ્યું. એ બહુ ઝડપથી ખેતરમાં ઘૂસ્યા. ધાતુયા અને એના સાથીઓ અનાજના છોડની આડશમાં દેખાતા નહોતા. થોડી વાર વાતચીત ચાલી તે પછી અનિવાર્ય ગોળીઓ ધડાધડ ગોળીઓ છૂટવા લાગી. પંખીઓ અનાજના દાણા ચણવાનું છોડીને આકાશમાં ઊડી ગયાં. ખેતરની અંદરથી કોઈના ગળામાંથી લોહીના ગળફા નીકળવાનો અવાજ આવ્યો. જાણીતો અવાજ હતો.

તે પછી ઘોડાના પગ નીચે કચડાવાનો અવાજ. પળવારમાં ઘોડાઓના પગ ધારદાર દાંતરડાનો માર પડવા લાગ્યો. ને પછી સવારને લઈને ઘોડા આમ તેમ દોડવા લાગ્યા. ધાતુયા અને એના સાથી પણ ભાગવા માંડયા. લાટુયા અને પરમુ તોહરી ગામ તરફ દોડ્યા.

દુલન અત્યંત વ્યથિત હૃદયે રાહ જોઈ રહ્યો હતો. સાંજ વીતી અને રાત પડી ત્યારે લાટુયા આવ્યો.

"ધાતુયા ક્યાં છે?"

"મેં એને જોયો નથી. હજી આવ્યો નથી? પોલીસ અહીં પણ આવશે. પેલો જ એસ.ડી.ઓ. એ પાછો આવ્યો છે. એ પણ અહીં આવશે હું થાણામાં ગયો હતો."

"ધાતુયા!"

દુલનના અંતરમાં શબો કેમ સળવળે છે? કોને માટે જગ્યા ખાલી કરે છે? કોને માટે? દુલન બધું સમજ્યો ને ઊઠીને ઊભો થયો.

"ક્યાં ચાલ્યો?"

"જમીન પર."

"છોકરો આવ્યો નહિ અને તું... ગાંડો છે કે પિશાચ?

"ચૂપ કર હરામજાદી."

દુલન ઘરની બહાર ગયો, ને દોડવા લાગ્યો, ધાતુયાનું ગીત, એના કાનોમાં ગૂંજી

રહ્યું હતું. "ક્યાં ગયો કરણ ? બુલાકી ક્યાં છે ?

એ પોલીસના દફતરમાં ખોવાઈ ગયા છે ..... "

એની આંખો તરતી હતી. હાથમાં દાતરડું હતું. એ બબડતો હતો. તું ન જતો ધાતુયા, ન જતો એલો ઝાડ, પુટુસ ઝાડ, તમે આજે રાતે હસશો નહિ. "

ધાતુયા જીવતો છે. ધાતુયા જીવતો છે.

લછમનસિંહ અને સાથે એક બીજો માણસ. એ માણસનો ચહેરો લોહીલુહાણ હતો. લછમનસિંહ એને મારતો હતો, લાતોથી, ઘૂંસાથી. અને એક જોરદાર લાત પડવાથી તે માણસ જમીન પર પડી ગયો.

ત્યાં બે જણ હતા. ઘોડા ત્રણ હતા.

લછમને દુલનની તરફ જોયું. પાસે આવ્યો. બોલ્યો.

" દુલન ? "

" ધાતુયા ક્યાં છે ? "

" અફસોસ ! અફસોસ દુલન ! મેં ના પાડી હતી, તોય આ જાનવરે ગોળી ચલાવી દીધી." કહીને લછમને પેલા માણસને પાછી લાત મારી, ને કહ્યું, "ગોળી ચલાવતી વખતે બડો મસ્તાન બની જાય છે !"

" ધાતુયા ક્યાં ? "

" જમીન ભેગો. "

" કોણે ઢાળ્યો ? "

" એ જાનવરે. "

" ઓહ. "

"પણ તું મોં ખોલીશ નહિ, દુલન. નહિ તો તારી વહુ, બેટો-બેટાની વહુ, છોકરાનાં છોકરાં કોઈ જીવતાં નહિ રહે. એના પૈસા લઈ જજે. તારા છોકરાએ પોલીસ બોલાવી છે. પોલીસને તો હું ખરીદી લઈશ પણ તને ખબર છે, તારો છોકરો હતો, એટલે લાટુયાને છોડી દીધો. મારી બંદૂકની એક પણ ગોળી વાપરી નથી. લાટુયાને એક જ ગોળીથી ઢાળી દીધો હોત પણ મેં ગોળી ચલાવી નહિ."

પેલા બે જણ (લછમનસિંહ અને એનો માણસ) ચાલી ગયા. સાત શબોની વચ્ચે દુલન રહી શક્યો નહિ. પાળ આગળ જ એ પડી ગયો. જમીન પર ગબડવા લાગ્યો. જંગલી એલોઝાડના કાંટાથી વીંધાતો વીંધાતો એ અટક્યો. આવા મામલામાં બને છે તે પ્રમાણે તપાસ પૂરી થઈ નહિ. એસ.ડી.ઓ.એ હસ્તક્ષેપ કર્યો. ગોળી મારનાર મસ્તાન અને અમરનાથને જેલની સજા થઈ.

ધાતુયા પાછો ફર્યો નહિ.

દુલન કશુંક વિચાર્યા કરતો. છેવટે ગાંડા થવાનો સિદ્ધાંત એણે સ્વીકાર્યો. વૈશાખનો વરસાદ અટકતાં જ એણે જમીનમાંથી એલો અને પુટુસ વૃક્ષો ઉખેડીને ફેંકી દીધાં.

" ભરબપોરે ક્યાં ચાલ્યો ગયો ? " એની પત્નીએ પૂછ્યું.

લાટુયાની વહુએ કહ્યું, "સસરાજી દાતરડું લઈને જમીન પર ગયા છે."

" તેં ના ન પાડી ?"

"હું કહું, હું એમ ?"

દલનની પત્ની શોકતાપ ભૂલીને દોડી. પાળ આગળ આવીને એણે બરાડો નાંખ્યો. "તું ગાંડો થયો ? આ જંગલ સાફ કરવા ઊતર્યો ?"

" ઘેર જા ? "

" ઘેર જાઉં ? તું પણ ચાલને !"

" ઘરે જા. "

દુલનની પત્ની રડતી રડતી પહાનની પાસે ગઈ. પહાન જમીન પર આવ્યો. એણે કહ્યું, "ધાતુયા આવશે, દુલન. છોકરાના શોકને લીધે કંઈ ગાંડપણ કરીશ નહિ. ગુસ્સો ખરાબ છે. બહુ જ ખરાબ દુલને કહ્યું, "ઘેર જા પહાન. તારો છોકરો ખોવાયો છે કે મારો ?

" તારો. "

" આ જમીન મારી છે કે તારી ? "

" તારી. "

" તો પછી ? ગાંડો થયો તો થયો. હું આ સાલી જમીનને જોઈ લઈશ. "

" તો પછી લાટુયાને પણ બોલાવી લે. "

" ના હું એકલો બધું કરીશ. "

એ ખેતી કરતો નહોતો. પણ જો કરે તો એમાં એનો હાથ સારો એવો બેસી ગયો હતો, એ પહાનને યાદ હતું. પહાને દુલનની પત્નીને કહ્યું, "ચાલ ઘેર ચાલ, એને મનફાવે તે કરવા દે. તારે તો તોહરી જવું પડશે. "

દુલનની વહુ લાટુયાની જોડે વારેવારે તોહારી ગઈ અને થાણામાં જઈને ધાતુયા વિષે તપાસ કરી.

દુલને થોડા દિવસમાં જંગલ સાફ કર્યું. પછી એક દિવસ તોહરીથી બિયારણ લાવીને કહ્યું, " આ બિયારણનો ભાત નહિ બને. હું એને મારી જમીનમાં વાવીશ. "

" આ જમીનમાં ? "

" હા. "

બી વાવતાં વાવતાં દુલન મંત્રની જેમ બોલતો જતો હતો, "તમને એલો તથા પુટુસ નહિ થવા દઉં. હું તને ડાંગર બનાવીશ, ધાતુયા. ડાંગર બનવું પડશે ધાતુયા ? ડાંગર થવું પડશે.

જ્યારે ડાંગરનો પાક થયો, ત્યારે લોકો ટોળે વળીને એ જોવા આવ્યા. આ ડાંગર લછમન તથા રામલખનના પાક કરતાં વધારે ઊંચી જાતની, અને ભરાવદાર હતી.

" પડતર જમીન હતી. તરતની જ ખેડાયેલી એમ બધા કહે દુલન ચિઢાયો. એણે બધાને તગેડી મૂક્યા. એ એકલો જ જમીન ખેડશે. અને એ પોતે જ હરિયાળી જમીન જોશે.

પહાને એક દિવસ કહ્યું, "લછમનસિંહ જોશે તો ઊભો ને ઊભો સળગી જશે

" કોણ ? દુલને નિસ્પૃહતાથી પૂછ્યું. "

" લછમનસિંહ. "

" એ ક્યાં છે ? "

" ગયા એને સાસરે જઈને ભરાઈ બેઠો છે."

" ઓ ! "

એ પછી ખૂબ સારી ડાંગર પાકી. ઊંચા પરિપુષ્ટ ચમકતા છોડો. મબલખ પાક થયો. હવે દુલનનું ગાંડપણ છતું થયું.

એણે કહ્યું, "ડાંગરની લણણી નહિ કરું. "

" લણણી નહિ કરે ? આટલો સારો વરસાદ થયો, જમીનમાં પાર વગરની મહેનત કરી ને આટલો સુંદર પાક ઉગાડ્યો. ઘેરથી રોટલા ટીપી ટીપીને ને પાણી આણી આણીને હું મરી ગઈ, ને તું અનાજ વઢાવશે નહિ ? "

" ના, અને તમે કોઈ જમીન પર ન આવતા. મારે અહીં કામ છે."

" શું કામ ? બેસી રહેશે અહીં ? "

" હા ! બેસી રહીશ."

જેને માટે એ બેસી રહેવાનો હતો, તે લછમન લણણીને વખતે આવી પહોંચ્યો. દુલનની ડાંગરનો પાક લેવાની વાત એને કાને આવી પહોંચી હતી. ધાતુયાના ખૂન પછી એક વર્ષ વીતી ગયું હતું. હવે લછમન સ્વસ્થ બની ગયો હતો. લછમન દુલનની પાસે આવ્યો. દુલનને ખબર હતી, કે એ આવશે.

" દુલન ! "

" હા માલિક પરવર ? "

" ઊઠને, અહીં આવ. "

" એ શું ? તમે એકલા જ છો ? "

" નકામી વાત જવા દે. આ શું છે ? "

" શાની વાત કરો છો ? "

" જમીનમાં ડાંગર કેમ ઉગાડી. "

" મેં ખેતી કરી છે, હજૂર. "

" આપણે શું નક્કી કર્યું હતું ? "

" તમે જ કહો. "

" કૂતરાની ઓલાદ ! જમીનમાં તું ખેતી કરશે એવી વાત થઈ હતી ? જંગલી છોડ રહેવા દેવાની વાત હતી."

દુલન નીચે ઊભો હતો, લછમન ઘોડાની પીઠ પર. દુલને લછમનના પગ પકડીને એકદમ ખૂબ જોરથી ખેંચ્યા. લછમન પડી ગયો. બંદૂક હાથમાંથી છટકી ગઈ. દુલને હાથમાં બંદૂક લીધી. લછમન કશું સમજે તે પહેલાં એના માથા પર બંદૂકનો કંદો

ઝીંક્યો. લછમન બરાડ્યો. દુલને બંદૂકનો ફંદો એની હાંસડી પર માર્યો, ખટ અવાજ થયો એના ગળાનું હાડકું તૂટ્યું.

" કુતરાની ઓલાદ .... ! જાનવર ...." લછમને બીકથી દુલનની સામે અફાયો. એની આંખમાં પીડા અને ભયનાં પાણી હતાં. લછમનસિંહ હવે માટીભેગો, અને દુલન એની સામે ઊભેલો. એ દુલનના પગને હાથથી દબાવવા ગયો પણ દુલન સાવધાન હતો, એણે લછમનના હાથ પર પથ્થર માર્યો. લછમન સમજ્યો, કે એનો ડાબો હાથ હવે લાંબા સમય માટે જડ બની ગયો છે.

" જાનવર ..... કૂતરા ..... ! "

" શી વાત હતી માલિક ? ખેતી નહિ કરું એ ને ? શા માટે ન કરું ? તમે શબો દાટો ને એ શબો માટે હું જવાબદાર ગણાઉં. શા માટે ? નહિ તો તમે ગામમાં આગ ચાંપશો ને મને નિર્વંશ કરશો એમ ? બહુ સારું, પણ માલિક સાત-સાત છોકરા. ! તો શું એમને દાટેલા તે જગ્યાએ જંગલી કાંટાળા છોડ ઊગે ? એથી જ મેં ડાંગર પકવી. ખબર છે ? બધા મને ગાંડો કહે છે, હું ગાંડો જ થઈ ગયો છું. આજે તમને જવા નહિ દઉં માલિક ! અને પાકની કાપણી પણ નહિ કરવા દઉં. હવે તમને ગોળી ચલાવવા, ઘર સળગાવવા, માણસોનું આગમાં ભડથું કરવા નહિ દઉં. તમે ઘણા પાક લીધા.

"તને પોલીસ છોડી દેશે ?"

" ન છોડે તો ન છોડે, એ લોકો પણ મારશે. એમણે ક્યારે માર્યો નથી ? ભલે મારે, ને એને હાથે મરવાનું હશે તો મરીશ. એક વાર તો બધાને જ મરવાનું છે. ધાતુયાને પહેલાં જ મારી નાંખ્યો ને ? "

આ વખતે પોતે તદ્દન લાચાર છે એમ લછમનને લાગ્યું, ને એને મરણની બીક લાગી. મરણની બીક હોવા છતાં રજપૂત ક્યારેય દક્ષિણ-પૂર્વ બિહારમાં અંત્યજ જાતની સામે નમે નહિ. જો નમ્યો પણ હોય તોયે અંત્યજ બધી વખતે એને જીવતો ન રહેવા દે. દુલને પણ એને પ્રાણદાન કર્યું નહિ.

લછમન પ્રાણપણે ઊઠવા ગયો, ચીસો પાડવા ગયો, ડાબે હાથે પથ્થર લેવા ગયો તો દુલને કહ્યું, "અફસોસ માલિક ! ગંજુને હાથે તમે મર્યા. "

એ પથ્થરથી લછમનનું માથું ફોડવા લાગ્યો, ફોડતો ગયો. લછમન હત્યાથી ટેવાયેલો હતો. એ ગોળીની કિંમત જાણતો હતો, હત્યા એના અંતર્યામીને વિચલિત કરે એમ નહોતું. એમ હોત તો એ એક જ ગોળીથી દુલનને ખતમ કરત.

દુલન હત્યાથી ટેવાયેલો નહોતો. પત્થરની કશી કિંમત નહોતી. આ હત્યા એના લાંબા સમયના આંતરસંગ્રામનું પરિણામ હતું. એ પથ્થર મારતો જ ગયો.

પછી પથ્થર ઝીંકવાની જરૂર રહી નહિ. દુલન ઊઠીને ઊભો થયો. એક પછી એક કામ પતાવવું પડશે. ઘોડાની લગામ પકડીને એને આગળ લઈ જઈ, એની પીઠ પર લાઠી મારી એને છૂટો મૂક્યો. એને જવું હોય ત્યાં છો જતો. ત્યારપછી બંદૂક જોડે લછમનને દોરડાથી બાંધી એના શબને ખેંચતો ખેંચતો બહુ આઘે લઈ ગયો અને એક

ખાડામાં એ શબને ફેંક્યું. પછી એ ખાડો અંદર પથ્થરો ફેંકી ફેંકીને પૂરવા માંડ્યો. પથ્થર પર પથ્થર અંદરથી એને હસવું આવતું હતું. એ લોકો પણ મુર્દા થઈને પથ્થર નીચે પડ્યાં. છે માલિક પરવર ! પથ્થર નીચે દબાયેલા છે. પથ્થરોમાં સમાધિ થઈ.

પથ્થરની પાળમાં કે કાંકરાવાળી માટીમાં ક્યાંય કશા ડાઘ રહી જાય એમ હતું નહિ. પણ પાળ પરના પુટુસ ઝાડની પાંદડાં સહિત ડાળ ભાંગીને એણે એ જગ્યામાં ઝાડુ માર્યું. તે પછી માંચડા આગળ આવ્યો.

કેટલાક દિવસ લછમનની શોધાશોધ થતી રહી. જે કારણે એ કોઈને કશું કહીને સલાહ લેતો નહિ, તે કારણે એ દુલન પાસે જાય છે એ વાત પણ એણે કોઈને કહેલી નહિ. ન કહે એ જ સ્વાભાવિક હતું. કારણ કે જે બાબતમાં એ દુલન પર ભરોસો રાખતો. તે વાત છૂપી રાખવાની હતી. એના જે સાગરીતો જાણતા હતા તેમણે પણ વાત દબાવી રાખી હતી. માલિક પરવર જ્યારે પોતે જ ખોવાયા હતા, ત્યારે ઘોડો દૈતારીસિંહના ખેતરમાં ચરતો હતો, તો પછી એને ઘાયલ કરવાનો કશો અર્થ નહોતો. લછમનના નોકરોએ કહ્યું, "રોજની જેમ કેસરવાળું દૂધ પીને ઘોડા પર ચઢીને ફરવા ગયા હતા. ક્યાં ગયા છે તે શી રીતે કહી શકાય ?"

અત્યંત આશ્ચર્યજનક લોહીને થીજવી દે એવી ઘટના હતી. હાયેના પશુઓની ચિચિયારી સાંભળી ત્યારે લોકોને કંઈ યાદ આવ્યું. તે પણ પાંચ દિવસ પછી. પાંચ દિવસથી માંસભક્ષી પશુઓ પથ્થરોની વચ્ચેની ખાલી જગ્યામાંથી માંસની વાસ આવતાં ચિચિયારી પાડતાં હતાં. અને સતત પ્રયત્ન પછી થોડા પથરા ખસેડીને ફક્ત મોઢાને ખાઈ શક્યાં. શબને છૂપાવવાની હોશિયારી અને બદમાશી તથા અનાજના ખેતરમાં ઘોડો-એ બધાં કારણોને લીધે લોકોને દૈતારીસિંહ પર શક ગયો. લછમનના છોકરાએ એમાં મદદ કરી, અને જૂની હરીફાઈને કારણે દૈતારી થોડા દિવસ આઘોપાછો થઈ ગયો. સાબિતીને અભાવે પોલીસે કશાં પગલાં ન લીધાં અને લછમન પુત્ર તથા દૈતારીએ પ્રાચીન વેરપરંપરા જાળવી રાખી. કોઈનેય ક્યારેય દુલન પર શંકા ગઈ નહિ. શંકા જાય એ સ્વાભાવિક નહોતું. કોઈ પણ સંજોગોમાં દુલન લછમનની હત્યા કરે એવો તો વિચાર જ ન આવે.

આ તરફ લછમનની શોધાશોધ ચાલતી રહી. બીજી તરફ માંચડા પરથી ખુશખુશાલ નવો દુલન ઊતર્યો. એણે પહાનને કંઈ કહ્યું. પરિણામે એક દિવસે સાંજે પહાનના આંગણામાં કુરુડાના બધા આદિવાસીઓ એકઠા થયા. દુલને કહ્યું,

"ક્યારેય કોઈને આ હાથે કશુ આપ્યું નથી."

દુલનની વાત સાંભળી બધાને અચરજ થયું.

દુલને કહ્યું, "મારા ખેતરમાં ઊગેલું અનાજ જોઈ તમે બહુ રાજી થયા હતા. એ અનાજ મેં વાઢ્યું નહિ. બધાએ મને મૂરખ ગણ્યો. એવું તો મેં જમીન ખેડી ત્યારે પણ તમે કહ્યું હતું. તમે મૂરખને મૂરખ કહ્યો હતો. તો આ મૂરખની વાત માનો"

"બોલો." ચારેકોરથી અવાજ આવ્યો.

લછમનના મૃત્યુથી બધાંને એક રીતે હાશ થઈ હતી. એનો છોકરો બાપની ભૂમિકા ભજવશે કે કેમ તે કોઈ વિચારી શકતું નહોતું.

"મારી ડાંગર તમે બિયારણમાં વાપરો. તમે આ બિયારણ લો."

"તું પોતાની ડાંગર આપી દે છે ?"

"હા, લો કાપણી કરો ને લઈ જાઓ. આમ શા માટે થયું, એ બહુ લાંબી વાત છે."

"ખાતર નાંખેલું ?"

ખાતર ? હા બહુ મોંઘું ખાતર નાંખેલું..... દુલનનું ગળું જાણે કપાયેલા પતંગની દોરીની જેમ લોપાઈ ગયું. તે પછી જરા ગળું સાફ કરીને દુલને કહ્યું, "તમે વાઢો મને ય થોડું આપો. એ જ ડાંગર હું પાછી વાવીશ."

વખત થતાં બધા ખેતરમાં આવશે. ડાંગર વાઢશે. એવું વચન લઈને દુલન એની જમીન તરફ પાછો ગયો. પાળ પર ઊભા રહીને એણે મબલખ પાક જોયો ને એને ખૂબ આશ્ચર્ય થયું. એનો આત્મા હવે બહુ હલકો થઈ ગયો હતો, જાણ એતા પર કોઈ જ બોજ ન હોય.

કરણ, અસરફી, મોહર, બુલાકી, મહુવન, પારસ અને ધાતુયાના માંસ ને ચરબીના ખાતરથી પુષ્ટ પાકેલા ખેતરમાંના અનાજથી એણે આશ્ચર્ય તથા પ્રસન્નતા અનુભવ્યાં. એ બધા સજીવન થયા. દુલન ધીરે ધીરે માંચડા પર ચઢ્યો. એના મનમાં એક જ સૂર ગૂંજતો હતો. કશો અંતરાય નહોતો. ગીતના શબ્દો પાછા આવવા લાગ્યા. ધાતુયાએ ગીત રચ્યું હતું. ધાતુયાનું નામ લેતાં દુલનનું ગળું રૂંધાઈ ગયું. "ધાતુયા ! તને અમે અનાજની બિછાત બનાવી દીધો."

# દ્રૌપદી

નામ- દ્રૌપદી માઝણ, વય સત્તાવીશ વર્ષ. પતિનું નામ- દુલન માઝી (માર્યો ગયેલો), રહેવાસી ચેરાખાન, થાણું બાંકડાઝાડ, ખભા પર ઘાનું નિશાન (દ્રૌપદીને ગોળી વાગી હતી). જીવતી કે મરેલી માહિતી આપનારને અને જીવતી હોય તો ગિરફતાર કરવામાં મદદ કરનારને એકસો રૂપિયા ઈનામ ...........

બે બિલ્લા લગાવેલા ગણવેશધારી વચ્ચે વાતચીત ચાલી રહી હતી.

એક બિલ્લાધારી પહેરેલો, "આ સાંતાલીનું નામ દોપ્દી કેવી રીતે પડ્યું ? ? હું જે નામોની યાદી લઈને આવ્યો છું તેમાં તો એવું નામ નથી. યાદીમાં ન હોય એવું નામ કોઈ રાખે ખરું ?"

બીજો બિલ્લાધારી," દોપ્દી નહીં, દ્રૌપદી માઝણ. એની મા જે વર્ષે બાકુલિના સૂર્ય શાહુ (મૃત) ને ઘેર ડાંગર ખાંડતી હતી, તે વરસે એનો જન્મ. સૂર્ય શાહુની વહુએ એનું નામ પાડ્યું હતું."

પહેલો બિલ્લાધારી, હમણાંના અમલદારો ફક્ત છટાદાર અંગ્રેજી લખવા સિવાય બીજું કશું જાણતા નથી હોતા. નહિ તો આવું લખવાની શી જરૂર ?"

બીજો બિલ્લાધારી, "મોસ્ટ નોટોરિયસ વૂમન. લોંગ વૉન્ટેડ ઈન મેની...." (અત્યંત બદનામ સ્ત્રી. ઘણા સમયથી જેની શોધાશોધ ચાલે છે એવી સ્ત્રીઓમાંની એક).

ડોસિયર, દુલન અને દ્રૌપદી લૂટમારનું કામ કરતાં હતાં બીરભૂમ-વર્ધમાન મુર્શિદાબાદ-બાંકુલા વચ્ચે ફરતાં ફરતાં ઈ.સ. 1971 માં વિખ્યાત 'ઓપરેશન બાંકુલિ'માં જ્યારે ત્રણ ગામોને હેવી કોર્ડન કરીને, મશીનગન ચલાવવામાં આવી ત્યારે આ બે જણે મરેલાં હોવાનો ઢોંગ કર્યો, ને પડ્યાં રહ્યાં. ખરેખર એ જ મેઈન ક્રિમીનલ સૂર્ય શાહુ અને તેના છોકરાનું ખૂન, ડ્રાઉટ વખતે અપરકાસ્ટના કૂવા અને ટ્યુબવેલોનો કબ્જો, બધામાં એ મેઈન પેલા ત્રણ છોકરાઓને પોલીસના હાથમાં સરન્ડર ન કરવામાં, અને ઓપરેશન બાંકુલિ ના મેઈન આર્કિટેક્ટ કેપ્ટન અર્જુનસિંહ જ્યારે, સવારે શબોની ગણતરી કરવા ગયા, ને એ બંને (પતિપત્ની)ને જોયાં ત્યારે એમની બ્લડસુગર વધી ગઈ અને એમને બહુમૂત્રનો રોગ થઈ ગયો. એ ખૂબ ચિંતા અને ઉદ્વેગનો રોગ પણ ખરો. વધારે પિશાબના બાર ધણી હોય અને એક ધણીનું નામ એંગઝાઈટી છે.

દુલન અને દ્રૌપદી ઘણા સમય નિયાનડરખાલના અંધકારમાં ગૂમ થઈ ગયેલાં અને ખાસ લશ્કર તે અંધકારમાં સશસ્ત્ર તપાસમાં પકડવા જતાં, પશ્ચિમ બંગાળના જુદા

જુદા જિલ્લામાં કેટલાંય સાંતાલ સ્ત્રીપુરુષોને તેમની ઈચ્છા વિરુદ્ધ સિંબોંગા પાસે જવાની ફરજ પાડી. ભારતના બંધારણમાં જાત ધર્મ ગમે તે હોય, પણ બધાં માણસોને પવિત્ર માનવામાં આવ્યાં છે, તોપણ આવા ન બનવા જેવા બનાવો બને છે એના દ્વિવિધ કારણો છે. એક-ગુમ થયેલાં દંપતિની પોતાની ગુપ્તતા જાળવી રાખવાની કુશળતા. બીજું - ખાસ લશ્કરની દૃષ્ટિએ ફક્ત સંથાલ જ શા માટે, એસ્ટ્રો-એશિયાટિક મુંડા ઉપજાતિનાં બધાં સંતાનોનો એકસરખો ચહેરો.

ખરેખર તો બાંકુડાઝાડ થાણાની અંદરમાં (આ ભારતમાં દરેક સ્થળ કોઈને કોઈ થાણાની અંદર હોય છે) આવેલા, બૂરી રીતે પંકાયેલા ગીચ જંગલોની ચારે તરફ એટલે સુધી કે અગ્નિ અને નૈઋત્ય ખૂણામાં પણ, થાણા પર હલ્લો, બંદુક છીનવનારી ટોળી (બહુ ભણેલી ન હોવાથી બંદુકને બદલે 'ચેમ્બર' આપી દો એમ કહે છે.) અનાજના આડતિયા, જમીનદાર, શાહુકાર, શાંતિરક્ષક, છાપાંના ખબરપત્રીઓ દ્વારા ખંજર હુલાવવાની અને હત્યા કરવાના બનાવોમાં ગુન્હેગાર બનાવીને તેમની જ પર પણ આરોપ મૂકવામાં આવે છે. તેમને વિષે એકઠા કરેલા પૂરાવાઓ જોતાં લાગે છે, કે, એમાં ભારોભાર અતિશયોક્તિઓ કરેલી હોય છે. બે કાળાં સ્ત્રી-પુરુષે બનાવ બનતાં પહેલાં પોલીસ સાયરનની ચિચિયારી પાડી હતી. કંઈક અસભ્ય, સંથાલીઓ પણ ન સમજી શકે એવી ભાષામાં તેમણે શબોને ઘેરીને ઉશ્કેરાટભર્યું ગીત ગાયું હતું.

સામારે હિલુલેનાકો મારુ ગાયે કોણે.
(જે સામો થાય તેને મારી નાંખો)
તથા
હેનદે રાંબ્રા કેચે કેચે
પૂનડિ રાંબ્રા કેચે કેચે
(કાળા અડદ વાંકા વાંકા, સફેદ અડદ વાંકા વાંકા)

એથી નિશ્ચિત રીતે પૂરવાર થાય છે, કે એ જ કેપ્ટન અર્જુનસિંહને વારંવાર પિશાબ થવાનું કારણ હતું. સરકારી કાર્યરીતિ સાંખ્યના પુરુષ કે મુંઝાયેલા પ્રેક્ષકોની આંખો આન્તોનિયોની અગાઉની ફિલ્મો જેવી ન સમજાય એવી હોવાથી સરકારે ફરીથી અર્જુનસિંહને જ ઓપરેશન ફોરેસ્ટ ઝારખાંની માટે મોકલ્યા અને ગુપ્તચર વિભાગ પાસેથી, તે ઉન્મત્ત નૃત્ય કરનારા દંપતીનાં જ બે શબો હતાં, કે જે પછીથી ગાયબ થઈ ગયેલી. એ જાણીને અર્જુનસિંહ થોડી ક્ષણો તો જોમ્બિ(શબ)ની સ્થિતિમાં પહોંચી ગયા. પરિણામે કાળા માણસોનો એમને એવો તો ડર પેસી ગયો, કે લંગોટીવાળા કાળામાણસને જોતાં જ 'મારી નાંખ્યો'. કહી બેભાન થઈ જતા અને વારે વારે પાણી પીતા. એમનો ગણવેશ કે ગ્રંથસાહેબ કોઈ એમને આ બેબાકળી સ્થિતિમાંથી ઉગારી શકતું નહિ. તે પછી પ્રિમેચ્યોર, ફોર્સ્ડ રિટાયરમેન્ટની બીક બતાવીને તેમને પ્રૌઢ યુદ્ધ અને ડાબેરી રાજકારણના નિષ્ણાંત બંગાળી સેનાનાયકના ટેબલ આગળ લઈ જવામાં આવ્યા. સેનાનાયક વિરોધીઓના રંગઢંગ અને દોડધામને વિરોધીઓ કરતાં પણ સારી રીતે

જાણે છે એટલે તેમણે શરૂઆતમાં તો શીખોના યુદ્ધકૌશલ વિષે વાતો કરી આડકતરી રીતે અર્જુનસિંહની પ્રશંસા કહી અને પછી સમજાવી દીધું કે, શું વિરોધીઓ માટે જ બંદુકની નવી શક્તિનો સ્ત્રોત છે ? અર્જુનસિંહની શક્તિ પણ તો બંદુકના મેલ ઓર્ગનમાંથી બહાર આવે છે. હાથમાં બંદુક ના હોય તો આ જમાનામાં "પાંચ કર" પણ નિરૂપયોગી અને નિષ્ફળ નીવડે છે. આવું બધું પિષ્ટપેષણ તો એ બીજા આગળ પણ કરતા જેથી લડવા જતા લશ્કરના માણસોના મનમાં ફરીવાર "આર્મી હેન્ડબુક" ની ચોપડીમાં વિશ્વાસ બેસે. એ પુસ્તિકા સાધારણ લોકો માટે નહોતી. તેમાં લખેલું છે કે આદિમ શસ્ત્રો લઈને ગેરિલા પદ્ધતિથી કરેલું યુદ્ધ સૌથી વધારે ઘૃણાજનક અને નિંદાપાત્ર છે. એ રીતે લડતા યોદ્ધાઓને જોતાંવેંત જ એમને મારી નાંખવાની પ્રત્યેક લશ્કરના જુવાનની પવિત્ર ફરજ છે. દ્રૌપદી અને દુલન આ પ્રકારના યાદ્ધાઓની કેટેગરીમાં આવે છે, કારણ કે તેઓ પણ કુહાડી, દાતરડું, તીરકામઠાં વગેરેથી મોત આણે છે. ખરું જોતાં તેમની લડાયક શક્તિ બાબુએ કરતાં વધારે છે. બધા બાબુઓ ચેમ્બર સ્ફોટમાં નિષ્ણાત હોતા નથી. તેઓ એમ માને છે. કે ફક્ત બંદુક પકડવાથી જ શક્તિ બહાર આવશે. પણ દુલન અને દ્રૌપદી અભણ હોવાથી પ્રચલિત પરંપરા પ્રમાણે શસ્ત્રનો ઉપયોગ કરે છે. અહીં એ કહી દેવું જોઈએ કે સેનાનાયકને વિરોધીઓ ભલે તુચ્છ ગણતા હોય, પણ એ સામાન્ય માણસ નથી. એ પ્રેકટિસમાં ગમે તે કરતા હોય, પણ થિયરીમાં વિરોધીઓ ના આદર્શ પર શ્રદ્ધા રાખે છે, એટલે માને છે, કે આ તો કશું નથી. છોકરાઓ બંદુક લઈને રમે છે, એવો મનોભાવ સેવવાથી તેમને સમજી પણ નહિ શકાય અને તેમનો વિનાશ પણ નહિ કરી શકાય. "ઈન ઓર્ડર" ટુ ડિસ્ટ્રોય ધ એનિમિ, બિકમ વન ઓફ ધેમ" એટલે તેઓ તે લોકોમાંના એક જણ (થિયરીમાં) બનીને તેમને જાણે છે. તે લોકો ભવિષ્યમાં આ વિષે લખવાની પણ આશા રાખે છે. તે વખતે બાબુઓને ડિમોલિશ કરીને લણણી કરનાર મજૂરોના વક્તવ્યને હાઈલાઈટ કરશે એવું તેમણે નક્કી કરી રાખ્યું છે. તેમના મનનો આ બધો પ્રોસેસ હાલપૂરતો જટિલ લાગે પણ અસલમાં તેઓ ખૂબ સરળ છે અને તેમના ત્રીજા કાકાની જેમ કાચબાનું માંસ ખાઈને તે લોકો ખુશ રહે છે. મૂળ તો તે લોકો જાણે છે, કે પ્રાચીન લોકનાટ્યના ગીત પ્રમાણે કરવટે બદલેગા જમાના. અને દરેક જમાનામાં માનભર્યું જીવન જીવવા માટે તેમની પાસે ભલામણપત્રો જોઈએ. જરૂર પડે તો એ લોકો ભવિષ્યને બતાવી આપશે કે તેમણે જ વસ્તુઓને કેટલા સ્પષ્ટ પરૂસ્પેકટિવમાં જોઈ હતી. આજે એ લોકો જે જે કરે છે તેને ભવિષ્યનો માણસ ભૂલી જશે, એ વિષે તેમને જરા જેટલીય શંકા નથી, અને એક જમાનાથી બીજા જમાનામાં સૌના રંગમાં રંગાઈ જતાં તે લોકો તે જમાનાના પ્રતિનિધિ બની શકશે, એ પણ તેઓ જાણે છે. આજે "એપ્રિહેન્સન એન્ડ એલિમિનેશન" કરીને તેઓ તરુણોનું નિકંદન કાઢી રહ્યા છે. ભલે, પણ માનવરક્તની સ્મૃતિ અને મળેલા બોધપાઠ જલદી ભૂલી જશે એ તેઓ જાણે છે. અને એક સાથે તેઓ પણ શેક્સપિયરની જેમ તરુણોના હાથમાં પૃથ્વીનો વારસો સોંપી દેવાના વિશ્વાસી છે. તેઓ પણ પ્રોસ્પેરો છે.

જે હોય તે. એ પછી ખબર મળ્યા કે ઘણા યુવાનો અને યુવતીઓ બેચ બાય બેચ જીપગાડીમાં ચડીને એક પછી એક થાણા પર હુમલા કરીને સમગ્ર અંચલને એકી સાથે સંત્રસ્ત અને ઉલ્લસિત કરીને ઝારખાનીના જંગલમાં લુપ્ત થઈ ગયા. બાકુલીમાંથી નાસી છૂટ્યા પછી, દ્રૌપદી અને દુલને લગભગ દરેક જમીનદારને ત્યાં કામ કર્યું હોવાથી, તેઓ જેમને મારવાના હોય તેમને વિષે મારનારાઓને તેઓ ટપોટપ ખબર આપતાં. અને ગર્વથી ઘોષણા કરતાં કે તેઓ પણ સૈનિક છે. રેંક એન્ડ ફાઈલ છેવટે દુર્ભેદ્ય ઝારખાની જંગલને સેના દ્વારા ચક્રવ્યૂહમાં ઘેરો ઘાલવામાં આવે છે. આર્મિ અંદર ઘૂસે છે અને રણભૂમિ ખૂંદી ખૂંદી ભાગેડુઓને ખોળે છે. એકી સાથે ફોટોગ્રાફર વનના "મેપ" તૈયાર કરતા હોય છે અને સૈનિકો પાણી પીવાનાં સ્થળો, જેવાં કે ઝરણાં અને ખાબોચિયાંની સંતાઈને ચોકી કરે છે. આજે પણ ચોકી કરે છે. અને આજે પણ શોધે છે. એવી એક શોધખોળ કરતાં સેનાના એક ભેદિયા દુખીરામ ઘડારીએ જોયું, કે સપાટ પથ્થર પર ઊંધો પડીને એક સંથાલ યુવક પાણીમાં મોઢું ડૂબાડીને પાણી પીએ છે. એ સ્થિતિમાં જ એને ગોળીથી ઠાર કરાયો. 303 ના પ્રહારથી ઊછળીને પડતાં પડતાં તેણે જાતે બે હાથ પહોળા કરીને "મા-હો" એવી ભીષણ ગર્જના કરી અને એ ઢળી પડ્યો. પછી ખબર પડી કે એ કુખ્યાત દુલન માઝી હતો.

આ "મા-હો" નો શો અર્થ ? એ શું આદિવાસીઓની ભાષામાં ઊગ્રપંથીનું સ્લોગન છે ? એનો અર્થ જાણવા શાંતિરક્ષકની કચેરીમાં ઘણી માથાઝીંક કરાઈ, પણ કશું વળ્યું નહિ. બે આદિવાસી નિષ્ણાંતોને કલકત્તાથી વિમાનમાં બોલાવવામાં આવ્યા, અને તેઓ હોફમાન જેફર અને ગોલ્ડન પાયર જેવા વિદ્વાનોએ તૈયાર કરેલા શબ્દકોષો ફેંદી ફેંદીને પરસેવે રેબઝેબ થઈ ગયા. આખરે સેનાનાયકે ચમરુને બોલાવ્યો. કેમ્પનો ભિસ્તી સાંથાલ ચમરુ બે વિશેષજ્ઞોને જોઈને ફક કરતો હસી પડ્યો. બીડીથી કાન ખજવાળતાં એણે કહ્યું", માલદાના સાંથાલો ગાંધી રાજાના સમયમાં લડવા માટે તૈયાર થયા એવું બોલતા હતા. ખરા ! એ યુદ્ધની ઘોષણા છે. તો અહીં કોણ બેટો "મા-હો" બોલ્યો કોઈ માલદાથી આવ્યો છે ?"

સમસ્યા ઉકલી ગઈ. તે પછી દુલનનું શબ ઉલ્લેખિત પત્થર પર રહેવા દઈ સૈનિકો લીલા ગણવેશમાં પોતાના મૂળ રૂપને છૂપાવીને, ઝાડ પર ચઢીને પાનદેવની જેમ ઝાડની પર્ણઘટાને આલિંગન આપીને ગુપ્તાંગમાં મોટી લાલ કીડીઓના ચટકા સહન કરતા, કોઈ શબ લેવા આવે તેની રાહ જોતા હતા. આ જે શિકારની રીત છે તેવી યુદ્ધની રીત હોતી નથી. પણ સેનાનાયક જાણે છે કે જંગલીઓને કોઈ જાણીતી રીતે તો ખતમ કરી શકાય એમ નથી. એથી શબનો ચારો બતાવીને શિકારને ખેંચી લાવવા કહ્યું, "બધું ચોખ્ખું થઈ જશે. દ્રૌપદીએ જે બધાં ગીતો ગાયાં છે તેનો અર્થ પણ મેં ગોતી કાઢ્યો છે."

એની વાત માથે ચઢાવીને સેના તૈયાર થઈ. પણ દુલનનું મડદું લેવા કોઈ આવ્યું નહિ. તે સિવાય રાતના અંધકારમાં કશોક સંચાર સાંભળીને સૈનિકોએ ગોળી છોડી નીચે ઉતરીને જોયું તો સૂક્કાં પાંદડાંની પથારીમાં સંગમરત શાહી દંપત્તિને મારી નાંખ્યું

છે. જંગલમાં સેનાને ભોમિયા તરીકે સેવા આપતા દુખી રામ ઘડારીએ દુલનને ઓળખી કાઢવાનું ઈનામ, સંન્યાનીની જેમ કોઈકનું દાંતરડું ગળે વળગાડી દીધું. ને ગળું કાપી નાખ્યું દુલનનું શબ ઊંચકીને ચાલતા સૈનિકો લાલ કીડીઓના ચટકાઓથી સર્પદંશ જેવી વેદના અનુભવતા હતા. શબ લેવા "કોઈ ન આયા" સાંભળી સેનાનાયક "એન્ટિફ્રાસિસ્ટ પેપરબેંક" ડેપ્યુટી પુસ્તક જોરથી બંધ કરીને" વોટ !" કહીને બરાડ્યો. એ જ સમયે એક આદિવાસી વિશેષજ્ઞ આર્કમિડીઝની જેમ શુભ્ર આનંદમાં દોડતો આવીને બોલી ઊઠ્યો," સર ! એ હેનદે રામબ્રા" નો અર્થ શોધી કાઢ્યો. એ મુંડારી લેન્ગવેજમાં છે.

દ્રૌપદીની શોધ ચાલ્યા કરે છે. ઝારખાની જંગલ બેલ્ટમાં ઓપરેશન ચાલતું રહ્યું છે, ચાલે છે, અને ચાલશે. એ સરકારની નિતંબનું બહુ પીડાકારી ગૂમડું હતું. એ સારા મલમથી મટવાનું નથી, કે અસરકારક જડીબુટ્ટીથી ફાટવાનું પણ નથી. પહેલા ફેજમાં ભાગેડુઓ જંગલની ટોપોગ્રાફી જાણતા ન હોવાથી ટપોટપ પકડાઈ જતા, અને સામસામા સંઘર્ષના નિયમાનુસાર કરદાતાઓને ખર્ચે ગોળીથી વીંધી નાંખવામાં આવતા. સામસામા સંઘર્ષના નિયમાનુસાર જ તેમના શરીરનાં આંખની કીકીઓ, આંતરડાં, પેટ, હૃદય, જનનસ્થાન વગેરે શિયાળ, ગીધ, હાયેના, રાની બિલાડી, કીડીઓ અને કીડાઓના ખાદ્ય બનતાં અને માંસ વગરનું શુદ્ધ હાડપિંજર ડોમ લોકો આનંદથી વેચવા લઈ જતાં.

પર્વતીય ફેજમાં તેઓ સીધા સંઘર્ષમાં પકડાતા નહોતા. તેથી એવું લાગે છે કે તેમને કોઈ વિશ્વાસપાત્ર કુરિયર મળ્યો છે, તે છે દ્રૌપદી. તે શક્યતા રૂપિયે નેવું પૈસા હતી. દ્રૌપદી દુલનને પ્રાણથી યે અધિક ચાહતી હતી, હવે ચોક્કસ એ જ એમને બચાવે છે.

"એ લોકોની આ વાત પણ એક હાઈપોથિસિસ છે."

"કેમ ?"

"ઓરિજનલી કેટલા લોકો ગયા હતા ?"

ઉત્તર, ચુપકીદી. એ વિષે ઘણી વાતો ઊડી છે. ઘણી ચોપડીઓ પ્રેસમાં છે. બધી વાતોનો વિશ્વાસ ન કરવો એજ સારું છે છવર્ષમાં કેટલા જણ સામસામા સંઘર્ષમાં મર્યા ?

ઉત્તર ચૂપકીદી.

સામસામા સંઘર્ષ પછી જે હાડપીંજર મળ્યાઉ તેના હાથ ભાંગેલા કે કાપેલા કેમ હતા ? ઠૂંઠા શું સામા સંઘર્ષમાં લડી શકે ? ગળાના હાડકાં લટરપટર કેમ ? પગ અને પાંસળીઓનાં હાડકાં છૂંદાયેલાં કેમ ?

ઉત્તર બે રીતનો, ચુપકીદી અથવા આંખોમાં રોષપૂર્ણ તિરસ્કાર ભરેલો છે. "એ બધી વાતો શું કહેવાની હોય ?" જે થવાનું તે તો

"અત્યારે કેટલા જણ જંગલમાં છે ?"

ઉત્તર ચૂપકીદી.

તેઓ શું એક લીજન છે ? (3000 થી 6000 સુધીની સંખ્યા-એક ફોજની

બરાબર) તેમને કારણે કરદાતાઓને ખર્ચે એક મોટું લશ્કર હંમેશાં તે જંગલના વન્ય પરિવેશમાં નિયુક્ત કરવાનું શું જસ્ટિફાઈડ છે?"

ઉત્તર : "ઓબ્જેકશન. વન્ય પરિવેશ શબ્દો બરાબર નથી. ત્યાં નિયુક્ત લશ્કરને ઉત્તમ ખાદ્ય અને ચિકિત્સાની વ્યવસ્થા છે. ધર્મ પ્રમાણે ઉપાસનાની સગવડ છે. વિવિધ ભારતી સાંભળવાની અને યહ હૈ જિંદગી ફિલ્મમાં સંજીવકુમાર અને ભગવાન શ્રીકૃષ્ણને મોઢામોઢ જોવાની સગવડ મળે છે. ના, પરિવેશ વન્ય નથી.

"કેટલા લોકો છે?"

ઉત્તર ચુપકીદી.

"કેટલા લોકો છે? કોઈ છે પણ ખરા?"

ઉત્તર લાંબો છે.

જેમકે-"વેલ. એકશન ચાલુ છે. શાહુકારો, જમીનદારો, અનાજના દલાલો, પીઠાં, વેશ્યાગૃહોના બેનામી માલિક, પહેલાનાં ખબર આપનારાઓ, એ બધા આજે પણ થથરે છે. ભૂખ્યા નાગા લુચ્ચા આજે પણ ઉદ્ધત અને અદમ્ય છે. કેટલાક પોકેટોમાં આજે પણ આતંકવાદીઓને નિયમિત પૈસા મળે છે. ભાગેડુઓ તરફ સહાનુભૂતિ ધરાવતાં ગામડાંઓ આજે પણ ચૂપ અને વિદ્વેષપૂર્ણ છે. આ બધા પ્રસંગો એમ માનવાનું કારણ છે કે.......

"આ ચિત્રમાં દ્રૌપદી માઝણ ક્યાં ગોઠવાય છે?"

"એ ચોક્કસ ભાગેડુઓમાં સામેલ છે. ડરની વાત અન્યસ્થાને છે. જે લોકો છે, તે ઘણા સમયથી જંગલમાંઆદિમ જગતમાં છે. ગરીબ લોકો આતંકવાદીઓ તથા આદિવાસીઓની જોડે મળી ગયેલા છે. એમની સંગતને કારણે તેઓ પુસ્તકિયું જ્ઞાન ભૂલી ગયા છે. જો માટીમાં તેઓ છે તેની સાથે પુસ્તકિયા જ્ઞાનનું ઓરીએન્ટેશન કરી, નવી રીતે સંગ્રામની રીત અને જીવતા રહેવાના નિયમો શીખે છે. બહારનું પુસ્તકિયું જ્ઞાન અને અંતરનો ઉદ્યમ એ જ માત્ર જેમનો આધાર છે. તેમને ગોળી મારી ખતમ કરી શકાય છે. પણ જેઓ પોતે પણ કામ કરે છે, તેમનો એટલી સહેલાઈથી નિકાલ કરી શકાય એમ નથી."

એટલે ઓપરેશન ઝારખાની ફોરેસ્ટ રોકી શકાય એમ નથી. કારણ આર્મિ હેન્ડબુક'ની ચેતવણી.

## બે

દ્રૌપદી માઝણને પકડો. એ તેમને પકડાવી દેશે.

દ્રૌપદી સાડીને છેડે ભાત બાંધી ધીમેધીમે જતી હતી. મુસાઈ ટૂડુની વહુએ ભાત રાંધી આપ્યો હતો. એ અવારનવાર આપતી. ભાત ઠંડો થતાં સાડીમાં બાંધી દ્રૌપદી ધીમેધીમે જાય છે. ચાલતાં ચાલતાં તે માથાના વાળ આંગળામાં પકડી જુ ખેંચતી હતી.

થોડું ઘાસલેટ મળે તો માથામાં ઘસી જૂનો નિકાલ કરી શકાય. એ પછી સોડાથી માથું ધોઈ શકાય. પણ હરામીઓ ઝરણાના દરેક વળાંક આગળ પહેરો ભરે છે. પાણીમાં ઘાસલેટની વાસ આવતાં તેઓ ગંધને સૂંઘતા સૂંઘતા આગળ આવશે.

"દ્રૌપદી !"

દ્રૌપદીએ જવાબ ન આપ્યો. એના નામથી એને બોલાવો તો એ ક્યારેય જવાબ નહિ આપે. એના નામે ઈનામની જાહેરાતનો કાગળ આજે જ તે પંચાયતની ઓફિસમાં જોઈને આવી છે. મૂસાઈ ટૂડુની વહુએ કહ્યું હતું, "શું જુએ છે ? ક્યાંની કોણ છે દ્રૌપદી માઝણ ! એને પકડવાથી રૂપિયા મળશે."

"કેટલા રૂપિયા ?"

"બસો ?"

"બાપ રે !"

"બહાર આવીને મુસાઈની વહુએ કહ્યું," આ વખતે સખત બંદોબસ્ત છે બધા નવા પોલીસ છે ?"

"હા."

"તું હવે ન આવતી."

"કેમ ?"

મુસાઈની વહુએ આંખ નીચી કરીને કહ્યું," ટૂડુ કહેતો હતો, કે પેલો સાહેબ ફરી આવ્યો છે. તને પકડતાં ગામ, ઝૂંપડાં...."

"સળગાવી દેશે."

"હું અને આ વખતે દુઃખી રામની વાત .........."

"સાહેબને ખબર છે ?"

"સોમાઈ અને બુધનાએ હરામખોરી કરી છે."

"એ લોકો ક્યાં છે ?"

"ટ્રેન પકડી ભાગી ગયા છે."

દ્રૌપદીએ કંઈક વિચારી લીધું. પછી બોલી, "ઘેર જા. શું થવાનું છે તેની ખબર નથી. હું પકડાઈ જાઉં, તો તમે લોકો મને ઓળખતા નહિ."

"તું ભાગી ન શકે ?"

"ના, કેટલી વાર ભાગું ? તું જ કહે. પકડીને બહુ બહુ તો શું કરશે કહે. કાઉન્ટર કરશે, કરવા દો."

મુસાઈની વહુએ કહ્યું, "અમે તો ક્યાંય જઈ શકીએ એમ નથી."

દ્રૌપદીએ કહ્યું, હું, "કોઈનુંય નામ નહિ લઉં."

દ્રૌપદી જાણે છે. આટલા દિવસ સાંભળી સાંભળીને શીખી છે, કે મારપીટના જુલમનો કેવી રીતે સામનો કરી શકાય, જો જુલમને કારણે શરીર અને મન ભાંગી પડે તો

દ્રૌપદી પોતાની જીભ દાંતથી કરડી ખાશે. પેલા છોકરાએ પોતાની જીભ કરડી ખાધી હતી. તેને કાઉન્ટર કર્યો હતો.

કાઉન્ટર કરતી વખતે હાથ પાછળ બાંધેલા હોય છે. શરીરનું એકએક હાડકું ચૂરો થઈ ગયું હોય છે. યૌનાંગ બૂરી રીતે ઘવાયું હોય છે. ........ કિલ્ડ બાય પોલીસ ઈન એન એનકાઉન્ટર ....... અનનોન મેલ થ્રી એજ ટ્વેન્ટી ........

આ બધું વિચારતાં દ્રૌપદી ચાલતી જઈ રહી હતી એવામાં એણે સાંભળ્યું કે કોઈ તેને બોલાવે છે "દ્રૌપદી" !

તેણે જવાબ આપ્યો નહિ, એને કોઈ નામ દઈને બોલાવે તો એ જવાબ આપતી નથી. અહીં એનું નામ છે ઊમી માઝણ. પણ બોલાવે કોણ છે ?

એના મનમાં શંકાનો કાંટો હંમેશાં ખટક્યા કરતો, "દ્રૌપદી" સાભળીને શંકાના અણિયાળા કાંટા શેખાના કાંટાની જેમ ઊભા થઈ ગયા. ચાલતાં ચાલતાં મનમાં જાણીતા ચહેરાઓના ફિલ્મ રોલ ખુલતો ગયો. કોણ ? સોમરાતો નથી, સોમરા તો ભાગેડુ છે... સોમાઈ અને બુધના પણ કોઈક કારણે ભાગી ગયા છે. ગોલક ન હોઈ શકે, તે બાકુલિમાં છે. બાકુલિનું જ કોઈક હશે ? બાકુલિ છોડ્યા પછી તેનું અને દુલનનું નામ છે ઊમી માઝણ અને માતંગ માઝી. અહીં ફક્ત મુસાઈ અને એની પત્ની સિવાય એનું ખરું નામ કોઈ જાણતું નથી.

એ સમય બહુ જ કઠણ હતો. એને વિષે વિચારતાં દ્રૌપદીને ગભરાટ થાય છે. બાકુલિમાં ઓપરેશન બાકુલિ ચાલતું હતું. સૂર્ય શાહુએ બીડી બાબુ સાથે સાંઠ કરીને બે વર્ષમાં ઘરના કંપાઉન્ડમાં બે ટ્યુબવેલ લગાવ્યા હતા, ત્રણ કૂવા ખોદાવ્યા હતા. ક્યાંય ટીપું પણ પાણી નહોતું. બીરભૂમમાં દુકાળ હતો. સૂર્ય શાહુને ઘેર ભરપૂર પાણી હતું, કાગડાની આંખ જેવું નિર્મળ.

કેનલ ટેક્ષ ભરીને પાણી લો. બધું બળી ગયું. ટેક્ષના પાણીથી ખેતી કરીએ તો અમને શું મળે ? બળી ગયું બધું.

જાઓ જાઓ, તમારી પંચાયતી બદમાશીને હું માનતો નથી. પાણી સીંચીને ખેતી વધારો અને ડાંગરનો. પાણીનો અડધો ભાગ લેશે. બધાને મફત ડાંગર જોઈએ તો ડાંગર ઘેર આપી જાઓ. પૈસા આપી જાઓ. તમારી ભલાઈનાં સારાં કામ કરીને મને બોધપાઠ મળ્યો છે.

"તમે ક્યું સારું કામ કર્યું છે ?"

"ગામને પાણી ન આપ્યું ?"

"તમે તો ભગુનાલ વેવાઈને પાણી આપ્યું હતું."

"તમને પાણી નથી મળ્યું. ?"

"ના, ડોમ ચંડાલને પાણી નથી મળ્યું."

આ વાતમાંથી ઝઘડો થયો. દુકાળના દિવસમાં માણસની સહનશક્તિ સહેજમાં સળગી ઊઠે છે. ગામના સતીશ, જુગલ અને પેલો સજ્જન યુવાન, કદાચ એનું નામ રાણા હતું. તેમણે કહ્યું, "જમીનદાર, શાહુકાર કશું નહિ આપે. એમને ખતમ કરો."

રાતે સૂર્ય શાહુના ઘરને ઘેરી લેવામાં આવ્યું. સૂર્ય શાહુએ બંદુક કાઢી હતી. સૂર્યને બળદના અછોડાથી બાંધી દેવામાં આવ્યો હતો. આંખના સફેદ ડોળા ચકળવકળ થતા હતા, વારંવાર તેની ધોતી બગડી જતી હતી. દુલને કહ્યું હતું," પહેલો ઘા હું કરીશ. મારા બાપના બાપે એની પાસે થોડી ડાંગર લીધી હતી એ દેવું ચૂકવવા હું હજી એને ત્યાં વેઠ કરું છું."

દ્રૌપદીએ કહ્યું હતું, "મારી તરફ જોઈ એના મોઢામાંથી લાળ ટપકે છે. હું એની આંખો ખેંચી લઈશ."

સૂર્ય શાહુ. એ પછી સિઉરી ટેલિગ્રાફિક મેસેજ. સ્પેશ્યલ ટ્રેન. આર્મિ. જીપ બાકુલિ સુધી જતી નહોતી. માર્ચ, માર્ચ, માર્ચ. એડીઓ લગાવેલા બુટની નીચે કાંકરાની કાંરચ-કાંરચ-કાંરચ. "કોર્ડન અપ" માઈકમાં આદેશ.-"જુગલ મંડલ-સતીશ મંડલ-રાણા એલિયાસ, પ્રવીર એલિયાસ, દીપક, દુલના માઝી, દ્રૌપદી માઝણ, સરેન્ડર સરેન્ડર, નો સરેન્ડર. મો-મો-મો ડાઉન ધ વિલેજ. ખટાખટ ખટાખટ હવામાં કાર્ડાઈટ (કારતુસ). ખટખટ રાઉન્ડ ધ ક્લોક ખટખટ. ફ્લેઈમ થ્રોઅર. બાકુલિ સળગે છે. મોર મેન એન્ડ વિમેન. ચિલ્ડ્રન ..... ફાયર ફાયર, ક્લોઝ કેનલ એપ્રોચ. ઓવર-ઓવર-ઓવર બાય નાઈટફોલ." દ્રૌપદી અને દુલન પેટે ઘસડાતાં ભાગી છૂટ્યાં હતાં.

બાકુલિ પછી એ બન્ને પલતાકુડી પહોંચી શક્યાં નહોતાં. ભૂપતિ અને તપા એમને લઈ ગયા. તે પછી નક્કી થયું, કે દુલન અને દ્રૌપદી ઝારખાની બેલ્ટની આસપાસ કામ કરશે. દુલને દ્રૌપદીને સમજાવ્યું હતું કે," એજ સારું છે રે ! એથી આપણો ઘરસંસાર અને બાળબચ્ચાં નહિ થાય. પણ કોણ જાણે છે, એક દિવસ જમીનદાર-શાહુકાર પોલીસ સૌ ઠેકાણે નહિ પડી જાય ?"

પણ આજે તેને પાછળથી કોણે બોલાવી ?

દ્રૌપદી ચાલતી રહી. ગામ-સીમ, ઝાડી ઝાંખર, ખાઈઓ, પી.ડબલ્યુ.ડી. ના થાંભલા. પાછળથી દોડતા પગોનો અવાજ. એક માણસ આવે છે. ઝારખાનીનું જંગલ હજી પણ એક કોશ જેટલું દૂર છે. એના મનમાં થયું, કે જંગલમાં પેસી ગયાં પછી તો બચી જવાશે. એ લોકોને કહેવું પડશે, કે પોલીસે આ વખતે તેના નામે ફરી નોટિસ બહાર પાડી છે, કહેવું પડશે કે પેલો હરામી સાહેબ ફરીથી પાછો આવ્યો છે. હાઈડઆઉટ બદલી નાંખવા પડશે. એ ઉપરાંત સાન્દરામાં ખેતમજુરોના પૈસાની લેવડદેવડમાં જે ગોટાળો થયો છે તે પછી લક્ષ્મી બેરા અને નારાયણ બેરાને પણ સૂર્ય શાહુ બનાવવાનો પ્લાન પણ મુલતવી રાખવો પડશે. સોમાઈ અને બુધનાને બધી ખબર છે. દ્રૌપદીના હૈયામાં ભયાનક વિપત્તિ હતી. એના મનમાં થાય છે, કે સોમાઈ અને બુધનાએ જે હરામી કરી છે તેથી સાંથાલ તરીકે એણે શરમાવાની જરૂર નથી. દ્રૌપદીનું લોહી ચંપાભૂમિનું પવિત્ર લોહી છે. એકદમ શુદ્ધ. ચંપાથી બાંકુલિ, કેટલા લાખ ચંદ્રના ઉદય અને અસ્તનો પથ. લોહીમાં ભેળસેળ થઈ શકી હોત પણ ન થઈ. દ્રૌપદીને પૂર્વજો માટે ગર્વ થયો. તેઓ

કાળાં બખ્તર પહેરી તેમની સ્ત્રીઓના લોહીની ચોકી કરતા. સોમાઈ અને બુધના લડાઈની પેદાશ છે. શિયનડાંગાના અમેરિકન સૈન્યનો રાઢભૂમિ ઉપહાર છે. કાટડો ભલે કાગડાનું માંસ ખાય, તો પણ સંથાલ સંથાલને ન પકડાવે.

પાછળ પાછો પગલાંનો અવાજ. અવાજ અને દ્રૌપદી વચ્ચેનું અંતર એકસરખું રહે છે. પાલવમાં ભાત, કેડમાં ગાંજા-તમાકુનું પત્તું. અરિજિત, માલિની, શામુ, મન્ટુ, કોઈ બીડી-સિગારેટ કે ચા પીતા નથી. તમાકુનું પાન વીંછી કરડે તો રામબાણ ઈલાજ. કશુંય નહિ પહોંચાડી શકાય.

દ્રૌપદી ડાબી બાજુ વળી. એ બાજુ કેમ્પ છે, બે માઈલ દૂર. એ વનનો મારગ નથી. પણ પાછળ જે ખચ્ચર આવે છે, એને લઈને દ્રૌપદી વનમાં નહિ જાય.

જીવના સોગંદ. જીવના સોગંદ દુલન ! જીવના સોગંદ-એક હરફ પણ ઉચ્ચારવાની નથી.

પાછળથી આવતો પગલાનો અવાજ ડાબી તરફ વળ્યો. દ્રૌપદીએ કેડ પર હાથ મૂક્યો. હથેળીમાં વાંકા ચાંદનું આશ્વાસન-નાનકડુ દાતરડું. ઝારખાની કારીગર લુહારો દાંતરડાં સરસ ઘડે છે. એવી ધાર કાઢીશ - ઊમી કે સેંકડો દુઃખીરામો ...... ભગવાનનો પાડ માન કે દ્રૌપદી "બાબુલોક" થવા ન ગઈ. ઊલટું એ લોકો પણ એટલું સમજી ગયા છે, કે બધાં કરતાં દાતરડું, કુહાડી, છરી ચૂપચાપ કામ પતાવી દે છે. દૂર કેમ્પનું અજવાળું દેખાય છે. દ્રૌપદી એ તરફ કેમ ચાલી ? તું ઊભી રહે. પાછો વળાંક આવે છે. આ .... હા આંખો બંધ કરીને અહીં ફરું, તેમ છતાં હું કહી શકું કે હું ક્યાં છું. જંગલમાં નહિ જાઉં, મારે રસ્તો ભૂલવો નથી. હું થાકવાની નથી. તું સાલા ખચ્ચર ! તું મારી પાછળ પાછળ આવશે એમ ? તારો જાન લઈ લઈશ. તને ખાઈમાં ફેંકી દઈશને તારો નિકાલ કરી નાંખીશ.

કશું જ કહેવાની નથી. દ્રૌપદી નવો કેમ્પ જોઈ આવી છે. બસ સ્ટેશન પર બીડી પીતાં પીતાં, વાતો કરતાં કરતાં, બેઠાં બેઠાં એ જાણી આવી છે, કે પોલીસની કેટલી ગાડીઓ આવી છે, કેટલી વાયરલેસ વાન છે. કોળાં ચાર, કાંદા સાત, મરચાં પચાસ-સીધો હિસાબ પણ કશી ખબર પહોંચાડી શકાશે નહિ. તે લોકો સમજી જશે કે દ્રૌપદી કાઉન્ટર થઈ ગઈ. ત્યારે ભાગશે. અરિજિતે કહ્યુ હતું," અવાજ જો કોઈ પકડાઈ જાય તો વખત ઓળખીને, બીજા ટાઈમનો ખ્યાલ રાખીને, હાઈડઆઉટ બદલી નાંખશે. કોમરેડ દ્રોપદીને જો મોડું થઈ જશે તો અમે અહીં નહિ હોઈએ. ક્યાં જઈએ છીએ તેની નિશાની હશે. કોઈ કોમરેડ પોતાને માટે બીજાને ડિસ્ટ્રોય નહિ થવા દે.

પાણીના ખળખળ સાથે અરિજિતનો અવાજ ગૂંજી રહ્યો છે," પથ્થર નીચે રાખેલા ભાંગેલા લાકડાના તીરની અણી જે બાજુએ, તે તરફ હાઈડઆઉટમાં જવાનું થયું છે."

દ્રૌપદીને આ ગમે છે. એ સમજે પણ છે. દુલન મરી ગયો, પણ કોઈને મરાવીને મર્યો નથી. પહેલેથી એ ખ્યાલ નહિ આવ્યો, એટલે એમને માટે હૂમલો કરવા ગયો અને કાઉન્ટર થઈ ગયો. હવે એવો સખત નિયમ છે, સીધો ને સ્પષ્ટ. દ્રોપદી પાછી આવી સારું, પાછી ન આવી બેડ. ચેન્જ ધી હાઈડેઆઉટ .નિશાની એવી હશે કે ઓપોઝિશન જોઈ ન શકે. ધારો કે જુએ તોયે તેમને ખબર નહિ પડે.

પાછળ પગલાનો અવાજ સંભળાયો. દ્રૌપદીએ ફરીથી વળાંક લીધો. આ સાડા ત્રણ માઈલની ભૂમિ અને ખાઈ જંગલમાં પેસવાનો સારામાં સારો માર્ગ છે. દ્રોપદી એ માર્ગ પાછળ છોડીને આવી છે. આગળ થોડી સળંગ જમીન છે. તે પછી ફરી ખાઈ છે. આવી ઊંચીનીચી જગ્યાએ ક્યારેય આર્મિ કેમ્પ રાખવામાં આવ્યો નથી. આ બાજુ નિર્જન છે. - ભુલ ભુલામણી જેવું. એકેએક ટીંબો બીજા ટીંબા જેવો દેખાય છે. બહુ સરસ. દ્રૌપદી એ શિયાળને મસાણમાં લઈ જશે. પતિત પાવનને સ્મશાનકાલિને નામે તો બલિ ચઢાવવામાં આવ્યો હતો.

"એપ્રિહેન્ડ."

એક ટીંબો ઊભો થયો. એક બીજો બીજો, એક પ્રૌઢ સેનાનાયક એક સાથે આનંદિત અને નિરાશ થયો." ઈફ યૂ વોન્ટ ટુ ડીસ્ટ્રોય ધ એનિમી, બિકમ વન." તેણે તેમ કર્યું હતું. છ વર્ષ પહેલાં પણ તે એમના દરેક મુવને એન્ટિસિપેટ કરી શકતો હતો. અત્યારે પણ કરી શકે છે. એથી આનંદ... સાહિત્ય જોડેના સંપર્કને પરિણામે "કર્સ્ડ બ્લડ" વાંચી એ પોતાના વિચાર અને કાર્યનું સમર્થન જોતો હતો.

દ્રૌપદી તેને છેતરી શકી નહિ, એ છે દુઃખ અને નિરાશાના કારણ. છ વર્ષ પૂર્વે મગજના કોષમાં સંઘરેલા તથ્યોના આધાર પર લખેલો એનો એક લેખ પ્રગટ થયો હતો. તેમાં એણે દર્શાવ્યું હતું. કે એ પણ સંગ્રામના સમર્થક છે. લણણી કરનારા ખેતમજુરોના પરિપ્રેક્ષ્યમાં દ્રૌપદી ઉપદ્રવી છે. વેટરન ફાઈટર. સર્ચ એન્ડ ડીસ્ટ્રોય. દ્રૌપદી માઝણ એપ્રિહેન્ડ થવામાં છે. ડિસ્ટ્રોયડ થશે. દુઃખની વાત છે.

"હોલ્ટ."

દ્રૌપદી એકદમ ઊભી રહી. પાછળ આવતો પગલાંનો અવાજ આગળ આવીને ઊભો રહ્યો. દ્રૌપદીની છાતીમાં જાણે કેનાલનો બંધ તૂટ્યો. માર્યા ગયા. સર્વનાશ. સૂર્ય શાહુનો ભાઈ રતનો શાહુ. સામે ઊભેલા બે ટીંબા આગળ આવ્યા. સોમાઈ અને બુધના. એ લોકો ટ્રેનમાં ભાગી ગયા નહોતા.

અરિજિતનો અવાજ સંભળાયો, જ્યારે જીત્યા તો એ જે રીતે જાણો છો, તેવી રીતે હારો તો એ પણ સ્વીકારી લઈ પછીના સ્ટેજ પરથી કામ કરવું."

હવે દ્રૌપદીએ બન્ને હાથ પહોળા કર્યા. આકાશ તરફ મોં ઊંચું કર્યું. જંગલની તરફ વળી અને પોતાની તમામ શક્તિથી ચિત્કાર કર્યો. એક વાર, બે વાર, ત્રણ વાર. ત્રીજા ચિત્કારથી ઝરખાની જંગલ વિસ્તારનાં પંખીઓ ઊંઘમાંથી જાગી પાંખો ફફડાવી ચિત્કારી ઉઠ્યાં. દ્રોપદીના અવાજનો પડઘો ઘણે દૂર સુધી ગયો.

## ત્રણ

દ્રૌપદી માઝણ સાંજે 6.57 વાગ્યે એપ્રિહેન્ડ થઈ. એને કેમ્પમાં લઈ જતાં એક કલાક થયો. બરાબર એક કલાક એની સામે પ્રશ્નો ઝીંકાયા. કોઈએ એના શરીરને હાથ અડકાડ્યો નહિ. એને કેનવાસના સ્ટુલ પર બેસાડવામાં આવી. 8.57 વાગે સેનાનાયકોનો ડિનર ટાઈમ થયો, અને "એને ઠીક કરીને લાવો. ડુ ધ નીડફૂલ" કહીને એ અંતર્ધ્યાન થયો.

તે પછી દશ લાખ ચંદ્ર વર્ષો પસાર થયા. દશ લાખ ચંદ્રવર્ષ. લાખ પ્રકાશ વર્ષ પછી દ્રૌપદી આંખ ઉઘાડીને કેવા વિસ્મયથી આકાશ અને ચંદ્રને જુએ છે. ધીમેધીમે તેના મગજમાંથી લાલ ટાંકણીઓનાં માથાં બહાર આવે છે. હાલવા જતાં એને લાગે છે કે તેના બે હાથ બે ખૂંટે અને બે પગ બે ખૂંટા સાથે હજી બાંધેલા છે. નિતંબ અને કમરની નીચે ચીકણું ચીકણું કંઈક છે-એનું જ લોહી. માત્ર મોઢામાંથી ડૂચો કાઢી લેવામાં આવ્યો છે. ખૂબ તરસ લાગી છે. કદાચ 'પાણી' બોલાઈ જશે એ ડરથી એ દાંતથી નીચલો હોઠ દબાવે છે. ખબર પડે છે કે યોનિમાંથી લોહી ઝરે છે. કેટલા જણ એને "ઠીક કરવા" આવ્યા હતા ?

શરમને લીધે એની આંખમાંથી દડદડ આંસું પડવા લાગ્યાં, આછા ચંદ્રપ્રકાશમાં નિસ્તેજ આંખો નીચી નમાવતાં પોતાનાં બે સ્તનો પર નજર પડે છે, અને એને સમજાય છે-એને સારી પેઠે ઠીક કરવામાં આવી છે. હવે એ સેનાનાયકને પસંદ પડશે. બન્ને સ્તનો બચકાંથી ક્ષતવિક્ષત. ડીંટી છિન્નભિન્ન. કેટલા જણ ? ચાર, પાંચ, છ, સાત. તે પછી દ્રૌપદીને હોંશ રહ્યા નહોતા.

બાજુમાં આંખ ફેરવી એ કંઈક જાણે સફેદ હોય એવું જુએ છે. એ એનું જ કપડું હતું. બીજું કંઈ દેખાતુ નથી. એકાએક તે દેવની કૃપાની આશા કરે છે. કદાચ એ લોકો મને ફેંકી ગયા છે. એમ વિચારીને કે શિયાળવાં ફાડી ખાશે.. પણ એને કાને પગ ઘસડાવાનો અવાજ આવે છે. તે ડોક ફેરવે છે તો બેયોનેટ પર ટેકો લઈને ઊભેલો સંત્રી તેને જુએ છે. એ એને જુએ છે ને હસે છે. દ્રૌપદી આંખ મીંચી લે છે. બહુ રાહ ન જોવી પડી, ફરી ઠીક કરવાની પ્રક્રિયા શરૂ થઈ. ચાલતી રહી. ચંદ્ર કેટલીક ચાંદનીની ઊલટી કરી ઊંઘવા ચાલ્યો ગયો. રહી ગયો માત્ર અંધકાર. એક ફરજિયાત પગ પહોળા કરીને પડેલો નિશ્ચલ દેહ. તેના ઉપર એક સક્રિય માંસનો પિસ્ટન ઊંચો જાય છે ને નીચે આવે છે ઊંચે જાય છે ને નીચે આવે છે....

તે પછી સવાર થાય છે.

તે પછી દ્રૌપદી માઝણને તંબુમાં લાવવામાં આવે છે, ને પરાળ પર નાંખવામાં આવે છે. તેના શરીર પર તેના કપડા ફેંકવામાં આવે છે.

તે પછી બ્રેકફાસ્ટ, છાપું વાંચવાનું, અને રેડિયો મેસેજ, "દ્રૌપદી માઝણ એપ્રિહેન્ડેડ". ખબર વગેરે મોકલવાનું પતી ગયા પછી, દ્રૌપદી માઝણને લઈ આવવાનો

હૂકમ થયો. પણ ત્યારે એકાએક મુશ્કેલી ઊભી થઈ.

"ચાલ" કહેતાં જ દ્રૌપદી ઊઠીને બેસે છે, અને પૂછે છે, "ક્યાં જવાનું છે ?"

"મોટા સાહેબના તંબુમાં."

"તંબુ ક્યાં છે ?"

"ત્યાં"

દ્રૌપદી લાલ આંખોથી પાસેનો તંબુ જુએ છે. પછી કહે છે," ચાલ, હું આવું છું."

સંત્રી પાણીનો લોટો આગળ ધરે છે.

દ્રૌપદી ઊભી થાય છે. પાણીનો લોટો ઊંધો કરી જમીન પર ઢોળી દે છે. કપડું દાંત વડે પકડી ખેંચી ખેંચીને ફાડી નાંખે છે. સંત્રી એનું આવું આચરણ જોઈ "પાગલ હો ગિયા" કહીને દોડતો હૂકમ લેવા જાય છે. તે કેદીને લઈ જઈ શકે છે પણ કેદી આવું ન સમજાય એવું આચરણ કરે ત્યારે શું કરવું તે જાણતો નથી એટલે ઉપરીને પૂછવા જાય છે.

જેલમાં ભયનો ઘંટ વાગતાં જેવું થાય, દોડા દોડ થઈ જાય છે એમ જ સેનાનાયક નવાઈ પામી જાય છે, અને પોતે બહાર આવે છે અને જુએ છે. સૂર્યના આકરા તડકામાં નગ્ન દ્રૌપદી ઊંચે મસ્તકે ચાલતી એના તરફ આવે છે. સશસ્ત્ર સંત્રીઓ એનાથી થોડે દૂર છે.

"આ શું ?"

કહેવા જતાં તે અટકી જાય છે. દ્રૌપદી એની સામે આવીને ઊભી રહે છે, નગ્ન, ઉરુ અને યોનિકેસમાં લોહી છે. બે સ્તન જાણે બે ઘા.

"આ શું ?" તેઓ ધમકી ભર્યા સ્વરે કહે છે.

દ્રૌપદી વધારે નજીક આવે છે. કમર પર હાથ દઈને ઊભી રહે છે. હસે છે. પછી કહે છે, "તું જેને શોધતો હતો તે વ્યક્તિ દ્રૌપદી માઝણ હું જ છું. ઠીક કરીને લાવવાનું કહ્યું હતું. તે કેવી રીતે ઠીક કરી છે તે નહિ જુએ ?"

"એનાં કપડાં ક્યાં છે કપડાં....?"

"પહેરતી નથી સાહેબ, ફાડી નાંખ્યાં છે."

દ્રૌપદીનું કાળું શરીર વધારે નજીક આવે છે. દ્રૌપદી સમજતી નથી. સેનાનાયકની પાસે એકદમ ન સમજાય એવી એ અદમ્ય હાસ્યથી ધ્રૂજતી ઊભી રહે છે. હસવા જતાં તેના ઘવાયેલા હોઠમાંથી લોહી ઝરે છે. તે લોહી દ્રૌપદી હથેળીથી લૂછે છે અને ચિચિયો પાડતી હોય એવા ભીષણ ગગનભેદી તીક્ષ્ણ અવાજથી બોલે છે, "કપડાનું શું કામ છે ? કપડું ? નાગી કરી શકે છે, તો કપડું કેવી રીતે પહેરાવી શકશે ? મરદ છે તું ?"

ચારે તરફ જોઈ દ્રૌપદી લોહીવાળું થૂંક ફેંકવા સેનાનાયકનું સફેદ બુશશર્ટ પસંદ કરે છે અને એના પર થૂંકે છે. કહે છે, "અહીં કોઈ પુરુષ નથી કે શરમ આવે. મને કપડું પહેરાવવા નહિ દઉં. બીજુ શું કરશો ? લે કાઉન્ટર કર, કાઉન્ટર કર....."

દ્રૌપદી બન્ને મર્દિત સ્તનોથી સેનાનાયકને ઠેલે છે અને આ પહેલી વાર સેનાનાયકને આ નિઃશસ્ત્ર ટાર્જેટની સામે ઊભા રહેતાં બીક લાગે છે, કારમી બીક.....

# રોન્ગ નંબર

રાતના એક વાગ્યો હતો. તીર્થબાબુની ઊંઘ ઊડી ગઈ. ટેલિફોનની ઘંટડી વાગે છે. કેમ આટલો ડર લાગે છે?

"હલો! સાંભળો હું હોસ્પીટલમાંથી બોલું છું. આપનો દર્દી હમણાં જ મરી ગયો હતો!"

"મારો દર્દી! હોસ્પીટલમાં મારો કોઈ દર્દી નથી."

"આપનો નંબર?"

"રોન્ગ નંબર, મૂકી દો."

"શા માટે રોન્ગ નંબર પર ફોન કરે છે? રોન્ગ નંબર પર?" તીર્થબાબુએ ફોન નીચે મૂકી દીધો. એમને ડર લાગતો હતો. ખૂબ જ ડર લાગતો હતો.

"એકાએક કેમ ફોનની ઘંટડી વાગે છે? આટલા રોન્ગ નંબર કેમ આવે છે?"

સવિતા પૂછે છે.

આજે ઘણા દિવસ થયા, સવિતા અને તીર્થબાબુ બન્ને મોડી રાત સુધી ઊંઘી શકતાં નથી. બાર વાગે તીર્થબાબુ ઊંઘની એક ગોળી ખાઈ લે છે. ખાઈને આંખ બંધ કરીને સૂઈને ચિંતામુક્ત થવાનો પ્રયત્ન કરતા હતા.

પણ સફળ ન થતા તીર્થબાબુને જરા અમસ્તી પણ સફળતા મળતી નહોતી. એમની ચેતના અને અવચેતના, પ્રથમ સ્તરની ચેતના અને અતલ સ્તરની ચેતના. દરેકની વચ્ચે મોટી મોટી ભીંતો ઊભી થાય છે. અને ભીંતોની ઉપર ભીંતપત્રો વીંટાળેલાં હોય છે.

દીપંકરની છબી. શૈશવનો દીપંકર. વાળ વિનાનું માથું, વ્હાલ ઉભરાઈ જાય એવો ચહેરો, મેટ્રીક પાસ કર્યા પછીનો દીપંકર. ગ્રેજ્યુએટ દીપંકર. ઊંચો, ભાવુક અને શાંત પ્રકૃતિનો દીપંકર.

દીપંકર તીર્થબાબુનો એકનો એક દીકરો. સંતાન, સંતાન, સંતાન માણસને સંતાન હોય એવી ઈચ્છા શા માટે થતી હશે? સંતાનને માણસ પ્રેમ શા માટે કરે? તીર્થબાબુ રોજ એ પ્રશ્ન પોતાની જાતને પૂછતા. તે પછી ઊંઘ આવે. ગાઢ આતંકને કારણે અકળાવનારી ઊંઘ. લાગતું હતું કે સવિતા ત્યારે ઊંઘતી ન હોય એથી તો એ પૂછતી હોય, "કોનો ફોન?"

"રોન્ગ નંબર."

"ક્યાંથી?"

"હોસ્પીટલથી."

"હોસ્પીટલથી ? કદાચ આપણો જ ફોન હોય તો ?"

"મૂર્ખાઈ ન કર સવિતા ! તને તો ખબર છે કે દીપુ નીરેનની સાથે છે. ત્યાંથી નીરેન એને દિલ્હીમાં ગોઠવવાનો પ્રયત્ન કરે છે. એ બધું જાણવા છતાં શા માટે આવા મૂરખ જેવા સવાલો પૂછે છે ?"

"નીરેનની સાથે એ જો રહેતો હોય તો દીપુ કાગળ કેમ નથી લખતો ? તમે બધા શું એમ માનો છો, કે હું રડારોળ કરીશ ? નીરેનની પાસે દોડી જઈશ ?"

"સવિતા અકળાઈશ નહિ."

"મને લાગે છે, કે દીપુ નીરેનની પાસે નથી. નીરેન જાણી જોઈને મને કશું કહેતો નથી ?"

"ગમે એમ બોલ નહિ સવિતા ! રડ નહિ. બધું બરોબર છે. તને તો ખબર છે કે દીપુને ભાગી જવાની ઈચ્છા થાય એવું કશું કારણ નથી."

"તો એ આવતો કેમ નથી ?"

"સવિતા ! ચિંતામાં ને ચિંતામાં તું સરખી રીતે વિચારી પણ શકતી નથી. બહુ જ ખરાબ સમય છે. આપણી આસપાસનું વાતાવરણ પણ સલામત નથી, તેથી એ આવતો નથી."

એવામાં સવિતાનું રડવાનું શરૂ થાય. ધીમે ધીમે, આવેગને દબાવતા દબાવતાં. રડતાં રડતાં એ ઊંઘી જાય, તીર્થબાબુને ઊંઘ આવતાં મોડું થાય. દેશની કેવી દુર્દશા થઈ ગઈ છે ! ઠીક દર્દી જો મરી જાય તો ટુ થી એક્સેન્જનો નંબર આપીને ફોર સેવનમાં તમે ફોન કરશો ! રોન્ગ નંબર. રોગીનાં નજીકનાં સગાંની શી દશા થાય ?

અથવા કદાચ કશું ય ન થાય. આજકાલ જાણે કે બધા જ કુરુક્ષેત્રના અર્જુન બની ગયા છે, પ્રબળ નિર્વેદથી મૃત્યુને ગ્રહણ કરે. શબ તો પથારીમાં પડી રહ્યું હોય. ખર્ચ બચાવવા સગાંવહાલાં ચાલી જાયને પછી આવે નહિ. કે પછી પડ્યું રહે ઠંડા શબઘરમાં, એને કોઈ જોવા ન આવે ત્યાં સુધી.

તીર્થબાબુને ડર લાગતો. નકામો ડર લાગતો. એ જાણે કોઈ બીજા જ કલકત્તામાં રહેતા હતા, કોઈ બીજા જ પશ્ચિમ બંગાળમાં. જોઈને એમ જ લાગે કે એ જ શહેર છે. એ જ કિલ્લાનું મેદાન, મોન્યુમેન્ટ, ભવાનીપુર - અલિપુર ચડકડાંગાનો વળાંક એ જ આષાઢી રથયાત્રાનો મેળો - ચૈત્રમાં કાલિઘાટ શિવરાત્રીનો ઉત્સવ, માઘ મહિનામાં નાતાલની રોશની.

એ શહેર નહિ. આ એક ખોટું શહેર. ખોટી ગાડીમાં બેસીને ખોટા શહેરમાં આવ્યા હતા તીર્થબાબુ.

નહિ તો, સવિતાને કહેલી બધી વાતો ભૂલીને તીર્થબાબુ વિચારતા, નહિ તો દીપંકર કાગળ કેમ ન લખે ? કેમ નીરેન દીપંકરની ખબર ન આપે ?

શા માટે ? શા માટે માણસ સંતાનની ઈચ્છા રાખે, શા માટે પોતાના છોકરાંઓને

ચાહે, અને મૃત્યુ થતાં મોઢામાં આગ મૂકે એવી શા માટે ઈચ્છા રાખે ? ખોટો જવાબ જેટલા દિવસ જીવિત છે, એટલા દિવસ તીર્થબાબુ સંતાનની પાસે અપેક્ષા રાખતા હતા. તું મારી પાસે રહે, પાસે રહેને મારા દુઃખમાં ભાગ પડાવ, મારી જોડે મેળ બેસાડતાં શીખ.

ખોટી આશા.

ક્યાંય એક એક્સચેન્જ છે. કોણ ત્યાં બેસીને ફક્ત તીર્થબાબુને કહે છે રોંગ નંબર. રોંગ સિટિ, રોંગ હોપ. કોણ છે એ ? ક્યાં છે એ અદૃશ્ય ઓપરેટર ? ઓપરેટર દેખાતો કેમ નથી ?

વિચારતાં વિચારતાં તીર્થબાબુ ટપ કરતા પોઢી જતા. આમ જ દિવસ રાત ચાલ્યા કરતું, સોમથી રવિ, સવારથી સાંજ. રાતના તીર્થબાબુને ઘણો ડર લાગતો, કારણ ઊંઘમાં એમને ભીંતોની હારમાળા દેખાતી.

ભીંતો પર દીપંકરનું મોઢું ચિતરાતું. ઊંઘમાં તીર્થબાબુ વિચારતા શું એ મનોજની પાસે ચાલ્યા જાય ? મનોજ એમનો મિત્ર હતો. માનસિકરોગ ચિકિત્સક હતો. તીર્થબાબુ ચોક્કસ માંદા પડ્યા છે.

"તીર્થ, તું બીમાર છે !"

મનોજે પોતાનો અભિપ્રાય આપ્યો. તીર્થબાબુનું શુષ્ક મુખ, ચકળવકળ દૃષ્ટિ, અને વારંવાર કપાળ પરથી પરસેવો લૂછવાનો પ્રયત્ન. એ જોયા કરતો હતો-

"શું બીમારી છે ?"

"નર્વની."

"નર્વ તો મારી સારી છે, મનોજ."

"તમારી ચિંતા બધી ખોટી છે."

"ખોટી ?"

"તમે જે કંઈ બોલો છો, તે તમે પોતે જ સાંભળો."

મનોજે ટેપરેકોર્ડર ચાલુ કર્યું. મનોજ રોગીઓની સ્વીકારોક્તિ ટેપ કરી લેતો. તે પછી વિચાર કરતો. સલાહ આપતો. તીર્થબાબુ ટેપરેકોર્ડર જોઈને મનમાં રૂપિયાના આંકડાનો હિસાબ કરતા હતા. તેવામાં અચાનક હવે એકદમ એક થાક્યાપાક્યા માનવીનો ધીમે સૂરે અવાજ સંભળાતો હતો.

"મને થાય છે, કે આ ઘર મારું નથી. ઘંટી વગાડીશ તો કોઈ બારણું ઉઘાડશે નહિ, કારણ કે હું ખોટે સરનામે આવી પહોંચ્યો છું ? રસ્તે ચાલતાં ચાલતાં મને મનમાં એમ થાય છે કલકત્તા હમણાં કલકત્તા નથી. બહારના ઘરબાર કિલ્લાનું મેદાન મોન્યુમેન્ટ એ બધું જાણે કોઈ બીજા શહેરને સોંપી દઈને કલકત્તા ગાયબ થઈ ગયું છે. મને લાગે છે ઈટ ઈઝ એ રોંગ સિટિ. કશું પ્રયોજન નહોતું તેમ છતાં આ કલકતા પેલું જ કલકત્તા છે, એની ખાતરી કરવા તે દિવસે કેવડાતલા ગયો હતો. ત્યાં ભીંતો પરનાં લખાણ જોઈને હું સમજી ગયો કે હું ખોટી જગ્યાએ આવ્યો છું. તે દિવસે મેં સ્વપ્ન જોયું........."

"મનોજે ટેપરેકોર્ડર અટકાવી દીધું." પછી તીર્થ બાબુ તરફ જોયું અને બોલ્યા," કેવું સપનું જોયું હતું, તીર્થ ?"

"મને પૂછતો નહિ. એવું સ્વપ્ન વચમાં વચમાં હું જોઉં છું."

"તેથી જ તો મારે જાણવાની જરૂર છે."

"નહિ મનોજ."

"તમે માંદા છો, તીર્થ. સ્વાભાવિછે, માંદા પડાય એ સ્વાભિવિક છે ......"

"શા માટે ? મારે માટે માંદા પડવાનું શા માટે સ્વાભાવિક છે ?"

"તમારો છોકરો તો ........"

"મારો છોકરો શું ?"

"ઘરમાં નથી."

"મનોજ, મને ખબર નથી, કે કોણે તને શું ભેરવ્યું છે. મારો છોકરો દીપંકર એના પિતરાઈ ભાઈ સાથે લખનૌમાં છે. ત્યાંથી દીપંકર દિલ્હી જશે."

"ગોડ."

મનોજે આ શબ્દ વેદનાભર્યા સૂરે ઉચ્ચાર્યા. એના અંતરમાંથી એક દીર્ધ નિસાસો પ્રગટ્યો. તીર્થ એના જમાનામાં બધા કરતાં ટાઢા મગજનો ભલો છોકરો આજે આવો થઈ ગયો ?

"ઓહ ગોડ !" મનોજે ફટાફટ દવાનું નામ લખ્યું. પછી કાગળ ફાડી નાંખ્યો. તે પછી એક દવાની શીશી તીર્થબાબુને આપી ને કહ્યું, "રાતે આ દવા ખાજે તીર્થ. સારી ઊંઘ આવશે."

"સારું, લાવ આપ."

તીર્થબાબુએ દવાની શીશી લીધી. બહાર આવ્યા. મનોજ બારણા સુધી વળાવવા આવ્યો. પછી એણે કહ્યું, "બોઝ ફરી તમારે ત્યાં આવ્યો તો નથી ?"

"ના, કેમ પૂછે છે ?"

"મેં એને ના પાડી હતી."

"એ આવત તો શું હું એને ઘરમાં પેસવા દેત ? ફક્ત સવિતાને ગમે એવી નકામી વાત કરીને ગયો હતો." તીર્થ બાબુ બહાર આવ્યા. સાંજ પડી ગઈ હતી કે સવાર છે ? રસ્તામાં લોકો કતારમાં ઊભા છે કે રસ્તા સૂમસામ છે ?

"નિર્જન રસ્તા - વાદળછાયી રાત - ઝંઝાવાત - જયસિંહ છરીને ધાર કરે છે." રવીન્દ્રનાથના પુસ્તકનું આ વર્ણન તીર્થબાબુને ખૂબ જ ગમતું.

દીપંકરના પુસ્તકમાં એક પાઠ હતો- "રાજર્ષિ."

તીર્થબાબુ સમજી ગયા હતા, કે એમની આંખમાંથી ટપટપ આંસુ ટપકતાં હતાં.

આજકાલનાં સંતાનો હવે ઘાતક થઇ ગયા છે. ઘાતક છે એ, પિતામાતાની રોજ હત્યા કરતાં હોય છે. તીર્થબાબુ દવાની શીશી સાચવીને લઈ જવા લાગ્યા. જાણે ઓલિમ્પિકની પવિત્ર અગ્નિશિખા લઈ જતા હોય એમ.

આજે રાતે સૂતાં સૂતાં તીર્થબાબુએ એ સ્વપ્ન ફરી વાર જોયું. સૂતાં સૂતાં એમણે જોયું કે, ચૌરંગી રોડની બન્ને બાજુ એ લાખો માણસો ઊભેલા છે. એ બધા નિશ્ચલ છે. રસ્તાની બન્ને બાજુએ મોટી મોટી સફેદ બત્તીઓ છે. રસ્તાની વચ્ચોવચ લોહીના રેલા ચાલે છે. ત્યાં ઊભી રહીને એક પ્રૌઢ રમણી બાળ હલાવતી છાતી કૂટતી "પ્રવીર, પ્રવીર" એમ બોલતી વિલાપ કરે છે. એ સ્ત્રીને જોઈને તીર્થબાબુ સમજી ગયા કે એ બીજું કોઈ નહિ પણ એ પુરાણની વર્ણિત જના છે.

દૂર-દૂર-ભીષણ, વિશાળ મેદાનમાં
મરુભૂમિમાં - દૂરના સ્મશાનમાં
અહીં તારું સ્થાન નથી.
દુર્ગમ જંગલમાં, બરફમાં–
પર્વત શિખરે ચાલ,
ચાલ, પાપી રાજ્ય છોડીને
તારો પતિ પુત્રઘાતી, છે દુશ્મનોનો મિત્ર.
ચાલ પુત્રશોકાતુરા !

પેલી રમણી આકાશને ફાડી નાંખે એવું ક્રંદન કરે છે, એ સમયે - પડદો પાડો ઘંટ વગાડો' બોલતાં કોઈએ ચિચિયારી પાડી. કોઈ કહે છે કે એ માહિષ્મતીપુત્ર નથી. ચાલી જાઓ.

તત્ક્ષણ તીર્થબાબુ કહેવા ઈચ્છતા હતા કે," શી ઈઝ ઈન એ રોન્ગ સીટી. પણ ઘંટ વાગવો શરૂ થઈ ગયો.

ઘંટી વાગી. ફોનની ઘંટડી વાગી.

તીર્થબાબુ ઊઠીને બેઠા થયા. માણસ શા માટે ટેલિફોન રાખે છે ? ભાડુ ભરતાં જીભ બહાર નીકળી પડે છે, અને નાભિશ્વાસ જોરથી ચાલવા માંડે છે.

તીર્થબાબુએ રિસીવર ઉપાડ્યું.

"ફોર સેવન ........ નાઈન ?"

બરાબર આ જ નંબર તીર્થબાબુની સામેના ટેલિફોન પર લખેલો હતો. તીર્થબાબુએ કહ્યું, "નો."

"આ તીર્થંકર ચેટરજીનું ઘર નથી ?"

"ના !"

"હું" તીર્થબાબુ, આ હું છું બોઝ. તે દિવસે મેં જે કહ્યું હતું ....... દૂર રેલ લાઈનની પાસેના ઘરમાં, હા ! દીપંકરની લાશ. ડાઈડ ઑફ ઈન્જરિઝ. તમે તો આવ્યા નહિ. બોડી હેઝ બીન ક્રિમેટેડ. હલો. સાંભળો છો કે ?"

"ના."

"શું આ તીર્થંકર ચેટરજીનું ઘર નથી ?"

"ના."

"આ ફોર સેવન ..... નાઈન નથી ?"

"ના, નહિ, રોન્ગ નંબર."

તીર્થબાબુએ ફોન મૂકી દીધો. કોણ જાણે શું વિચારી એમણે રીસીવર મૂકી દીધું. તે પછી પાછા પથારીમાં જઈને પડ્યા. સ્વપ્ન પાછું જોયું હશે. ગમે તે થાય પણ પાછું એક વાર એ સ્વપ્ન જોવું જ પડશે. સ્વપ્ન જોશે તો જ ખબર પડશે, કે શી રીતે ઉન્માદિની જના રોન્ગ સિટિમાંથી ભાગી ગઈ. આજે સ્વપ્ન સિવાય તીર્થબાબુના હાથમાં બીજું કશું નહોતું. જાગતાં જાગતાં તીર્થ બાબુને કલકત્તાના રસ્તા પર ફરતાં ફરતાં એક પણ બહાર જવાનો રસ્તો દેખાયો નહિ. હવે એમને જનાની પાછળ પાછળ જવું પડશે. પ્રવીરના મૃત્યુ પછી, પ્રવીરના બાપને લઈને બધા લોકો વિજયોત્સવ ઉજવવામાં મગ્ન હતા, ત્યારે એકલી જના ભાગી ગઈ હતી.

તીર્થબાબુ ઊંઘી ગયા.

# શિકાર

જગ્યાનું નામ ગોમો એ જગ્યા ડાલટનગંજન લાઈનમાં હતી. એકવાર સ્ટેશન આગળ ટ્રેન ઊભી રહેતી. કદાચ ટ્રેન થોભાવવાનો ખર્ચ નહિ પોષાતો હોય. તથી સ્ટેશનમાં, રેલકર્મચારીઓના નિવાસમાં, અને મજુરોના લત્તામાં વચ્ચે વચ્ચે ગાય અને બકરી ચરતી દેખાય. "કુકડા આઉટસ્ટેશન અનઓન્ડ" બોર્ડ પર લખેલું હતું. અહીં આવતાં ટ્રેનની ગતિ ધીમી થઈ જાય. હાંફતી હાંફતી ટ્રેન ઉપર ચઢે. ધીરેધીરે અહીંથી જ ટ્રેન કુકડા પહાડ પર ચઢે. ઢળાણવાળો પહાડ હતો. થોડે દૂર જઈને ટ્રેન એક પહાડના અર્ધાગદાંમાં ઘૂસે. એ માઈલ લાંબા બોગદાની બન્ને બાજુ એ બ્લાસ્ટ કરેલા પથરા હતા. પહાડની ઉપર વાંસવન હતું, અને વચ્ચે વચ્ચે પવનથી વાંસતું ઝાડ નીચું નમીને ટ્રેનના છાપરાને ઝાપટ મારતું નજરે ચઢે. તે પછી ટ્રેન ઊતરે અને એની ગતિ વધે. હવે તોહરિ સ્ટેશન આવે, આ પ્રદેશનું ખૂબજ ધમાલિયું સ્ટેશન... જુદી જુદી અનેક જગ્યાએ જવા માટેની બસોનું સ્ટેશન. તોહરિ આગળ કોયલાની ખાણ પણ ખરી. ટ્રેનમાં કોયલા ચઢે. ચારેબાજુ સરફેસ કોલિયરી, આ પ્રદેશમાં ઘણું કરીને માટીની ઉપર જ હલકી જાતના કોયલા મળે. તોપણ તોહરિની ખરી લક્ષ્મી તો હતી. લાકડાનાં ઈજારાદારો, શાલવક્ષનું જંગલ ટ્રકમાં રાતદિવસ ઝાડોનાં થડ આવતાં હોય. લાકડાંને વહેરવાનું કામ પણ અહીં ચાલ્યા કરે, અને જુદીજુદી જગ્યાએ લાકડાં મોકલાય. કુરુડાની શાંતિપછી તોહરિની ધાંધલધમાલનો અનેરો અનુભવ થાય.

દૂર દૂરના ગામથી, પહાડની ટોચ પરથી, ટ્રેન પસાર થાય તે દ્રશ્ય જોવાનો પણ એક સ્મરણીય અનુભવ છે. ગામવાસીઓ રોજ જ ટ્રેન પસાર થતી જુએ, તો પણ તેમના વિસ્મયનો અંત ન આવે. ટ્રેન જાય છે, જાય છે, જાય છે, એન્જિન હાંફે છે. હવે બોગદું ટ્રેનને ગળી ગયું. દોડીને આગળ જતાં દેખાય કે બોગદાએ ક્યાંક ટ્રેનને ઓકી કાઢી. એકવાર પહાડનાં છેક પરના ભાગમાં કેટલાક હાથી દેખાયા હતાં. વાંસના ઝાડ ખાતાં ખાતાં હાથીઓ ઊભા રહી ગયા. દૂરથી એ હાથીનાં પૂતળાં હોય એવું લાગતું હતું. ટ્રેન ચાલી ગઈ. એટલે એમણે સૂંઢ ઊંચી ચિચિયારી પાડીને દોડ્યા.

કુરુડા ગામ સ્ટેશનન પાછળ થોડે દૂર હતું. બે પહાડો પછી એક વિશાળ મેદાનમાંથી પસાર થવાનુ. જો થોડું પાસે પાસે હોત તો કદાચ ગામના માણસો આવીને એ પરિત્યક્ત પાકા ઘરમાં આવીને રહેત.

જેઓ કુરુડા જેવા ગામમાં રહેતા. તેમના જીવનમાં વાસ્તવિક પૂજા કે પર્વણી સિવાય વિવિધતા બહુ ઓછી હતી. તેથી કુરુડા પહાડની ઉપરનું દ્રશ્ય એક રીતે એમને

આશ્ચર્યજનક લાગતું.

મેરી ઓરાંઓ જ્યારે આવીને ઉભી રહે, ત્યારે એ જે ટ્રેનને જ્યારે જોતી, ત્યારે મુસાફરો પણ એની તરફ મીટ માંડી રહેતાં. વય અઢાર, લાંબી પહોળી, ચપટું મોઢું અને નાક, રંગ તામ્રવર્ણી શ્વેત. સામાન્ય રીતે એ છાપેલી સાડી પહેરીતી દૂરથી એ ખૂબ મોહક લાગતી, પણ પાસે જતાં સમજાય, કે એની આંખની બહુ સખ્ત ઈન્કાર છે.

એને જોઈને કોઈ એમ નહિ કહે કે એ આદિવાસી છે. પણ એ હતી તો આદિવાસી એક સમયે કુરૂડામાં સાહેબ લોકનું લાકડાં મેળવવાનું જંગલ હતું. સ્વતંત્રતા પછી ક્રમે ક્રમે સાહેબો ચાલી ગયા. ડીસ્કનનો બંગલો અને એના ઘરની સાચવણી મેરીની મા કરતી. ડીસ્કનનો છોકરો 1959માં આવ્યો, ને બધું જંગલ વેચીને ચાલ્યો ગયો. જતી વખતે ડિકનીના ગર્ભમાં મેરીને મૂકી ગયો. એ ઓસ્ટ્રલિયા ચાલી ગયો. મેરી નામ દેવળના પાદરીએ રાખેલું. ત્યારે પણ ડિકની ખ્રિસ્તી હતી. તે પછી રાંચીના પ્રસાદજી જ્યારે ડિસ્કનના બંગલામાં રહેવા આવ્યા, ત્યારે ડિકનીને રાખવા રાજી નહોતા, એટલે ડિકનીએ ખ્રિસ્તી ધર્મ છોડી દીધો. મેરી પ્રસાદજીની ગાયો તથા ભેંસોને ચરાવતી, ગાયને ચરાવવામાં એ ખૂબ કુશળ હતી. તે ઉપરાંત ફળોના જથ્થાબંધ વેપારી પાસે ખૂબ કસીને ભાવ લેતી, અને પ્રસાદજીની ફળની વાડીના સીતાફળને જામફળ વેચતી. વાડીનાં શાકભાજી લઈને એ ટ્રેનમાં બેસી તોહરિ જતી અને વેચતી.

બધા કહેતા પ્રસાદજી બહુ ભાગ્યશાળી છે. ડિકનીની જોડે ફકત પગારની જ બોલી હતી. જ્યારે મેરીને તો ખાવાપીવાનું, કપડાં લત્તાં, પહેરવા ઓઢવાનું ને રહેવા માટે ઓરડી-બધું જ આપવામાં આવતું. ડિકસનનો બંગલો સાહેબોને રહેવા માટે બનાવાયો હતો. સાહેબો તો ડિકની ઉપરાંત, આયા, નોકર, ચોકીદાર, એવા ઘણા બધા નોકર ચાકરો રાખતા. હવે પ્રસાદના અમલમાં વિશાળ બંગલાની સાફસૂફી એકલી મેરી જ કરતી.

તોહરિના બજારમાં મેરીનું ભક્તવૃંદ ઘણું મોટું હતું. એ સ્ટેશન પર રાણીના ઠાઠથી ઊતરતી. બજારમાં જોઈને એ પોતાની જગ્યાએ હકથી બેસતી, બંજારમાં બીજા ફેરિયાઓ પાસેથી બીડી લેતી, એમને પૈસે ચા પીતી, પાન ખાતી, પણ કોઈને આંગળી અડકાડવા ન દેતી. બજારમાં ફેરિયાઓનો નેતા મસ્તાન છોકરો જાલિમ એનો પ્રણયી હતો. જાલિમ અથવા એ બેમાંથી એક જણ સો રૂપિયા બચાવીને એકઠા કરે, ત્યારે એમણે લગ્ન કરવાનું ઠરાવ્યું હતું.

એ લગ્ન કરશે એવા વચનને આધારે એણે જાલિમને પાસે આવવા દીધો હતો. ઓરાંઓ માની દીકરી દેખાવે અત્યંત સુંદર, અને ઊંચી પણ ઘણી હતી. તેથી એની જાતમાં એને મોટે કોઈ છોકરો મળતો નહોતો. આદિવાસી યુવકોની આગળ મેરીના શરીરનો રંગ આડી દીવાલ ઊભી કરતો હતો. પ્રસાદની વહુએ છોકરો બતાવ્યો હતો. એના માળીનો છોકરો કહ્યું હતું : "અહીં જ રહેજે".

ડિકની રાજી થઈ. મેરીએ કહ્યું, "ના માજી કહેતા હતાં, એમનાં કામનાં માણસોને

એ ક્યાંય જવા નહિ દે."

"ઘર આપશે."

"ઝૂંપડી."

"છોકરો સારો છે"

"ના ઝૂંપડીમાં રહેવાનું, જુવાર ખાવાની, ધણી દારૂપીએ, તેલ સાબુ મળે નહિ, સારાં કપડાં પહેરવાનાં ન મળે માટે એવું જીવન નથી જીવવું."

મેરી રાજી થઈ નહિ. ગામ અને સમાજમાં એ સ્વીકાર્ય હતી. ગામની છોકરીઓ એની બહેનપણી હતી. વાર તહેવારે નૃત્ય, કરવામાં એનો જોટો ન જડે, તેથી એને એ લોકોના જેવુ જીવન જીવવું નહોતું.

અનેકવાર અનેક જણ એના પ્રણયી થવા ઈચ્છતા હતા. મેરી એ બધાને છરી ઉઠાવીને દેખાડતી. એ બધા બહારના માણસો હતા. ડિકનીની જેમ એના પેટમાં બાળક મૂકીને ભાગી નહિ જાય એવી ખાત્રી કોણ આપી શકે ? એને લીધે એકવાર તોહરિના બજારમાં તોફાન થયું લાકડાની લોરીનો ડ્રાઈવર રતનસિંહ દારૂપીને એને ઉઠાવી જવાની તૈયારી કરતો હતો, તેજ સમયે જાલિમે આવીને એને પડકાર્યો, અને રતનસિંહ જોડે મારામારી કરી. એ પછી મેરી જાલિમની પાસે બેસીને શાક, અને મગફળી વેચતી. તથા મકઈ ભુટ્ટા વેચતી નજરે ચઢતી હતી. એ ક્યારેય જાલિમને ઘેર ગઈ નહોતી. ના પહેલાં લગ્ન થવા દો. જાલિમને એનામાં ઘણો વિશ્વાસ હતો. હા મેરીમાં સચ્ચાઈ છે, ઓસ્ટ્રેલિયન લોહીનું તેજ.

મેરીના મનમાં ક્યાંક અવિશ્વાસ છૂપાયો હતો. એને જાલિમમાં પૂરો વિશ્વાસ નહોતો. એકસો રૂપિયા ભેગા થશે ત્યારે બન્ને લગ્ન કરશે, એ તોહરિના બજારમાં બધા જાણતા હતા. એ એકસો રૂપિયા જાલિમ જ ભેગા કરશે, મેરી થોડા ભેગા કરી શકે તો સારું તેથી જાલિમની ઉપર એણે રૂપિયા એકઠા કરવાની જવાબદારી નાંખી દીધી હતી. જલિમને માટે એ સહેલું નહોતું. ગામમાં એનાં માબાપ, ભાઈ બહેન હતાં. અહીં ઘર ભાડે રાખવું પડશે વાસણકુસણ ખરીદવાં પડશે. બધો ખર્ચનો બોજો ઉપાડવો મુશ્કેલ હતું. તે ઉપરાંત મેરીનાં કપડાં, સાડી, સાબુ, તેલ બધુ અપાવવાનું. મેરીએ એને પ્રથમ ઉપહાર આપ્યો હતો. રંગીન સુતરાઉ ગંજીફરાક. "તેં આપ્યું !" જાલિમ ખૂબ રાજી થયો.

તે પછી જાલિમ એને કશું ને કશું આપતો રહેતો. એ બધાં સાડીને બીજા કપડાં મેરી પહેરતી નહિ. લગ્ન થયાં પછી પહેરશે. મેરી સમજતી હતી, કે જાલિમ પૈસા ભેગા કરવા બહુ કષ્ટ કરતો હતો. સમજ્યા છતાં કશું બોલતી નહોતી. એકસો નહિ તો 92 રૂપિયા એણે એકઠા કરેલા છે.

રૂપિયા એના કમાયેલા છે, પ્રસાદના ઘરમાં. સરકારી કાનૂન હતો, જંગલમાં, કે કોઈના ઘરમાં જો મહુડાનું ઝાડ હોય, તેને જે કાપે તેના ફળ પર કાપનારનો હક, એનું ફળ તરત જ રોકડા પૈસા અપાવે. મહુડામાંથી દારૂ તૈયાર થાય, મહુડાનાં ફળમાંથી જે તેલ નીકળે તેમાંથી કપડાં ધોવાનો સાબુ તૈયાર થાય. પ્રસાદના ઘરની બહાર ચાર મહુડાનાં

ઝાડ હતાં. એના ફળોની વ્યવસ્થા મેરી જ કરતી. ગામનું કોઈ એ ફળોને હાથ લગાડી શકે નહિ. કોઈ પ્રયત્ન કરે તો મેરી છરી બતાવે. એના હક પર કોઈ તરાપ મારી શકે નહિ. આ કારણથી જ એ પ્રસાદના ઘરમાં વગર પગારે ખૂબ મહેનત કરતી.

પ્રસાદની વહુને આ ગમતું નહોતું. પણ લછમન પ્રસાદ કહે તો "એ તરફ આંખમિચાંમણાં કરે. કોણ આટલી સરસ રીતે ઘર સાફ રાખે. ગાય ચરાવે ? તોહરિ જઈને ફળો, શાકભાજી, બદામ, ખૂબ ઊંચા ભાવે બીજું કોણ વેચવાનું હતું?" મેરી કમરતોડ કામ કરતી, પણ પ્રસાદજી કશી ડખલ કરે એ બરદાસ્ત કરી શકે નહિ. "કેમ મેરી, મહુડાના કેટલા પૈસા ઉપજ્યા ?" "તમારે જાણવાની શી જરૂર ?"

"જો હું છું તો તને મહુડાં પાડવા દઉં છું નહિ તો એતો સરકારી હક છે. નોકરો રાખીને પણ હું મહુડાં તોડાવી શકું."

પણ હું તને તોડવા દઉં છું"

"નોકરોને બોલાવો તો ખરા, આ છરી જોઈ છે ?" મેરીનો અવાજ.

ઘણો ગંભીર અને રોષ સભર હતો.

પ્રસાદજી કહેતા "હોય નહિ ? સાહેબનું લોહી છે."

પ્રસાદની વહુ મેરીની પાસે તેલ માલિશ કરાવતી, શરીરની ચંપી કરાવતી, ચરબીથી ભરેલા શરીર વડે એ મેરીનું સુડોલ અને કઠણ શરીર જોતી, ને કહેતી "કે મેરી ? લગનને હવે કેટલીવાર છે ? જાલિમ શું કહે છે?"

"ગરીબ માણસની વાત સાંભળીને તમને શો લાભ ? તમે લગ્ન કરાવી આપશો ?"

રામ રામ ! મુસલમાનની સાથે ? હું લગ્ન કરાવી આપું ?"

"કેમ ? મુસલમાને તો લગ્ન કરવાનું કહ્યું છે. તમારો ભાઈ તો એને રાખવા માગતો હતો."

મોઢા પર આ જાતનો પગરખાનો પ્રહાર થવાથી પ્રસાદની વહુ ચૂપ થઈ જતી. જે છોકરી તનતોડ કામ કરે. અધમણનો કોથળો પીઠ પર લઈને ટ્રેનમાં ચઢે, અર્ધા કલાકમાં આખુ ઘર સાફ કરે, એની બે કડવી વાત સાંભળ્યા વિના છૂટકારો નહોતો.

બધા મેરીથી બીતા. મેરી એનું અતૂટ સ્વાસ્થ્ય, પારવિનાની કાર્યશક્તિ, ધારદાર બુદ્ધિથી ઘર સાફ કરે, ગાય ચરાવે, ચરાવતાં ચરાવતાં શેકેલી મકાઈ જ એનું બપોરનું ભોજન. દહાડિયા પાસે ફળો પડાવે, અને પોતે પણ પાડે અને જાતે ફળોનું વજન કરે, પક્ષીઓએ ખાધેલાં કે બગડેલા ફળો કોથળામાં ભરીને લઈ જાય અને માએ પાળેલી મરઘીઓને ખવડાવે. વરસાદના પાણીએ બીજમાંથી ઊગેલા ચારાને એ કોરી જમીનમાં પાથરી દઈ જમીનને હરિયાળી બનાવે, બધી તરફ કડી નજર રાખે. પ્રસાદને માટે જરૂરી એવા ચોખા, તેલ, ઘી, મસાલા, તોહરિના બજારમાંથી ખરીદી લાવે, અને એ જાતેજ કહે, "તમારા જેટલા પૈસા બચાઉં છું, અને નફો કરાવી આપું છું, તેથી વરસ દિવસે તમારા કેટલા રૂપિયા જમા થાય છે, માજી ? શા માટે સસ્તી સાડી લઉં ? સરસ કપડાં પહેરીશ

તેલસાબુ શરીરે ચોળીશ બધુજ તમારે આપવું પડશે." પ્રસાદની વહુને એને સારાં કપડાં આપ્યા વિના છૂટકો ન થાય.

વચ્ચે વચ્ચે એ ગામમાં જઈને અડ્ડો લગાવતી, ત્યાં જઈને પેટ પર કપડું બાંધીને એ પ્રસાદની વહુની નકલ કરતી, અને બધાને હસાવતી. ત્યાં એ બહુ સહજ રીતે વર્તતી ક્યારેક એક પગ ખોડંગાવી પ્રસાદજી બની જતી. યુવાન છોકરાઓ કહેતા,"મુસલમાન બીબી અહીં ?"

"તમે કોઈ લગ્ન કરવા તૈયાર થયેલા ?"

"તું થયેલી ?"

"મારા જેવા ઊંચા થઈને અને ગોરી ચામડી લઈને તમે શા માટે ન આવ્યા ?" "તું તો સાહેબની છોકરી છે"

"મોટો સાહેબ ! બૈરાંના પેટમાં બાળક મૂકીને ઉંદરની જેમ ભાગી જાય, મારી માજ બદમાશ. જ્યારે એણે જોયું કે છોકરી ગોરી છે, ત્યારે જ ગળું ટૂંપવું જોઈતું હતું".

"એમ કરત તો મારું શું થાત ?"

"તો હુંજ ન હોત ને."

"નકામી વાત ન કર. મુસલમાન બનશે તો બનશે. પણ બનતા પહેલા અમને એક દિવસ"......

"શું ?"

"ભાત, મરઘી અને દારૂ"

"ખવડાવીશ, પિવડાવીશ ક્યારે તમને ખવડાવ્યું નથી ?

"કહોને"

"ખવડાવે છે તો ખરી."

જે મેરી પ્રસાદજીનો નફો વધારે થાય તે માટે મણમણનો ભાર ઊંચકે, ફળ વેચે, બીજાઓ જોડે ઝઘડો કરે, એક મગફળી પણ કોઈને ન આપે તેજ મેરી આ ઘરમાંથી ચોરી કરીને બદામ, તેલ, લોટ, ગોળ લઈ આવે મીઠું અને મસાલા પણ ચોરીને લઈ આવે.

કોઈ પણ ઓરાંઉના ઘરમાં સમૂહમાં બેસી ચૂલા પર લોટ શેકીને સ્વાદિષ્ટ વાનગી બનાવીને ખાય જાલિમની જોડે લગ્ન કરવાની છે એ જેમ એને ખબર હતી, તેમ એ પણ એ જાણતી હતી, કે એ જો બીજી ઓરાંઓ છોકરીની જેમ દેખાવમાં હોત, - એનો બાપ સોમરા, બુધના કે મંગલા હોત - તો ઓરાંએ લોકો આ લગ્ન થવા દેત નહિ શ્વેત પિતાની અવૈધ સંતાન હોવાથી ઓરાંઓ એને પોતાના લોહીના સંબંધની માનતા નહોતા, અને તેથી પોતાના સમાજની કઠોર રીતિનીતિ એની પર લાગુ કરતા નહોતા.

જો એમ કરત તો પણ એ બંડ ઉઠાવત. એણે એમ કર્યું નહોતું એનું એને દુઃખ હતું. એના અંતરમાં ઊંડે ઊંડે ક્યાંક ઓરાંઉ સમાજના એકજણ હોવાની આકાંક્ષા હતી. એ ખૂબ રાજી થાત. એ તેર ચૌદ વર્ષની ઉંમરની હતી, ત્યારે જો સાહસી ઓરાંઓ છોકરો એને ઉપાડી ગયો હોત અને એની જોડે લગ્ન કર્યાં હોત તો એ ખૂબ રાજી થાત. મેરીએ

તોહરિમાં બે ત્રણ હિન્દી ફિલ્મો જોઈ હતી. શિયાળો પૂરો થતાં તોહરિમાં ફરતા ફિલ્મવાળાઓનું દળ આવતુ એ ખુલ્લા મેદાનમાં ફિલ્મ દેખાડતા. કુરુડા ગામની છોકરીઓ તો શું પણ છોકરાઓએ પણ ક્યારેય ફિલ્મ જોઈ નહોતી. સિનેમા જોયો નહોતો સારું કપડી પહેર્યું નહોતું. પેટ ભરીને ખાધું નહોતું. એમને માટે મેરીને મમતા પણ હતી.

એ રીતે મેરીનુ જીવન ચાલ્યું જતું હતું. એક દિવસ એકાએક ટ્રેન અટકી અને પ્રસાદજીનો છોકરો અને તેની સાથે ઈજારાદાર નશીલદાર સિંહ ટ્રેનમાંથી ઊતર્યા. અને મેરીના જીવનમાં વળાંક આવ્યો. કરુડાના શાંત અને દ્રરિદ્ર અસ્તિત્વમાં તોફાની વાયરા વાયા

## બે

પ્રસાદજીના બંગલા જોડે સંકળાયેલી જમીન પંચોત્તેર એકર અથવા બસોપચીશ વીઘાં હતી. આ પ્રદેશમાં સીલીંગ કોઈ જાણતુ નહોતું. દૂર દૂર લાકડાનાં કારખાનાના માલિકોના જે બધા બંગલા હતા, એ બધાની જોડે પુષ્કળ જમીન હતી. ડીજનસાહેબે પચાસ એકર જમીનમાં શાલ વૃક્ષો ઉગાડ્યાં હતાં. એ પ્રદેશમાં ટચુકડાં શાલવૃક્ષો નહોતાં, વિશાળ કદનાં શાલ હતાં. વખત જતાં શાલવૃક્ષ જમીનભેગાં થઈ ગયાં હતાં, અને કાપવાયોગ્ય થયાં હતાં. શાલવૃક્ષો ન હોત તો પ્રસાદજી એ જમીનમાં શું શું ઉગાડી શકત તે વિષે નિરાશાથી ચર્ચા કરતા હતા. હવે શાલવૃક્ષની કિંમત જાણતાં એમનું એકમાત્ર લક્ષ્ય ઊંચામાં ઊંચા ભાવે ઝાડો વેચવાનું હતું. એમના આ નિર્ણયથી લાલચંદ અને મૂલ્નિજી, અને જંગલમાં બીજા બે માલિકો પણ રાજી થયા. પ્રસાદનો છોકરો બનવારી સાવધ થયો અને ડાલટનગંજ છિપાડોરમાં ખેતી કરવા લાગ્યો. પરિણામે તહશીલદારસિંહ.

તહશીલદારસિંહે પહેલાં આવીને વાઢવાનાં ઝાડો જોયાં, તે પછી કિંમતની કસાકસી થઈ. પ્રસાદે કહ્યું, "આવાં સરસ શાલવૃક્ષો, એ કિંમતે કંઈ વેચાય ? "શા માટે વેચો ? જ્યાં નફો વધારે મળે ત્યાં વેચજો."

"બરાબર કિંમત કહો"

"પ્રસાદજી બનવારી મારો મિત્ર છે. છિપાડોરમાં એ નોકરી કરે છે. હું ઈજારાદાર છું. ખોટી વાત નહિ કરું ઝાડો બધાં પાકાં છે. લાકડાં પણ મજબૂત છે"

"સાહેબોએ ઉગાડેલા ઝાડ છે."

"હાં પણ અહીં ઝાડોને વહેરાવીશ, ટૂકડા થશે. ટ્રક અહીં આવી નહિ શકે. આ કંઈ સાહેબોનો જમાનો નથી, કે જંગલખાતામાંથી હાથીને બોલાવીને તોહરિ સુધી લાકડાં ખેંચી જવાય મારે મુરહાઈ સુધી લઈ જવાં પડશે. કાચા રસ્તાને લીધે ટ્રકના ટાયર ફાટશે. તે પહેલાં ઝાડ કપાવવાનાં મને કેટલો બધો ખર્ચ થશે કહોતો ?"

"નફો પણ તો થશે."

"જરૂર"

"જરૂર વગર નફાએ કોઈ કામ કરે ખરું ? તોપણ તમારો નફો ઘણો બધો છે. પાણીને મૂલ્યે બંગલો ખરીદ્યો તૈયાર શાલનું જંગલ મળ્યું. જે મળે તે બધુંજ નફામાં, એટલું જ નહિ, આ બધાને માટે તમારે કશું મૂડી રોકાણ કરવું પડ્યું નથી. મકાઈ નથી, કે જેને ઉગાડવા પાડા હળ ખેંચે, નોકરો ઝાડ કાપે. એ કંઈ સીતાફળ કે જમરૂખ નથી. કે કોઈ લાકડી મારીને પાડી શકે.

જંગલવિસ્તાર છે. ઝાડો છે તે ફટાફટ વેચી દો."

લાલચંદ અને મુન્નિએ પણ કહ્યું, "આટલી તકરાર ન કરો ભાઈ ! એ ચાલી જશે તો શું કરશો ? જ્યારે જોરથી પવન ફૂંકાય ત્યારે શાલમાંથી પવનના સૂસવાટાથી જાણે દરિયો ગર્જતો હોય એમ લાગે, તે ગર્જના એજ સાંભળશે. એનાં ફૂલ થાય, ફળ તો થાય નહિ, એ એને જોયા કરશે.

એને ખરીદવાં હોય તો વેચી નાંખો."

ઈજારાવાળાને પણ એજ જોઈતું હતું. સાહેબોએ કોણ જાણે કેવાં ઝાડ ઉગાડ્યાં છે. આકાશ ફાડીને ઉપર જાય છે. એના થડ રેલવેનાં એંજીનનાં જેવાં મોટાં છે. એ ફક્ત પ્રસાદજીનાં જ ઝાડ શા માટે ખરીદે ? આ પ્રદેશના બધાં વૃક્ષો ખરીદે."

"દરેક પાંચ સાત વર્ષે થોડાં થોડાં વૃક્ષો તૈયાર થાય છે. એ હુંજ ખરીદીશ. ફટાફટ. જે હજી સુધી કુંવારી જમીન છે. ત્યાં હું જ ઝાડો કપાવવાનો ઈજારો રાખીશ."

એ પ્રમાણે જ નક્કી થયું પ્રસાદજીને પછીથી સમજાયુ કે ઝાડ પડાવવાનો ખર્ચ વિષે એણે જે વાત કરી હતી, તે સર્વાંશે સત્ય નથી. કારણ કે મુરહાઈ છોડીને, કુરુડાની તદ્દન નજીક ટ્રક આવી પહોંચી. આ જગ્યા સમતલ અને પથરાળ હતી. ટ્રક આવવામાં કશી મુશ્કેલી નહોતી. ત્યાં આગળ ઈજારાદારે તંબુ નાંખ્યા. ઝાડો કાપવાને બે કાબેલ માણસો આવી પહોંચ્યા.

ઈજારાદારે મજૂરોની ભરતી કરવા માંડી. કુરુડા, મુરહાઈ, સિંહો, ધાપારિ, ધૂમા, ચિનડોહા - છ ગામના ઓંરાઓ, અને મુંડા પુરુષો અને સ્ત્રીઓ આવ્યાં. માન્યામાં ન આવે એવું હતું. ઘેર બેઠાં પૈસા. ઝાડો વાઢનારાં બીજા લોકો, તેનાં ડાળપાંદડાં છૂટાં પાડવાના, કાપેલાં ઝાડના ટૂકડા પાડીને એને ટ્રક સુધી લઈ જવાનાં. એ કામ માટે પુરુષોને બાર આના રોજ, સ્ત્રીઓને આઠ આના. તે પછી બપોરે મકાઈની રાબ ટિફીનમાં, બધું ન મનાય એવું હતું. રાબની જોડે મીઠું અને મરચાં, ગામનો મુખી, તથા ગામના વડીલો મજુર સ્ત્રીપુરુષોને લઈ આવશે. ગામદીઠ દર અઠવાડિયે એક ગુણ મીઠું, ગામના પંચના લોકોએ કહ્યું, "બહેનો કામ કરશે તેમની આબરુ ?"

ઈજારાદારે કહ્યું, "બધા બધાનાં માબહેન જે જરા જેટલું પણ ખરાબ વર્તન કરશે, તેને સજા થશે."

ટ્રકની ગતિ, ઈજારાદારની બોલવાની ઝડપ, કામ નિપટાવવાની ત્વરા, એ બધાંને કારણે ગામના પંચના લોકોનું માથું ચકરાવા લાગ્યું. પરિણામે એમને ઈજારાદારની વાત ઠીક નથી, તેનો આછોતરો ખ્યાલ પણ ન આવ્યો. બધા બધાનાં મા

બેન થઈ શકે નહિ, વાત પાકી થતાં, ઈજારાદારે, ગામના છ વડાઓને છ બાટલી દારૂની આપી. એ ગામ વડાઓએ લોકોને કહ્યું, "મુખીને કહો, કે મંદિરમાં પૂજા કરાવે. હવે સારા દિવસો આવ્યા છે."

ઈજારાદારે ટ્રેનના ડ્રાઈવર જોડે પણ વાત કરી લીધી. મુરહાઈથી ટ્રેન પકડે, અને ત્યાં વાતચીત કરીને જરૂર પડે તો કુરુડાથી ટ્રેન પકડે. વેગન મળશે. ઈજારાદારે ડ્રાઈવરને દારૂની બાટલી આપી, પાકાં શાલવૃક્ષો દરેક વૃક્ષના એ પંદરરૂપિયા આપતો હતો. ગમે તેટલો ખર્ચ એના વિશાળ નફાને ઓછો કરી શકે એમ નહોતું. એ ઝાડ વેચશે ક્યુબિક ફિટને હિસાબે બનવારીને એણે એક ટ્રાન્ઝીટર આપ્યું. બનવારીએ ન કહ્યું હોત તો એને ખબર પણ ન પડત કે જ્યાં નાના શાલવૃક્ષો ઉગતાં હોય એવા પ્રદેશના આવાં વિશાળકાય શાલવૃક્ષો પણ હશે. આ વેપારમાં એને ફાયદો જ ફાયદો હતો.

ઈજારાદારોએ તેમની પોતાની જ ન્યાતના પ્રસાદ અથવા મૂલ્નિ કે લાલચંદની શિક્ષણવિહીનતા તથા અજ્ઞાનના વખાણ કર્યાં. એ બેટાઓને ખબર નથી. કે કેવો સરસ માલ પાણીને મૂલે આપી દે છે, એણે બનવારીને ઝાડદીઠ એકેક રૂપિયો ખાનગીમાં આપી દીધો હતો. તેમ છતાં એમને અઢળક નફો થયો હતો. ઘણાં વક્ષો પાંચ સાત વર્ષમાં કાપવા યોગ્ય બની જાય. પ્રસાદને હાથમાં રાખવાની જરૂર છે. થોડા જ સમયમાં આ ભૂભાગ જોડાઈ જશે.

આ તરફ તોહરિ પેલી તરફ નિરલા ઘાટની જોડે સાંકળી લેવાશે. રસ્તો તૈયાર થાય છે. રસ્તો તૈયાર થતાં ભવિષ્યમાં વાહન ખર્ચ બચી જશે.

થોડા દિવસ પછી ઈજારાદારે તોહરિથી એક મિઠાઈનો ડબ્બો તથા એક માટલું ઘી લાવીને પ્રસાદજીને આપ્યાં.

પ્રસાદે કહ્યું, "મેરી ! મહેમાન આવ્યા છે. ચા નાસ્તો લઈ આવ."

મેરી આજે જ ન્હાઈ હતી. એટલે એનો ચહેરો આંજી નાંખે એવો દેખાતો હતો, વાળમાં તેલ નાંખી અંબોડો વાળ્યો હતો. છાપેલી સાડી સામેજ પાલવ દેખાય એ રીતે પહેરી હતી. હાથમાં અને કાનમાં પિત્તળનાં ઘરેણાં હતાં. ટ્રે માં મેરી ચા અને નાસ્તો લઈ આવી. તહશીલદારસિંહ ટટાર થઈને બેઠો. અરે વાહવા ! આ જંગલમાં પરી જેવી છોકરી ક્યાંથી ? પ્રસાદજી સમજી ગયા. મેરી ગઈ એટલે એમણે કહ્યું, "મારી નોકરાણીની છોકરી છે. એની મા જ્યારે એના જેવી જુવાન હતી ત્યારે .......

મેરીના રૂપનું ગુપ્ત રહસ્ય સ્ફૂટ કરીને એમણે અંતમાં કહ્યું, "મારું કુટુંબ એને દીકરી માને છે, ને એ અમે એનાં માબાપ હોઈએ એટલી અમારી ભક્તિ કરે છે."

"એ તો હોય જ. "તહશીલદારસિંહે કહ્યું," નહિ તો બધા તમને મહાપુરુષ માને નહિ ને ? એજ મહાન કહેવાય, જેનું હૃદય અને કલેજું મહાન હોય." એણે મનોમન વિચાર્યું આ જંગલમાં ઝાડ કપાવવાનો ધંધો બહુ નફાકારક છે. મેરી એના અહીંના વસવાટને બીજા અર્થમાં પણ નફાકારક બનાવી શકે.

મેરી તોહરિ અને કુરુડાના સંપર્ક માટે સેતુ જેવી હતી. રાતે પ્રસાદજીને દવાને

માટે ગરમ પાણી આપવા આવી ત્યારે એણે કહ્યું, "પેલા હરામીએ તમને છેતર્યા છે. નફો આંચકી લીધો. તોહરિમાં છિપાડાના બધા મજાક કરે છે."

પ્રસાદજીએ દાંતનું ચોકઠુ મોઢામાંથી કાઢીને પાણીની વાડકીમાં રાખ્યું. પછી દવા ખાધી. થોડીવાર પછી કહ્યું, "શુ કરું મેરી ! રસ્તો નથી. એટલે નફાને માટે બહાર રખડવાની મારી શક્તિ નથી. જંગલમાં રહેવાનું એટલે એમજ થાય. બનવારી એને લઈ આવ્યો. બનવારી બહુ જીદ્દી છે. મેં પહેલાં તો ના કહી. એથી લાલચંદ મૂલ્નિ ગુસ્સે થઈ ગયા. ઘરમાં પણ બહુ ગરમાગરમી થઈ."

"બનવારીએ પણ રૂપિયા પડાવ્યા છે."

"તને ખબર છે?"

"મને બધી ખબર છે."

"કેવી દુઃખ ઉપજાવનારી વાત છે."

નિસાસો નાંખીને પ્રસાદજીએ એને એક રૂપિયો આપ્યો આ રીતે વચ્ચે વચ્ચે એ આપતા રહેતા. એમણે કહ્યું, "મારા એક ફળ એક મક્કઈનો ભુટ્ટો, તેમાં હું ન છેતરાઉં, તે માટે તું કેટલી મહેનત કરે છે. જ્યારે મારા પોતાના છોકરા કશું સમજતા નથી. તું જ કહે શું કરું ? મને શું ખબર નથી કે હું મરી જાઉં પછી એ બધું વેચી સાટીને અહીંથી ભાગી જશે." "હવે પછી ઝાડોને વેચશો ત્યાં સુધીમાં તો રસ્તો બની જશે. એને ન આપતા. તમે જાતે જ છિપાડોર જજો. મોટી કંપની જોડે વાટાઘાટ કરી કામ કરજો. ત્યારે નરમ ન થઈ જતાં" મેરીએ કુરુડાના મુખીને કહ્યું, "બાર આના અને આઠ આના એટલા પૈસામાં તોહરિ કે છિપડોરમાં કોઈ મજુર બાબુની બેગ પણ ન ઉઠાવે."

મુખીએ કહ્યું, શું કરું મેરી ! મેં ના કહી હોત તો ગામના લોકો મારી પર ગુસ્સે થાત. કહેત, "કોણ અમને આટલા પૈસા પણ આપે છે ?"

મેરીએ કહ્યું, "એને લોભ લાગ્યો છે. એ પાંચ સાત વર્ષ આવતો રહેશે. ત્યારે ફરીને બે કે ત્રણ રૂપિયા માગશું. એને આપવાજ પડશે, નહિ તો એને અહીં બહારના માણસો ક્યાંથી મળવાનાં હતાં ?"

"રસ્તા નથી. કામ મળતું નથી. એ બધી તો તને ખબર છે."

મેરીને મનમાં થયું કે ઈજારદારની માંગણીના ઉત્તરાધિકારી તરીકે એણે પણ હવે એનું સ્વરૂપ બતાવવા માંડ્યું છે.

પણ તહેશીલદારસિંહ એની વાતને ભૂલ્યો નહિં. થોડા દિવસ પછી, મેરી જ્યારે પાડા પર બેસીને બીજી ગાય ભેંસોને હાંકી કાઢતી હતી, ત્યારે તહેશીલદાર સામે આવીને ઊભો રહ્યો. એણે કહ્યું તું કેટલી ખૂબસુરત છે ! તું હેમામાલિનીના જેવી દેખાય છે."

"શું બોલ્યો ?"

"તું હેમામાલિની જેવી દેખાય છે."

"તમે ઉલ્લુ જેવા દેખાઓ છો."

તહેશીલદારસિંહ આ વાતથી ખૂબ ચગ્યો અને એની પાસે આવ્યો. મેરીએ

પાડાને રોક્યો નહિ. જતાં જતાં એક ધારદાર છરી એણે ફટ કરતી બહાર કાઢી જરા કઠોર સૂરે કહ્યું, "તમારા જેવા સાંકડા પાટલૂન, કાળાં ચશ્મા પહેરેલા ઈજારાદાર તોહરિના રસ્તામાં રૂપિયાના દશને ભાવે મળે. તેમને હું આ છરી બતાવું છું. જો વિશ્વાસ ન બેસતો હોય તો જઈને પૂછી આવો." તહેશીલદારને એની વાત કરવાની રીત બહુજ આકર્ષક લાગી. રાતે જમતી વખતે બનવારીએ કહ્યું, "મેરીએ મારા મિત્રનું અપમાન કર્યું." એણે કહ્યું એના બાપને, જવાબ આપ્યો મેરીએ, "શું અપમાન કર્યું તમારા મિત્રનું?"

"એને બહુ ખરાબ વચનો કહ્યાં હતાં."

"આ વખતે તો કડવાં વચન કહી છોડી દીધો હતો. હવે પછી જો એવી બદમાશી કરવા આવશે, તો એનું નાક કાપી લઈશ." બનવારી ડરી ગયો. એણે કહ્યું, "એણે શી બદમાશી કરી?" "મારી આગળ તો એ બદમાશી જ હતી. તમારી આગળએ સારી વાત હોઈ શકે."

"પ્રસાદજીએ કહ્યું, "તું એને વારજે. ઝાડ ખરીદનાર આવું ધાંધલ કરે એ ન પોષાય."

મેરી પણ તોહરિના બજારમાં શાલવૃક્ષોને વેચવાની વાત ન કરે એમ એને કહેવાયું. ઘરની જમીનમાં હોય તો પણ સાલવૃક્ષને વેચવાનું ગેરકાનૂની હતું. શાલવૃક્ષ સરકારની માલિકીનાં ગણાતાં.

"રહેવા દે તારો કાનૂન. કોણ કાયદેસર જમીન રાખે છે. ? ને આ વિસ્તારમાં શાલવૃક્ષ કોણ વેચતું નથી ?" મેરીએ ભારપૂર્વક બનવારીને પૂછ્યું, "મે તમારી શાલ વેચવાની વાત તોહરિના બજારમાં કરી છે?"

"મેં ક્યાં કહ્યું. કે તે તોહરિના બજારમાં વાત કહી છે?"

મેં તો વાત કરવાની ના પાડી છે."

"મને એ કહેવાની જરૂર નથી."

મેરી ચાલી ગઈ. પ્રસાદજીએ કહ્યું, "આ ઠીક નથી. તારા ભાઈબંધને કહી દેજે, એ આપણા ઘરમાં ઘરની છોકરીની જેમ રહે છે. એની જોડે ગેરવર્તન એ મારુ અપમાન છે." બનવારીએ તહેશીલદારને કહ્યું, એ બહુ તોછડી અને જરામાં ગુસ્સે થાય એવી છોકરી છે. એ કોઈને પાસે ફરકવા દેતી નથી."

"અહીં કોણ પાસે ફરકવા ચાહે છે?"

"તે સિવાય એના લગ્નનું પણ નક્કી થઈ ગયું છે."

"ક્યાં?"

"મુસલમાનને ત્યાં."

"રામ, રામ! એના સમાજમાં શું કોઈ છોકરો નથી?"

"એની પસંદગી છે."

તહેશીલદારના માન્યામાં ન આવ્યું. કુરુડાના જેવા જંગલના ગામની મેરી ઓરાંઉ એને તરછોડી દે. ઝાડને કપાવવાં, વહેરાવવાં, એના ટૂકડા કરવા અને મોકલવા

ઉપરાંત એ મેરીની પાછળ પાછળ ભમતો. મેરી એની અવગણના કરે, અને મુસલમાનને પરણે, એટલે એની જીદ વધી ગઈ.

એ પછી પણ એણે ડાલટનગંજથી મેરી માટે એક નાઈલોન સાડી ખરીદી, ને પ્રસાદજી માટે મિઠાઈ લીધી. પ્રસાદજીને કહ્યું, "વારે વારે આવજા કરું છું. ચા પિવડાવે નાસ્તો કરાવે એથી સાડી લઈ આવ્યો. પ્રસાદજી એ સાડી લેવા તૈયાર થયા નહિ. પણ તહેશીલદારે સાંભળ્યુ નહિ. મેરી તોહરિ ગઈ હતી. પાછી આવી ત્યારે સાડી વિષે એણે સાંભળ્યું. આવીને તરત પ્રસાદજીને એણે હિસાબ આપ્યો. તે પછી રસોડામાં જઈને ચા પીધી અને નાસ્તો કર્યો. ત્યાર પછી સાડી લઈને એ બહાર ગઈ.

તહેશીલદાર તંબુમાં બેસીને સ્ત્રીપુરષોને મજુરી ચૂકવતો હતો. ઘણાં માણસો હતાં. એ બધામાં મેરી ઘૂસી ગઈ અને ગંદી ગાળ દઈને સાડી છૂટ્ટી ફેંકીને કહ્યું, "મને શું તેં શહેરની રંડી ધારી છે ? સાડી આપીને ફસાવવા આવ્યો હતો ? ફરી બદમાશી કરી છે, તો નાક વાઢીશ." ને હાથ હિલોળતીએ ગઈથી ચાલી ગઈ.

બધા લોકો આગળ આ અપમાનથી તહેશીલદાર તો, કાપો તો લોહી ન નીકળે એવો, છોભીલો પડી ગયો. એ કહેવા ગયો, કે મેં શુધ્ધભાવથી સાડી આપી હતી. ગામના મુખીએ કહ્યું, "હવે સમજી જા. કશું એવું અજુગતું કરીશ નહિ."

"શું કહ્યું ?"

"હવે કંઈ આપીશ નહિ."

"એ કાંઈ સારી છોકરી છે ? કોઈ સારી ચાલની છોકરી મુસલમાનની જોડે લગ્ન કરે ?"

"વધારે કંઈ બોલીશ નહિ."

એકાએક તહેશીલદારને સમજાયું, કે એ એના માણસોની સંખ્યા ઘણી ઓછી છે. એ લોકો બહુ મોટી સંખ્યામાં છે. બધાની પાસે છરી અને બરછી છે. એ ચૂપ થઈ ગયો. રાતે ડ્રાઈવરે એને કહ્યું, "આવી બધી મુશીબત ઊભી ન કરશો. કોઈ થાણામાં ફરિયાદ કરશે, તો તમે બહુ મુશ્કેલીમાં મૂકાશો."

ડ્રાઈવર પણ જાણતો હતો તહેશીલદારને ઘેર વહુ છોકરાં છે. તેમ છતાં એ છોકરીઓને ફસાવવાની કોશિષ કરે છે. મેરી ખૂબજ મોહ પમાડે એવી હતી એ સાચું પણ એ કારણે આદિવાસીઓને ઉશ્કેરવા અને પોલીસથાણાની ઉપાધિ વહોરવીએ મૂર્ખામી હતી. મેરી જો રાજી થઈ હોત, તો તો આ સમસ્યા જ ઊભી ન થાત. મેરી વિફરેલી હતી.

તહેશીલદારને એ સ્વીકારવું જ પડશે.

મેરી જ્યારે ગાય ચરાવીને પાછી ફરતી હોય, તોહરિથી પાછી ફરતી હોય, તોહરિ જવા માટે ત્રણ માઈલ ચાલીને મૂરહાઈ સ્ટેશને જાય, ધૂમા ખરીદી માટે જાય, ત્યારે તહેશીલદાર થોડું અંતર રાખીને એની પાછળ પાછળ જાય.

છોકરીઓ કહેતી, "મેરી આ ઈજારાદાર તને ચાહે છે."

"એના હાથમાં આવતી નથીને તેથી હાથમાં આવતાં જ પ્રેમ ઊડી જાય. મારી માને પણ તો સાહેબ ચાહતો હતો."

"તને પરણશે."

"વહુ છે."

"તેમાં શું થઈ ગયું?"

"એની વાત પડતી મૂક."

ઝાડો કાપવાનું કામ ચાલ્યાં કરતું હતું. ધીમેધીમે ઠંડી ઓછી થતી જતી હતી. અહીં માઈલો સુધી પલાશના ઝાડોની હારમાળા હતી. ઝાડપર તાજા ફૂલો હતાં. તે પછી એક દિવસ પહાનના ઘર આગળ નગારા વાગ્યાં. એથી ખબર પડે, કે આદિવાસીઓમાં હોળીને તહેવાર શિકાર કરીને ઉજવાતો, તેમાં આ વખતે શિકાર કરવાનો સ્ત્રીઓનો વારો છે. બારવર્ષ એ દિવસે પુરુષો શિકારે જાય, તે પછી આવે સ્ત્રીઓનો વારો પુરુષોની જેમ તેઓ પણ તીરધનુષ અને ભાલા લઈને શિકાર કરવા નીકળે. જંગલમાં અને પહાડમાં ચાલી જાય. સજારુ-સસલું-પક્ષી જે કંઈ મળે તેને મારે. ત્યાર પછી બધાં મળીને વનભોજન કરે, દારૂપીએ, ગીતો ગાય, ને મોડી સાંજે ઘેર પાછી ફરે. પુરુષો જે કંઈ કરે તેજ બધું સ્ત્રીઓ પણ કરે. બારવર્ષે એક દિવસ. ત્યારે હોળી પ્રગટાવાય ને આસપાસ બેસીને બધાં ગપ્પાં મારે. બુધનિ વાતો કરે, તે વારે અમે વાઘ મારેલો, હું તે વખતે જુવાન હતી.

ડોસીઓ એ બધી વાતો સાંભળતી, પ્રૌઢા રાંધતી, ને જુવાન સ્ત્રીઓ ગીતગાતી

એ લોકો શા માટે શિકાર કરતાં તે એમને ખબર નહોતી. પુરુષોને ખબર હતી. હજારો લાખો ચાંદ પકડીને એ દિવસે એ લોકો શિકાર કરતા. એક દિવસ વનમાં જનાવરો હતાં. જીવન વન્ય હતું. ત્યારે શિકાર ખેલવાનો અર્થ હતો. હવે તો વન શૂન્ય જીવન સામૂહિક અને વૈયક્તિક, શિકાર ખેલવાતું અર્થહીન, સત્ય ફક્ત એકદિવસનો આનંદ.

તહેશીલદારના અથાક, એકાગ્ર અનુસરણથી મેરીની ધીરજ ખૂટતી હતી. જાલિમને પણ કદાચ એની જાણ થાય. જાણે તો એનો મગજનો પારો ચઢી જાય. કદાચ તોહરિના બજારમાં એકલો મળી જાય તો તહેશીલની હત્યા પણ કરે. તહેશીલ પાસે અઢળક પૈસો છે, એની પાસે ઘણા માણસો છે, શહેરમાં પણ એની લાગવગ કોઈ ચોરીનો ખોટો આરોપ લગાવી, આખર સુધી જાલિમને ફસાવે.

સાથે સાથે તહેશીલદારની ધીરજનો પણ અંત આવ્યો હતો. થોડા વખતમાં ઝાડ કાપવાનુ કામ પૂરું થશે. અને કારભાર સમેટીને પાછા જવું પડશે, ત્યારે શું થશે ? તશીલદારે એક દિવસ મેરીનો હાથ પકડ્યો ને જોરથી દાબ્યો.

સમય અનુકૂળ હતો. આ વખતે પુરુષો શિકાર ખેલવા જવાના નહોતા. પુરુષો દારૂ પીશે. હોળીનાં નવાં નવાં ગીતો ગાશે, જાતજાતની વેશભૂષા કરીને ગાતાગાતા ફરશે અને પૈસા ઉઘરાવશે. તહેશીલદારે એમને હોળીમાં દારૂ પિવડાવવાનું વચન આપ્યું હતું.

ઝાડો કાપવાની જગ્યાએથી પાછા ફરીને રોજ ગીત ગાવાનો સમારંભ યોજાતો. વિવિધતા શૂન્ય એકઢાળાં ગીતો ગવાતાં. મેરી એ સાંભળતી હતી. બજારમાંથી એ પાછી ફરતી હતી. સાંભળતાં સાંભળતા સાંજ પડી ગઈ. એ ઘરતરફ જવા લાગી.

તહેશીલદારને ખબર હતી, કે એ આવશે. તહેશીલદારે એનો હાથ પકડ્યો, દબાવ્યો, ને કહ્યું, "આજે તને છોડવાનો નથી."

શરૂઆતમાં તો મેરી ગભરાઈ ગઈ. બાથંબાથીમાં છરી પડી ગઈ. ખૂબ ધક્કાધક્કી ને અથડામણ પછી મેરી છટકી શકી. બન્ને જણ ઊઠીને ઊભાં થયાં. તહેશીલદારની આંખ પર કાળાં ચશમાં નહોતાં. એને વાસનાનો નશો ચઢ્યો હતો, લાંબા લાંબા વાળ, ટેરિક્લોથનું પેન્ટ, ચમકતાં જોડા, અને ઘેરા લાલરંગનું પહેરણ હોળીના ગીતોની પટભૂમિમાં મેરીને એ એક જનાવર જેવો લાગ્યો જા ..... ન .... વર

શબ્દે મનને ધક્કે માર્યો. એકાએક મેરી હસી.

"મેરી!"

"ત્યાં જ રહો આગળ વધશો નહિ."

"શું જુએ છે ?"

"તમને"

"હું તને."

"તમે મને ખૂબ ચાહો છો ને ?"

"ખૂબ"

"સારું"

"શું સારું ?"

"સમજી કે ખરેખર મને ચાહો છો."

"ખરેખર ચાહું છું. તારા જેવી છોકરી મેં હજી સુધી જોઈ નથી. તું લાખ રૂપિયાનો માલ છે. તારી કદર પેલો મુસલમાન ક્યાંથી કરી શકે ?"

"તમે કરશો ?"

"ચોક્કસ સારાં સારાં કપડાં આપીશ ઘરેણાં આપીશ."

"ઠીક"

"બધુ આપીશ"

મેરીએ જોરથી નિસાસો નાંખ્યો પછી કહ્યું.

"આજે નહિ. આજે હું ચોખ્ખી નથી."

"તો ક્યારે ? મેરી ! ક્યારે"

મેરીએ આંખોમાં તથા ચહેરાપર કોમળતા આણી, કહ્યું "હોળીને દિવસે. તમે બુરજ આગળ રહેજો. બધાં બૈરાં શિકાર કરવા દૂર દૂર ચાલી જશે. હું તમારી પાસે આવીશ. તમે તો બુરજ ક્યાં છે તે જાણો છો, એની પથ્થરની આડશમાંથી મને જોયાં કરો છો."

"સમજ્યો."

"તો એ હોળીની રાતે."

"હા મેરી."

"કોઈને કશું કહેશો નહિ. મરદને તો કશો દોષ લાગતો નથી. બધા બૈરાંનોજ વાંક કાઢે. હું તો પાછી અવૈધ સંબંધમાંથી જન્મેલી, એટલે તો મુસલમાન જોડે લગ્ન કરવાની હતી."

"તો લગ્ન નહિ કરે ?"

"હવે થોડી કરું ? તમે પણ થોડી ધીરજ રાખો. આ રીતે મારો પીછો ન કરશો.

"તારે માટે મેં કેટલા કષ્ટ વેઠ્યાં ...."

"એ બધાનો બદલો ચૂકવીશ હોળીને દિવસે."

મેરીએ એના ગાલ પર હાથ ફેરવ્યા ને કહ્યું "તમે બહુ સારા છો. હું પહેલા સમજેલી નહિ" મેરી ઝડપથી ચાલી ગઈ. એને ખબર હતી, કે આજે તહેશીલદાર એને પાછળથી આવીને ભીડશે નહિ.

ત્રણ

આગલી રાતે અગ્નિ પેટાવ્યો હતો, આજે રાતે પણ આગ પેટાવાશે. કાલે રાતે હોળી પ્રગટાવી હતી, અને એની જ્વાળાઓથી થોડો સમય આકાશ લાલરંગે રંગાઈ ગયું હતું. આજે સવારથી જ પુરુષો દારૂ પીને ગીતો ગાતા હતા, અને અબીલગુલાલથી એકબીજાને રંગતા હતા. જે બહુ ઘરડા હતા, તે છોકરાંઓને આગળ કરતા હતા.

સ્ત્રીઓ બધી વન તરફ ગઈ હતી. જતાં પહેલાં પોતાના ઘરની સામે પુરુષોનાં તાર ધનુષ અને બરછી લઈને ઉત્તેજિત અવસ્થામાં ઊભી હતી. પહાને નગારાં પર દાંડિયો લગાવ્યો એટલે આકાશ ફાડી નાંખે એવી ચિચિયારીઓ પાડતી પાડતી સ્ત્રીઓ દોડી. ડિકની પ્રસાદજીનું ખમીશ અને પ્રસાદજીની વહુએ આપેલો ચણિયો પહેરી ગઈ.

બુધનિ, મુંગરી, શનિચરી-એમના દોડાદોડીના દિવસો હવે નહોતા. એ લોકો દારૂની બાટલીઓ, વાસણો દારૂનો તાવડો, સેકેલાં મકાઈ, કાંદા, અને મરચાં લઈને અવાવરુ બ્રુમ ફિલ્ડના બંગલામાં ગયાં. ત્યાં કૂવાનું પાણી હતું. પુરુષો પણ શિકાર પછી ત્યાંજ રાંધતા અને જમતા. બુધની છોકરીઓને કહેતી હતી, "અમારા જમાનામાં અમે સસલાં, સજારુ, તિતર, કશું લાવીએ નહિ ત્યાં સુધી પાછા ફરતાં નહોતાં. હું જોઉં છું તમે શું કરો છો તે, કેવો શિકાર કરો છો."

મેરીએ આજે જાલિમે આપેલી નવી સાડી પહેરી હતી. ને કાચના મણકાની માળા પહેરી હતી. એ નાચતી નાચતી આવીને બુધનીને ભેટતાં બોલી," શિકાર રમીને આવીને તારી જોડે લગન કરીશ.

ત્યારે હું વર તું વહુ.

"એમ જ થશે."

"તને નચાવીશ."

"નાચીશ"

મેરી આજે બેહદ આનંદમાં હતી. માએ પાળેલી ચાર મરઘી એણે ખરીદી લીધી હતી. માને એના રોકડા દશ રૂપિયા આપ્યા હતા. એ મરઘીઓ હમણાં શનિચરીને સોંપી હતી. મેરીએ બે બાટલી દારૂની પણ આપી હતી. આ તો ઉપરનો દારૂ બૈરાંઓએ પહેલેથીજ તહેશીલદાર પાસે દારૂ માગી લીધો હતો. દારૂ ઉપરાંત એક બકરો પણ એણે આપ્યો હતો. એણે કહ્યું હતું કે સાંજે આવીને એ બધાને શહેરનો ટવીસ્ટ નાચ દેખાડશે, અને ખૂબ દારૂ પીશે. ઝાડો કાપવાનું કામ પૂરાં થઈ ગયું હતું. કાપેલા ઝાડનાં ફાડચાં પડ્યાં હતાં. ઘણાં બધાં હતાં. તહેશીલદારે ખૂબ ઉદારતાથી એ ફાડચાં કુરુડાના લોકોને સળગાવવા આપ્યાં હતાં, ને કહ્યું હતું, "પાછો આવીશ, અને તમારી પાસેજ ઝાડો કપાવીશ. ત્યારે ખૂબ દારૂ પિવડાવીશ."

બુધનીની જોડે થોડી લાડ કરી મેરી દોડી ગઈ. શનિચરીએ કહ્યું, આજે મેરી કેવી સરસ લાગે છે ? જાણે મુલ્નિજીના છોકરાની વહુ ન હોય !"

બુધનીએ કહ્યું, "એ લગન કરીને ચાલી જશે, ત્યારે કુરુડા સૂનું સૂનું થઈ જશે."

મુગરીએ કહ્યું, ક્યારેય ખાલી હાથે એ આપણી પાસે આવી નથી. તમે લોકોએ આને જોઈ છે, પણ તમે લોકો ભૂલી ગયાં કે ડિકની પણ જુવાનીમાં આટલીજ રૂપાળી લાગતી હતી.

સોમરી આવી અને ગાવા લાગી. એણે આંખ મીંચીને ગાવા માંડ્યું.

હોળીની આગ રે હોળીની આગ.

તમે જોઈજોઈને ઘેર આવજો, ભૂલશો મા.

બીજી ચાર જણી એની સાથે ફેરફૂદડી ફરવા લાગી. વિગતયૌવન, પ્રૌઢા, ચાર જણી પ્રેમનાં ગીતો ગાતી હતી. સૂરજ તપતો હતો, નશો ચઢતો હતો. દૂરદૂર નગારાં અને ભૂંગળ વાગતાં હતાં.

મેરીએ દોડવા માંડ્યું. બધી સ્ત્રીઓ કુરુડા પહાડ પર ચઢતી હતી, જંગલમાં પેસતી હતી, અને નાળાં આગળ જતી હતી. મેરી હસી એમને શિકાર નહિ મળે. બધી રમતોની જેમ શિકારની રમતના પણ નિયમો હોય છે. સજારૂ, સસલાં, કેતિતરને મારવાથી શું વળે ? જાળમાં ફસાવી મોટો શિકાર મારવો જોઈએ.

રંગીન સાડી અને લાલ ચોળીમાં મેરી હરતી ફરતી પલાશના છોડ જેવી લાગતી હતી. ચારે તરફ પલાશ જ પલાશ હતાં બધુંજ લાલમલાલ હતું. એક સસલું દોડી ગયું. મેરી હસી. એનું ઘર ક્યા ખાડામાં હતું તે મેરી જાણતી હતી, ચાલ્યો જા વળીશ નહિ. મેરીએ હસતાં હસતાં કહ્યું. ઓહ, દારૂનો નશો ખૂબ ચઢ્યો હતો. એના લોહીમાં અદમ્ય પિપાસા હતી. તહેશીલદાર, તહેશીલદાર, હું આવી છું. તહેશીલદાર એને ખૂબ ચાહતો હતો. હવે એની આગળ જાલિમ કશી વિસાતમાં નથી. તહેશીલદાર એને કેટલી ઉગ્રતાથી ચાહી શકે ? કેટલી ડીગ્રી ફેરેનાઈટ ? એનું લોહી મેરીના જેવું વન્ય છે ? એના જેટલુ સાહસ !

એક સજારૂ .... જા. ચાલી જા. આજનો દિવસ ન હોત તો એને મેરી મારત. માંસ ખાત. આજે એને કશી નાની વસ્તુથી સંતોષ થવાનો નથી. આજે તો એને મોટો

શિકાર કરવો છે. માણસ જોઈએ. તહેશીલદાર દૂર બુરજ દેખાયો. પથ્થર ટટાર ઊભો હતો. ત્યાંથી ગિટગિન્દા લતા ઝૂકીને લતાની જાળી રચતી હતી. એ જાળી પર પીળારંગનાં ફૂલ હતાં. જાળની પાછળ આડશ હતી. એનો વિચાર આવતાંજ મેરીનું લોહી ચમક્યું. આગળ જતાં લતાની જાળીની પાછળ જ ખાડો હતો. ખાડાની પાળ આગળ એક મોટો પથરો હતો. ખાડો કેટલો ઊંડો હતો તેની કોઈને કશી ખબર નહોતી. કોઈએ અંદર ઊતરીને જોયું નહોતું. એ અતલ અને શીતલ અંધકારમાં ઉતરી શકાય ? એ તહેશીલદારને તહેશીલદારનું ઘેરું લાલ ખમીશ નજરે ચઢ્યું.

વિલાયતી દારૂ, સિગારેટ અને તહેશીલદાર.

"ચાલો અંદર ચાલો."

"અંદર ક્યાં ? તારી અંદર જવાનું છે ?"

"હા, જી, હા."

"પથરો છે ત્યાં. લતાની જાળીની આડશમાં"

"ખૂબ દારૂ પી."

"ફક્ત દારૂ શા માટે ? સિગારેટ પી"

"કેવી લાગી સિગારેટ ?"

"બહુ જ સરસ."

"આટલી જલદી પી લીધી ?"

"નશો કરવો છે ને ?"

"કેટલો ?"

ખૂબ નશો કરવો છે. હજી દારૂ નશો ચઢે છે. માથા પર તારા ચમકે છે, ને બૂઝાય છે. પત્થર હાલતો લાગે , પત્થરની પેલી તરફ તહેશીલદારનું મોઢું છે. વધારે ને વધારે દારૂ બાટલી ગબડી ગઈ. અવાજ પણ ન સંભળાયો. ખાડો કેટલો ઊંડો છે ? હવે એનું મોઢુ શિકાર યોગ્ય થયું લાગે છે.

મેરીએ તહેશીલદારને મોઢે હાથ ફેરવ્યો. હોઠ પર ચૂંબન કર્યું. તહેશીલદારની આંખમાં આગ હતી. મોઢું પહોળું થઈ ગયું. હોઠ પર લાળ ઝરતી હતી. દાંત કચકચ થતા હતા, મેરી એને જોયાં કરે છે, મોઢામાં ફેરફાર થયો. જાનવર જેવું મોઢું થઈ ગયું.

"હવે મને લે"

મેરીએ હસતાં હસતાં એને ભોંય પર સુવાડ્યો. તહેશીલદાર હસે છે. મેરીએ છરી ઊંચકી નીચી કરી. ઊંચકી, નીચી કરી.

લાખો ચન્દ્ર ઊગ્યા. મેરી ઊઠીને ઊભી થઈ. લોહી ? સાડી પર ? ચોળી પર ? નાળામાં ધોઈ કાઢશે. ઝડપથી કુશળતાથી તહેશીલદારના ગજવામાંથી પાકીટ લીધું. ખૂબ રૂપિયા હતા. રૂપિયા જ રૂપિયા. સાડીનો છેડો કાઢીને પોતાના રૂપિયા જોડે પાકીટમાનાં રૂપિયા મૂકી છેડાની ગાંઠ વાળી પાછો છેડો કમરમાં ખોસી દીધો,

તે પછી તહેશીલદારને ખાડામાં ગબડાવ્યો. પછી એનું પાકીટ, સિગારેટ, રૂમાલ

# સાંજ સવારની મા

વૈશાખના ધોમ તડકામાં શરીર દાઝતું હતું, ત્યારે સાધન કંદોરીની મા જટિ ઠાકુરાણી મરી ગઈ.

મરતાં પહેલાં જટિ ઠાકુરાણીનું પેટ તથા ગળું ફૂલીને ઢોલ જેવાં થઈ ગયાં હતાં. વાંસની ખાટલી બાંધી સાધન કોંદારીની માને હોસ્પીટલમાં લઈ જવામાં આવી હતી.

"મને હોસ્પીટલમાં ન લઈ જઈશ સાધન. હોસ્પીટલમાં ડોમ નાડીઓને ખેંચીને તોડી નાખે છે બાપ."

"ડૉક્ટરેં હોસ્પીટલમાં લઈ જવા કહ્યું છે."

"તો દીકરા સાધન! ડોમની પાસે મારી નાડીઓ કપાવીશ નહિ."

"નાડી કોઈ કાપે નહિ મા."

"કાપે બાપ, કાપે. ખેંચી કાઢે. તને શી ખબર ? તું તો હજી દૂધ પીતું બચ્ચું છે. ડોમ નાડી તોડે આંતરડાં ખેંચી કાઢે, ડૉક્ટરો બાટલીમાં આંતરડાને રાખી મૂકે બાપ!"

"શા માટે મા ?"

"તને શી ખબર બાપ ? તું તો ધાવણા બાળક જેવો છે. આ મનુષ્ય શરીર આ કળિકાળમાં બાળવા માટે કે દાટવા માટે નથી. સમજ્યો ?"

"અરે! તું શી વાત કરે છે ?"

"સાચી વાત કરું છું બાપ. સગુંવહાલું મરી જાય તો એને સમાજ નહિ પણ ગીધડાં ઉઠાવી જાય."

શું કહે છે ? "શું ?"

"ડૉક્ટર, વૈદ, ડોમ, દાયણ બધાની નજર ગીધડાં જેવી હોય છે."

"મા!"

"ચીરફાડ કરીને જુએ. જ્યાં સુધી અણઓળખાયેલી લાશ ન મળે ત્યાં સુધી એ લોકો દર્દીનાં અંગોના ભાગ વહેંચે. ડોમ નાડી, આંતરડાં ડૉક્ટરને આપે. ધાઈ કપડાંલત્તાં લઈ જાય. ડોમ મડદાને સડવા દઈને હાડકાં વેચીને પૈસા બનાવે."

"ધત્તારિ! હું ક્યારેય એવું થવા દઉં ?"

"ન થવા દેતો બાપ. હું તારી સવાર-સાંજની મા છું. તું મને હોસ્પીટલમાં મરવા દઈશ નહિ."

"ડૂબી મર મા."

સાધન કંદોરીએ માને ધમકાવી. એક દિવસ જટિ ઠાકુરાણીએ એને પેટમાં

સમાવ્યો હતો. એ લોકની જાત બહુ પ્રાચીન હતી. એ જરા વ્યાધના વંશજો હતાં. એના સંપ્રદાયનું નામ પંખીમારુ સંપ્રદાય હતું. એ વંશની છોકરી જટેશ્વરીએ સાધનને પેટમાં દસ મહિના રાખી પછી જન્માવ્યો હતો.

શી રીતે સગર્ભા મા સાંજ સવારની મા બની ગઈ એ એક આશ્ચર્યજનક ઘટના છે. સાધન દોઢ વર્ષનો હતો, ત્યારથી જટેશ્વરી ઉપર દેવોએ વર્ચસ્વ જમાવ્યું હતું. ત્યારથી જટિ દિવસના જટિ ઠાકુરાણી. સૂર્ય ઊગે ત્યારથી સૂર્ય આથમે ત્યાં સુધી ઠાકુરાણીને કોઈ મા-વહુ-બેન માને તેનો નિષેધ હતો. એ સંબંધ વિચારાય પણ નહિ અને એવા સંબંધથી એને બોલાવાય પણ નહિ. સાધનને જટિએ નિષેધ કર્યો હતો.

"મા કહીને બોલાવીશ નહિ બાપ, મારા બાપ."

"ક્યારેય નહિ ?"

"ના. બાપ. ખૂબ વહેલી સવારે સૂર્ય ઊગે તે પહેલાં"

મા કહીને બોલાવી શકે. સૂર્ય આથમ્યા પછી મા કહીને બોલાવજે.

"ફક્ત સવારે અને સાંજે, ત્યારે જ મા કહીને બોલાવાય, ખરું ?"

"હા. બાપા."

"સાંજે અને સવારે તું મા. અને દિવસે તું ઠાકુરાણી ?"

"હા. બાપા. હું તારી સાંજે સવારે મા."

આ સાંજસવારની મા જટેશ્વરી શી રીતે જાદવપુરમાં આવી, અને છોકરાને રીક્ષા અપાવી - એ બહુ લાંબી વાત છે. સાધન કોંદારીને મા સિવાય બીજા કશાયની જાણ નહોતી. સાધન અણસમજુ હતો. ત્રીસ વર્ષની વયે પણ એની બુદ્ધિ અપરિપક્વ હતી. પાડાની જેમ શરીરમાં મેદના ભરાવા સિવાય બીજું કશું નહોતું. લાલ જબાફૂલની પાંદડી જેવું હૃદય, સાપના જેવી લપસણી નાડી, સવારનાં તાજાં ફૂલો જેવો કુસુમકોમલ જીવકોષ, કશું એના શરીરમાં નહોતું. ફક્ત મેદ જ મેદ હતો. અને હતી ભૂખ. ફક્ત ખાવાનું આપવાની લાલચ આપીને એના શેઠની વહુ એની પાસે લાકડાં ફડાવે, ટ્યૂબવેલમાંથી પાણી ખેંચાવે, ને મણ મણ કોયલા ભંગાવે. શેઠની યુવાન પત્ની ઘૂમટો તાણતી.

"શેઠાણીની તરફ જોયા ન કરતો સાધન."

"ના, મા."

"જ્યારે પણ એની તરફ જુએ તો એ તારી મા હોય એવી નજરથી જોજે."

"હા, મા."

મા જે કંઈ કહે તેની સાધન હા પાડતો. મા એનું જગત એનો સંસાર, મા એની ચાંદો અને સૂરજ. એ મા તાવથી, સંગ્રહણીથી, કમળાથી, કફથી પીડાઈ પીડાઈને ફૂલી ગઈ, ત્યારે સાધને શેઠને કહ્યું, "રૂપિયા આપો સાહેબ મને રૂપિયા આપો."

"શા માટે સાધન ?"

"મારી મા મરવા પડી છે શેઠ."

"શી માંદગી છે ?"

"બહુ ગંભીર માંદગી છે. દિવસે એને આકાશમાં તારા દેખાય છે, મીઠું ખાઈને કહે છે, કે પતાસું ખાધું આજે બપોરે મને કહે મને મા કહીને બોલાવ સાધન !

"તો તેં મા કહીને બોલાવી ?"

"હા. શેઠ. ડૉક્ટરને બોલાવવા છે. રૂપિયા આપો."

સાધન કંદોરીના શેઠે એને દશ રૂપિયા આપીને કહ્યું "માની ચિકિત્સા કરાવ સાધન ! એ દેવી હોય તોયે સગર્ભા છે."

"મારી મા મનુષ્ય નથી શેઠ. મા ઠાકુરાણી છે."

"તું ડૉક્ટરને બોલાવ."

અનાદિ ડૉક્ટર જેની ચિકિત્સા કરે તે મરી જાય એમ કહીને કોલોનીના લોકોએ એને મારીને ભગાડી મૂક્યો હતો. અનાદિ ડૉક્ટરે હમણાં રેલ્વેની પેલી પાર નહેરને કિનારે દવાખાનું ખોલ્યું હતું. એની પ્રેકટીસ ધમધોકાર ચાલતી હતી. હમણાં હમણાં અનેક જખમોથી લોહી નીંગળતી લાશને ખૂબ મોટી રકમ લઈને, "હૃદયના હુમલાથી મરી ગયો" એવું સર્ટિફિકેટ આપી સ્મશાનમાં મોકલી હતી. સ્મશાનના લોકોને પણ આજકાલ પૈસા આપીને ખરીદવાની સગવડ હતી.

અનાદિ ડૉક્ટર ખૂબ કમાશે એવી આગાહી જટિ ઠાકુરાણીએ કરી હતી. કદાચ તેથી જ કદાચ ઘણાં ગર્ભમાંનાં બાળકોની હત્યા, ગર્ભપાત, ખોટાં પ્રમાણપત્રો, એ બધાં પાપોના ડરને લીધે, બ્રાહ્મણ અનાદિ ડૉક્ટર જટિ ઠાકુરાણીના ચરણસ્પર્શ કરતો, અને તેલ, નાળિયેર, ચોખા, મીઠું આપીને પ્રણામ કરતો.

તેથી અનાદિ ડૉક્ટર તાબડતોબ જટિ ઠાકુરાણીને તપાસવા ગયો. જટિના ઓરડામાં ભયંકર દુર્ગંધ આવતી હતી. એક મોટા ઢોલિયા પર મેલી લાલ સાડીમાં જટિ ઠાકુરાણી પરીકથાની રાક્ષસીની જેમ ચત્તી પડેલી હતી. ફૂલીને પેટ ઊંચું થઈ ગયું હતું. હાથપગ પસારેલા હતા. જટિ ઠાકુરાણીની આંખમાં ફક્ત આશ્ચર્ય, અતીન્દ્રિય દ્રષ્ટિ હતાં. પાણી ઝરતી લાલ આંખોની દૃષ્ટિ આટલી સુંદર હોઈ શકે તે ડોકટર અનાદિ જાણતો નહોતો.

અનાદિ ડૉક્ટરના ટેબલ પર વચમાં વચમાં જે યુવતીઓ અસહ્ય પીડાથી સૂતી હોય, તેમની આંખો કરતાં પણ જટિ ઠાકુરાણીની આંખો સુંદર હતી. આવનારા મૃત્યુ સિવાય બીજું કોઈ આટલી સુંદરતાથી માણસની આંખો રંગી શકે નહિ. અનાદિ થંભી ગયો. નાડી જોઈ, પેટ જોયું એની આંખો છલકાઈ અહા ! જટિ ઠાકુરાણી પાસે એ વર્ષમાં બેએક વાર એનાં પાપ ધોવા આવતો.

"મા. પાપ થઈ ગયું મા !"

દિવસ દરમ્યાન કોઈ જટિને મા કહીને બોલાવતું નહિ. ઠાકુરાણી કહીને એને સંબોધવી પડતી. અનાદિ રાતના અંધારામાં મોઢું સંતાડીને આવતો.

"શું પાપ. મારા બાપ ! શું પાપ ?"

"છોકરી મરી ગઈ, મા."

જટિ ઠાકુરાણી નિસાસો નાંખતા કહેતી, "તું મહાપાપી છે. તેને શું ખબર એના આત્માને લઈને જમદૂતો વચ્ચે મારામારી થશે. મહાપાપ કરીને તેં બાપનું મોઢુ કાળુ કર્યું, તું ભદ્ર લોકનો છોકરો છે. તું આવાં કામો કરે?"

"હવે શું થશે મા?"

"એ આ લે બાપ! ગોખરુ સાપના ગળાના હાડકાનું આ માદળિયું છે. ઓશિકાંની નીચે રાખીને પછી સૂજે. અને રોજ સાંજે એને ગંગાજળથી ધોજે. સમજ્યો?"

અનાદિઓ જેવા પાપીઓને માટે, પ્રસૂતિગૃહમાં મરેલાં છોકરાંઓના નખ, ગોખરુ સાપના ગળાંના હાંડકાં, ધનેશ પંખીનું તેલ એ બધું કોણ સંઘરે? પૈસા નહિ, કશી ચીજવસ્તુ નહિ, પણ ફક્ત એક પાલિ ચોખા, જટિ ઠાકુરાણી લેતી. સાંજ પડતાં સાધનની મા ઠાકુરાણી બની જતી. ઠાકુરાણી થઈને જે ચોખા મળતા મા થઈને એનો ભાત રાંધીને પોતાના ખાઉધરા છોકરાને ખવડાવી.

હવે અનાદિ શું કરશે? એની કોઈ સાચવણી કરશે? દુઃખથી અનાદિની આંખમાં પાણી આવી ગયાં. અનાદિએ કહ્યું, "સાધના હોસ્પીટલમાં એને દાખલ કરાવ. ઠાકુરાણીનું વ્યાધિ મને સહેલાઈથી સમજાતું નથી."

અનાદિએ રૂપિયા આપ્યા, ને કહ્યું, "ટેક્ષીમાં લઈ જજે." સાધનનો પ્રાણ તો ભયથી ઊડી ગયો. પૈસા લઈને એ સીધો મિઠાઈની દુકાને ગયો. મનના દુઃખથી એણે પતાસાં, ગજક, રેવડી ખરીદી, દુકાનમાં બેસીને જ ખાઈ લીધાં. પછી લોટો ભરીને પાણી પીધું. ટેક્ષી ડ્રાઈવરે જટિને લીધી નહિ. કહ્યું, "મુર્દા હૈ, ગાડી મેં મર જાયગા."

ત્યારે સાધનના શેઠે વાંસના ઝાડોમાંથી વાંસ અપાવ્યાં. ખાટલી તૈયાર કરીને જટિ ઠાકુરાણીને સાધન બાંગુર હોસ્પીટલમાં લઈ ગયો.

હોસ્પીટલ અજાણી જગ્યા હતી. આવું મોટું મકાન, કેટલાય ઓરડા, સેંકડો માણસો, સાધને કહ્યું, "ભાઈ બલરામ! ડરથી મારી નસેનસ તૂટતી હોય એવું લાગે છે. આ હોસ્પીટલમાં તો કેટલાંય બારણાં છે કયા બારણાંમાંથી કયે રસ્તે ઠાકુરાણીને લઈ જાઉં તે મને કહે."

"તને એક ઈન્દ્રિયનું જ જ્ઞાન છે. સાધન!"

બલરામ, જગદીશ અને ઉદ્ધવ ડૉક્ટરને બોલાવી લાવ્યા. જટિ ઠાકુરાણીને એ લોકો દાખલ કરાવશે જ. ભલેને ડૉક્ટરે કહ્યું, "ડોસી હમણાં જ મરી જશે." સાધન તો ડૂસકે ડૂસકે રડવા માંડ્યા, "ઠાકુરાણીને જીવાડો. ઠાકુરાણી વિના મારા જગતમાં અંધારું છે. અહા! ઠાકુરાણી સાંજ પડતાં મારી મા બની જતી. મારે માથે પળિયાં આવ્યાં, તો પણ મને કેટલાં લાડ કરે. ઠાકુરાણી? પોતે ન ખાય ને મને ખવડાવે."

"તું શું કહે છે? મને તો કંઈ સમજાતું નથી."

"ડૉક્ટર બાબુ!"

સાધન માથું કાપેલા બલિના પાડાની જેમ માટીમાં પડીને છટફટ કરવા લાગ્યો.

બલરામ આ કુતઘાટમાં પરણ્યો હતો. એ કોલોનીનો માણસ હતો. ભદ્રલોક જોઈને એને બીક લાગતી નહોતી. જેટલો સમય બલરામ ગરીબ હતો, તેટલો સમય ભદ્રલોકને જોઈને એને ક્રોધ ઉપજતો નહિ, તે વખતે પણ એના શરીરમાં ધલેશ્વરી નદીની શીતળતા, અને સ્વભાવે અનાજના ખેતરની વિશાળતા હતી.

હવે તો કોલોનીમાં એનું ઘર હતું, પોતાની રીક્ષા હતી, અને બારાકપુરમાં ડાંગરની ખેતી કર્યા પછી બલરામ બદલાઈ ગયો હતો. ભદ્રલોકને જોતાં, નમ્ર વર્તન જોતાં, મીઠી વાતો સાંભળતાં એને ઘૃણા ઊપજતી. બલરામ જાણતો હતો, કે હમણાંનો એનો બંગલો બાપના વારસામાં નથી મળ્યો, પણ પરસેવો પાડીને માથું ઊંચું રાખીને કામ કરીને મળ્યો છે.

બલરામ આગળ આવ્યો. એણે જરા કડક અવાજે કહ્યું, "એ સામાન્ય માણસ નથી સમજ્યા. એ દેવાંશી સ્ત્રી છે. અમે એને માનીએ છીએ, ધર્મપૂજામાં એને છાબડી ભરીને ફૂલોથી પૂજીએ છીએ. જગ્યા હોય તો એને દાખલ કરી દો ને સાહેબ! જગ્યા અમારી નથી, તમારીયે નથી. સર્વસાધારણની છે તેથી જ ને ?"

છેવટે જટિ ઠાકુરાણીને દાખલ કરવામાં આવી.

સાધનની રોકકળ જોઈને ડૉકટરને અકળામણ થતી હતી. એને શરમ આવતી હતી. આવા મોટા જુવાન છોકરાને માને માટે આવું આક્રંદ કરતાં એણે હજી સુધી ક્યાંય જોયો નહોતો.

"ઠાકુરાણી જીવશે તો ખરી ને ?"

"જોઉં છું. સાધન ! ભાંગી પડીશ નહિ."

"એને કયો રોગ થયો છે સાહેબ ! ? એ માણસ નથી. એ દેવી છે. રોગ એની પાસે આવતાં ડરે."

"એ તો ખરું."

"સાહેબ ! એ દિવસના ઠાકુરાણી બને. સાંજે સવારે મારી મા હોય. ગંગાજળમાં નાહ્યા પછી, કપડાં પહેરે એટલે એ ઠાકુરાણી. એ વખતે બધાની જેમ હું પણ એને દેવી માનું."

"એમ કે ?"

"પણ મા કહેવા માટે મારી જીભ છટફટ કરતી હોય છે, તેથી જ્યારે સાંજ પડે છે, ત્યારે હું એના ખોળામાં માથું રાખી મા, મા, કહીને મારું હૃદય ટાઢું કરું."

ડૉકટરે આશ્ચર્યચકિત થઈને સાધનને જોયા કર્યો. નર્સે હસતાં હસતાં કહ્યું, "તમારું આવું મોટું માથું એના ખોળામાં મૂકો ?" સાધને ગંભીર અંતવૃત્તિથી કહ્યું, "માથું મૂકું, મા કહીને બોલાવું, તે પછી હું કેટલુંય વ્હાલ કરું. દિવસે એના ઘણા ભક્તો હોય, પણ એ વખતે મારા સિવાય એની પાસે કોઈ હોતું નથી."

"તારી મા દિવસે શું ખાય ?"

"મને શું ખબર સાહેબ ! ચા પીતી હશે, ગાંજો પીતી હશે, ને ગંગાજળ પીતી હશે. દેવાંશી શરીરને કંઈ ભાતદાળ થોડાં જોઈએ ?"

"સાંજે ?"

"ભાત રાંધે મને આપે. પોતે થોડો અમસ્તો ખાય, કૂમળા છોકરા જેટલું ખાય."

"એથી જ રોગ થયો સાધન."

"તો એનો ઈલાજ નથી ? રોગ શું દેવાંશી શરીરને સ્પર્શે ? મને લાગે છે, કે કોઈએ એને ઝેર પાયલું તીર માર્યું છે."

"અમે જોઈએ, શું કરી શકાય તે."

"ડૉક્ટર બાબુ !"

"બોલ."

સાધને ભોંય પર પગ ઠોકીને કહ્યું, "તમારે ઘેર તો લક્ષ્મી જેવી ગાય હશે. ભાતનો પહાડ હશે. દાળનો દરિયો હશે. તો એના ભાગના દાળભાત મને ન આપી શકો, ? એ તો ખાતી નથી."

"એવું ન કરાય સાધન."

ડૉક્ટરે વિસ્મયથી સાધન તરફ જોયા જ કર્યું. માણસના શરીરમાં પશુ જેવી સરળ પ્રવૃત્તિ આ પહેલાં ડૉક્ટરે ક્યારેય જોઈ નહોતી.

પણ જટિ ઠાકુરાણીની ચિકિત્સા થઈ નહિ. "એને શું થયું છે કહોને ડૉક્ટર" એમ કહી કહીને સાધને ડૉક્ટરનું માથું ભમાવી નાંખ્યું.

ડૉક્ટર શું કહે ? જટિ ઠાકુરાણીને એમણે "ગ્લુકોઝ" આપ્યો, સેલાઈન આપ્યું. ગળાની નળી સૂકાઈ ગઈ હતી તેથી નળીથી ખવાડવાની કોશિષ કરી. સારવારમાં કશું બાકી ન રાખ્યું.

જટિ ઠાકુરાણીના રોગમાં કશો સુધારો થયો નહિ. વચમાં વચમાં જ્યારે એને ભાન આવે, ત્યારે એ કહે," મને હોસ્પિટલમાં રાખો નહિ મારા બાપ ! મારા સાધન બાપ ! આ ડૉક્ટરો મારી નાડી તોડશે, ડોમ મારા હાડકાં વેચશે. મને ઘેર લઈ જાઓ."

ત્રણ દિવસ પછી ડૉક્ટર જટિના રોગને પકડી શક્યા. જટિનો રોગ બહુ ચેપી હતો. આજે પણ ભારતભૂમિમાં એની કશી ચિકિત્સા થઈ શકી નથી. એ રોગનું નામ અનાહાર છે. પોતે ભૂખી રહીને ખાઉધરા સાધનને ખવડાવી જટિ ઠાકુરાણીની નાડી સૂકાઈ ગઈ હતી.

"આ દેવરોગ છે સાધન. એની ચિકિત્સા કરવાનું અમે જાણતા નથી. ડૉક્ટરે જરા મજાક કરી.

"તો લઈ જાઉં ?"

"લઈ જા."

જટિ ઠાકુરાણીએ પણ આંખ ખોલીને કહ્યું, "અરે, મેરમુઆ, મૂરખ સાધન ! મારો જન્મવૃત્તાંત તને ખબર નથી. તને ખબર નથી, કે હું કયા સમાજની છોકરી છું, મને ઘેર લઈ જાઓ. ત્યાં હું શરીર ધોડીશ." જટિને ઘરની પાસે લીમડાના ઝાડની છાયામાં સૂવડાવી.

"લીમડાના ઝાડની છાયા સારી સાધન. આપણે પાંચ જણ છીએ. તું જઈને એની પાસે બેસ."

બલરામના કહેવાથી સાધન જટિની પાસે જઈને બેઠો.

"કોઈ બ્રાહ્મણને બોલાવ."

"છે બ્રાહ્મણ છે."

"કોણ ?"

અનાદિ ડૉક્ટર જટિ ઠાકુરાણી પાસે બેઠો, સાધન મૂંઝાયો.

"કંઈ વાત કરો. એ મારી સવાર સાંજની મા છે."

"કરીશ."

જટિને આખરી સમયે ચેતન પાછું શરીરમાં આવ્યું હતું.

"બોલ."

"તારો બાપ કંદોરી, તે જાતે વેદિયા. જંગલમાં ઘૂમ્યા કરે, અને પાટી વણે."

"તમે ?"

"હું ?"

એ સમયે આકાશમાં સૂર્ય દૃશ્યમાન હતો. દસ વાગ્યા હતા. જટિ જ્યારે સાજી હતી, ત્યારે એ વખતે એ ઠાકુરાની થઈને બેસી રહેતી. લોકો આવીને એની પૂજા કરતા. હવે સાધનની તીવ્ર ઈચ્છા હતી, કે જટિ મા બની જાય. ને કહે, "સાધન ! મારી પાસે આવ."

જટિને પણ સાધનને પાસે બોલાવવાની ઈચ્છા થઈ. એને કહે, " ઓ સાધન ! પાસે આવ."

જટિ એમ કહી શકત. જટિએ એમ કહ્યું નહિ, અત્યારે એની ચારે બાજુ કેટલા ભક્તો હતા. કેટલાં બધાં માણસો હતાં ! એ લોકો એની પાસે આવતા, એને વંદન કરતા, એનું સન્માન કરતા, એ લોકો તો આખું વર્ષ નિત્ય ચોખા પૂરા પાડીને સાધનને જીવાડતા, એક દિવસ પોતાની ઈચ્છાથી જટિ ઠાકુરાણી થઈ હતી. આજે એને ઠાકુરાણી રૂપે જ મરવાનું છે.

"તમે કોણ છો ?"

સાધને ભક્તિપૂર્વક પૂછ્યું, મા કોણ છે ? જટિ કોણ છે ? સાધનના પિતા જો કંદોરી હોય, તો શું જટિ બીજા સમાજની છોકરી હતી ? સાધન, બલરામ, જગદીશ બધા પાસે જઈને બેઠા.

"તમે નીચી જાતના નથી બાપા ! તમે ઊંચી જાતના છો. બહુ ઊંચી જાતના."

"તમે ?"

"અમારો વૃત્તાંત બહુ અચરજ પમાડે એવો છે. મારા આદિપુરુષ એ જરા વ્યાધ, તમને એના નામની ખબર છે."

"જરા વ્યાધ ?"

"અમે કહીએ જરા વ્યાધ. મારી જીભમાં તમારા જેવો સાદ નથી ડૉક્ટર."

"ઘોર વિકાર."

અનાદિ ડૉક્ટર બીતાં બીતાં કહ્યું, "આવા વિકારવાળી રોગીને હોસ્પીટલે રજા કેમ આપી ? જરા વ્યાધ તો મહાભારત જેટલો જ પ્રાચીન છે. એની વાત."

"વિકાર નથી ડૉક્ટર. મા વાત સાચી છે કે જૂઠી તે કહી શકીશ. સાંભળ્યું છે...."

જટિએ એક અચરજ પમાડે એવી વાત કહી.

"કયા દેશમાં ગયા, જ્યાં સાગર હતો, જ્યાં હતી દ્વારકાપુરી. જરા વ્યાધે તે દેશમાં કૃષ્ણને બાણ માર્યું."

"કોને ?"

"કૃષ્ણને. ગ્રંથ વાંચ્યો નથી ?"

બધાને ખબર છે."

"એ તો પાપોનો રાજા. મહાપાપ. ભગવાનને બાણ માર્યું એના જેવું બીજું મોટું પાપ ક્યું હોય ? તે પછી જારાના વંશજો એ દેશ છોડીને આ દેશમાં આવ્યા."

"ક્યાં ?"

"હિજલી - કાથી - તામલુક - મેદિનીપુર."

"તે પછી ?"

"અમારો સમાજ બહુ નાનો હતો. અમે - મસાણમાં ઘૂમીએ, સાપ પકડીએ, મસાણનાં લોટામાંથી પાણી પીએ."

"છિઃ"

"અમે પંખી પકડીએ તેથી અમને પંખીમારા કહે."

"પંખીમારા કઈ જાત ? એ નામ ક્યાંય સાંભળ્યું નથી."

"અમને આમ સમાજમાં સ્વીકારતા નથી. પણ મારા મનમાં સાધનનો બાપ વસી ગયો. સમાજમાં અમારી વાતો થવા લાગી. તેથી અમે ભાગીને "સાંગા" કર્યાં.

જટિ સ્પષ્ટ વાત કરી શકી નહિ. પહેલા લગ્નને લગ્ન કહેતાં. બીજા લગ્નને સાંગા કહેતાં, પંખીમારાના ધર્મ પ્રમાણે જન્મતાંવેંત જ દરેક છોકરીનાં દેવની જોડે લગ્ન કરવામાં આવતાં, પહેલા દેવને પાણી અને નારિયેળ ચઢાવીને પછી એ પતિનું ઘર માંડવા આવતી.

"તે પછી ઘણા ઘણા દિવસ પછી હું ઠાકુરાણી થઈ. મારી પર સાંજે સવારે દેવોની જકડ હોય છે."

"જટિ ઠાકુરાણી. પાણી પીશે પાણી ?"

"ના બાપ. હવે હું ખૂબ આનંદથી સ્વર્ગમાં જઈશ પણ સાધન -" જટિને અટકળી આવી.

"શું ? મને તું શું કહે છે ?"

"હું ઠાકુરાણી થઈ ગઈ, જો માથા પર સૂર્ય છે."

"હમણાં દિવસ છે."

"તારી મા નહિ સાધન ઠાકુરાણી સ્વર્ગે જાય છે, તારે ઘણું ઘણું દાન કરવું પડશે."

"શું આપવું પડશે ?"

બધાના મનમાં ઘણું કૂતુહલ હતું. સાધનની આંગણની જમીનમાં આડોશીપાડોશીની ઘણી ભીડ હતી. જાણે કોઈ અંત્યંજ, ગરીબ, હતભાગિની મરતી નહોતી, જાણે કોઈ મહાન મૂલ્યવાન માણસ મરી જતું હોય. તેથી આટલી ભીડ હોય. બધા શાંત થઈ ગયા. નિસાસાથી વાતાવરણ ભરાઈ ગયું. એની અંતિમ ક્ષણમાં જટિ શું માગશે ?

"સાંજે મરી હોત તો સંતાન વિનાની મરી હોત. તારે કાણી કોડી પણ આપવી ન પડત. હવે તારે મને હાથી આપવો પડશે. શ્રાદ્ધમાં હાથી આપજે."

"શું આંચકી લીધું ?"

શોક અને દુઃખથી ગાંડા જેવો, પ્રસંગની અસ્વાભાવિક્તાને લીધે હતબુદ્ધિ, સાધને કહ્યું, "બધા સાંભળો ! એના શ્રાદ્ધમાં હાથી દાનમાં આપીશ."

"ઘો.....ઘો.....ઘો.....ઘોડો આપજે."

"આપીશ."

"અન્ન વસ્તુ, સોનું, રૂપું, આપશે ?"

"આપીશ."

સાધને ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડવા માંડ્યું, "બધું આપીશ. તું મરીને મને છોડી ન જતી. મારું કોઈ નથી."

"તારીવ.....વ.....વ.."

જટિના ગળામાં વાત અટકી ગઈ, સાધનની જે વહુ પિયર ભાગી ગઈ હતી તેને પાછી લાવવાની વાત જટિ કહી શકી નહિ, તે પહેલાં જ એનું માથું ઢળી પડ્યું."

કોરી સાડીમાં લપેટી. ફૂલ ચંદન લગાવી, ઢોલ નગારાં વગાડતાં વગાડતાં ઠાકુરાનીને અંતિમ ક્રિયા માટે લઈ જવામાં આવી. બધો ખર્ચ અનાદિ ડોક્ટરે આપ્યો. જટિના મોઢા તરફ ધારી ધારીને જોતાં અનાદિ ડોક્ટરને શરૂઆતમાં લાગ્યું ઠીક છે. હવે રોજ ચોખા મોકલવાની જવાબદારીમાંથી છૂટ્યો. ચોખાના ભાવ જ્યારે આસમાને ચઢ્યા હતા, ત્યારે પણ અનાદિ જટિ ઠાકુરાનીને ચોખા આપીને પ્રણામ કરવા જતો. અનાદિની વહુ બહુ ગુસ્સે થતી, કહેતી, "દેવાંશી ખરી, પણ ભક્તને કષ્ટ થાય છે, તે કેમ નહિ સમજતી હોય !"

અનાદિને ઘણું દુઃખ થયું. બલરામના હાથમાં રૂપિયા મુકીને અનાદિએ કહ્યું," તારે જેટલા પૈસા ખાવા હોય તે ખાજે, પણ ઠકુરાનીને ચંદનનાં લાકડાંની ચિતામાં બાળવાની છે. હા, લાકડાં સૂકાં લેજે, ફૂલ ચઢાવજે, પૈસા વેરજે, ધાણી વેરજે, તારા બનેવી તો આ કામ કરતા હતા." જટિનું મૃત્યુ બલરામની આગળ એક અલૌકિક ઘટના હતી. મૃત્યુ વખતે ઘોર વિકારથી, તાવથી ધગતા માથામાંથી જે કંઈ મુખવાટે જટિ બોલી તે

બલરામને માટે દૈવવાણી જેવું બની ગયું. તેથી તે બલરામે કહ્યું. "નહિ થઈ શક્યું તો મારું માથું વાઢીશ."

ક્યારેક બલરામ આવી વાત કરતો, આપ કહ્યું ત્યાં એનો બનેવી આવીને હાજર થયો. એનું નામ સદાનંદ હતું. એનો સ્વભાવ પણ એના નામને સાર્થક કરતો હતો. એ સરકારી ઓફિસમાં પટાવાળો હતો.

"નોકરીને ગોળી માર. કેઝ્યુઅલ લીવ નથી? કમાણી કર્યા વગર સરકારી ઓફિસમાં કામ થઈ શકે નહિ".

એમ કહીને એણે કમર પર ટુવાલ વીંટાળ્યો. માથાના વાળ ગાંઠ્યા, કાગળની વનમાળા પહેરી. સદાનંદ અને એના સાથીઓ રામનામ બોલતા બોલતા જટિ ઠાકુરાનીના દેહને સ્મશાનમાં લઈ ગયા.

## બે

સાધનની સાંજ સવારની મા શી રીતે માનવીમાંથી દેવી બની એ ઘણી આશ્ચર્ય ઉપજાવે એવી વાત છે.

લોકો મેદિની પુરના પંખી મારુ હતા. એ રખડુ હતા. એ લોકો કહેતા કે એ જરા વ્યાધના વંશજ છે. ઈશ્વરની હત્યા કરી હતી. તેથી તેઓ અભિશપ્ત હતા. દૂર દૂરની દ્વારકાથી એમને ભાગીને આવવું પડ્યું હતું.

એ ઘર વસાવી શકતા ન હોતા. એ લોકો પંખી પકડતા, ને પંખી વેચતા, મસાણમાં ઝાડ પર રસોઈની હાંડલી ટાંગે, ને ત્યાં જ સંસાર માંડે, શબશય્યા પર એમનાં વરવહુ સૂઈ જાય, પ્રેમ કરે. ચિતાની આગ જોઈને એમના મનમાં દેહતત્વ જાગે નહિ. મા છોકરાને લાડ લડાવે, પતિ પત્ની જોડે બેસીને ગીત ગાય.

મેદિનીપુરમાં મીઠાના અગરમાં, કાજુ બદામના બગીચામાં દક્ષિણ ભારતના એવા અનેક લોકો આવે, જાય અને કામ કરે.

એમના સમાજની બહાર લગ્ન થાય નહિ. પણ જટિ અત્યંત રૂપાળી હતી. તામ્રવર્ણી, ભૂરી આંખો, કાપેલા વાળ. વાળનો અંબોડો વાળી જટિ તેની પર લાલ પથ્થરની વેણી પહેરે. નદીના પાણીમાં પોતાની છબી જોઈને જટિ ખૂબને આનંદ થતો. ઘેરા ભૂરા રંગની સાડી પહેરી, એ પોતાનું શરીર સજાવતી.

શિયાળામાં તે વખતે જટિના કુટુંબીજનો ત્યારે સુવર્ણરેખાને કિનારે હતાં. કિનારા પરની રેતીમાં તે વખતે પ્રવાસી પંખીઓની ભીડ હતી. શરવનમાં જાળ બિછાવીને જટિ સિસકારા બોલાવતી પંખીને પકડતી.

ત્યાં જ એક વાર ઉત્સવની જોડે એનો મેળાપ થયો. ઉત્સવ જાતનો કન્દોરી હતો. એ જાત પાટી વણવાતો ધંધો કરતી. એ વખતે ઉત્સવ ત્રીસ વર્ષનો હતો. ઠીંગણો, ભરાવદાર શરીર, મજબૂત, શ્યામળો, ખભા સુધી એના માથાના વાળ લટકતા, ઉત્સવ ગીત રચતો ને ગાતો. જટિને જોઈને એણે ગીત રચ્યું હતું.

"ઓ ભૂરી સાડીવાળી છોકરી.

ધારીધારીને જો.

તને જોઈને સળગે છે મારો પ્રાણ."

જટિના હાથમાં ત્યારે જાળમાં પકડાયેલું નીલકંઠ પંખી છટફટ કરતું હતું.

જટિ એની સામે આવીને ઉભી હતી. એણે વચમાંથી જ કહ્યું, "પ્રાણ ભડકે બળે છે. ગીત ગાઈને મારા પકડાયેલા પંખીને ઉડાડી દીધું."

"એ પંખી પકડી શું મળે સખી !

મારું પ્રાણપંખી

લાવીને ધરી દઈશ તારાં ચરણોમાં.

હા, તારે માટે ભડકે બળે છે મારા પ્રાણ."

ઉત્સવ ગાતો હતો.

એને ખૂબ મઝા પડતી હતી. એના સમાજની સ્ત્રીઓ તો આવી વન્ય હોતી નથી. આમ નજર ટકરાવે નહિ. છોકરીની આંખો, હોઠ, નાક જાણે પથ્થરમાંથી કંડાર્યાં હોય એવાં હતાં.

"બદમાશ !"

જટિએ ગાળ દઈને જવા માંડ્યું. ઉત્સવે કૂદકો મારીને આવીને એનો હાથ પકડ્યો.

"તેં મને ગાળ શા માટે દીધી ?"

"તેં ગીત શા માટે ગાયું ? મારા પંખીને ઉડાડી મૂક્યું". ઉત્સવ હો હો કરતો હસી પડ્યો. ત્યાર પછી હાથમાંથી જાળ આંચકી નીલકંઠ પંખીને છૂટું મૂક્યું. ગુસ્સે થયેલી, હેબતાઈ ગયેલી જટિ ઉપર જાળ ફેંકીને એણે કહ્યું, "તું જ મારું પંખી છે. તું ભાગશે? તું મારી પ્રાણપંખી છે." જટિએ રડવા માંડ્યું. તે પછી જાળ ફેંકીને એ ચાલી ગઈ હતી. ઉત્સવનું હાસ્ય જ એને જાણે ભગાડી મૂકતું હતું.

બીજે દિવસે ઉત્સવ એના ડેરા પર જઈ પહોંચ્યો. જટિની દાદીને એણે કહ્યું. "મને જરા દવા આપો તો. જંગલમાં ભટકવાનું, એથી મારી છાતીમાં દુઃખે છે. તમે લોકો તો ગુણવાન છો. દવાનો કારોબાર કરો છો. તો થોડી દવા આપો".

જટિએ વચ્ચે જ ફાંસ મારતાં કહ્યું, "એ નહેર ભરી દેવાવાળાને પેટ દુઃખવાની દવા આપો. એણે મારા પંખીને ઉડાડી દીધું હતું. એટલે એને હું જાણું છું."

જટિની દાદી હસી, એણે જટિને ગાળ દઈને કહ્યું, "જા. તારું કામ કર." એ સમાજના છોકરા છોકરી બહાર નજર નાંખી શકે નહિ. એમને પોતાના સમાજના ચોકઠામાં જ ભરાઈ રહેવું પડે. જટિની આંખમાંનો ભાવ જોઈને દાદીને ડર લાગતો હતો.

તે પછી ઉત્સવ એ લોકોના ડેરા તરફ ગયો નહિ. જટિની પાછળ પાછળ ફર્યા કરતો, તે જટિને અણજાણ સ્વપ્નોની જાળમાં ફસાવતો.

ઘરનાં સ્વપ્નાં, માંચડા પર સમાજના ઢગલા, નેતરના પારણામાં રમતું બાળક, એ ઘરમાં જટિ અરીસામાં પોતાનું મોઢું જોતી, રૂપાનાં ઘરેણાં પહેરતી, લાલ ભૂરી ને

રંગબેરંગી સાડી પહેરતી, અને ઘરનાં આંગણામાં મેળો જોતી. પાટીની મનોહારી ભાતના કરતાં પણ વધારે મનોહારી સ્વપ્નોની ભાત ઉત્સવ ગૂંથતો ગયો, અને એમાં જટિને બાંધતો ગયો. એ લોકો ભાગી ગયા. જટિ હવે જાળને ફેંકીને ભાગી નહિ.

ખડગપુરથી દીઘા, કાજુબદામની મોસમમાં, દહાડિયા મજુર તરીકે, ને માછલીઓના ફાલમાં માછલી પકડવાનું કામ.

ભાગીને ઘણે દૂર ન ગયા હોત તો કાગડા મારનારાઓનો અભિશાપ સમાજ છોડી જવાના ગુન્હા માટે એમને તીરથી વીંધી કાઢત.

ઉત્સવ સ્વપ્નોને સાકાર કરી શક્યો નહિ. પણ જટિ ખૂબ સુખી હતી. કેવું જીવન! ફક્ત બે જણનું રાંધવાનું, જમવાનું, ને પ્રેમ કરવાનો. હાથમાં પૈસા આવતાં કપડાં ખરીદવાનાં. ચણોઠીની માળા, લાખની બંગડીઓ, ચાંદીનો હાર. અંબોડો જુદી રીતે વાળવાનો, સાડી જુદી રીતે પહેરવાની, હવે કંઈ તું પંખીમાર નથી. હવે તો તું ઉંચી જાતની છે. તારી કક્ષા બદલાઈ છે.

"જટિએ મારી જાતમાંથી મને ભ્રષ્ટ કર્યો. અને દહેજ લઈને કન્યા લઈએ ને સમાજને જમાડીએ."

"એ વાત જવા દે. બીજી વાત કર ને."

જટિ ભયની મારી બોલતી, એને મનમાં થતું આ ઘર આ પ્રેમ ટકી રહે એટલું બસ છે. પણ એ અભિશાપ હતા. ઈશ્વરની જેમણે હત્યા કરી હોય. એની ઘૂંટી પર તીર લગાડ્યું હોય, તેમને તો જટિએ તો એમ કર્યું નહોતું.

એથી ગુસ્સે થઈ દાદીમા બાણ મારે તો ? માએ જટિ અને ઉત્સવનાં ઘાસનાં પૂતળાં બનાવીને અણીદાર સળીઆથી એના ફાડચેફાડચાં ઉડાવી દીધાં હતાં.

જટિને ખૂબ જ ડર લાગતો હતો. એ બડબડતી હોય એમ કહેતી. "એ લોકોની વાત પડતી મૂક ને મારી સાથે કંઈ બીજી વાત કર."

"તને ડર લાગે છે ?"

"ખાડા ભરનારા ?"

જટિ મૃદુ સ્વરે કહેતી, "એ પાછળ વળીને ચોટલે વાળતી. આને જ શું જાત બદલ કહેતા હશો ? નીચી જાતિમાંથી ઊંચી જાતિમાં જવાનું શું આ જ હશે ? શું, જટિના ગળામાં તો કશું જોર આવ્યું લાગતું ન હોતું. એ "જા, મર" એમ તો બોલી શકતી નહોતી,

વચ્ચે વચ્ચે ફક્ત ડ્રમ-ડ્રમ-ડ્રમ ઢોલકનો અવાજ સાંભળી જટિ ચોંકી ઊઠતી.

પંખીમારા એ જ રીતે ઢોલ વગાડતા વગાડતા આવતા. એ સમૂહમાં ફરતા. મધમાખીની જેમ એક જગાએ મધપૂડો બાંધીને રહેતા.

આમ એક સાથે રહેવું એમને માટે બહુ મહત્ત્વનું હતું.

એ લોકો કંઈ સાધારણ માનવીઓ નહોતા. એ તો હતા, જરા વ્યાધના વંશજો, વ્યાધ કંઈ સામાન્ય ન હોતો. એણે જેમને માર્યા હતા તે સ્વયં કૃષ્ણ ભગવાન હતા. એ ગામ અને બધાં માણસોએ એટલું પાપ કર્યું હતું, એમને એવી સજા થઈ હતી કે મનના

દુઃખથી કૃષ્ણ ભગવાન સ્વયં એકાંતમાં ગયા અને ત્યાં બે ક્ષણ જીવ્યા. લાલ લાલ પદ્મફૂલના જેવા પગ. જટિની દાદી માથું હલાવી-હલાવીને કહેતી હતી, "લાલ કમળના ફૂલ જેવા પગ. એણે આડી નજરે જોયું તો તેની બુદ્ધિ બહેર મારી ગઈ. ટન્ન કરતું બાણ મારી દીધું. પછી જાણે છે શું થયું ?"

"આકાશમાં અંધારું છવાઈ ગયું, સૂરજે મોં ઢાંકી લીધું. દુઃખી થઈને સમુદ્રે જળમાં રહેનારાં બધાં પ્રાણીઓને ગળી લીધાં. માછલી મારવાની નાવડી ડૂબી જવાથી જેલોકો પાણીમાં ડૂબી મર્યા હતા, તે લોકો ય જીવતા થઈને રડી પડ્યા. ગોવાળો ગાયોને દોહવા ગયા, તો તેમનાં આંચળથી દૂધને બદલે લોહી પડવા લાગ્યું. સવારનો સમય હતો, પરંતુ કાળા આકાશમાં રાતની જેમ તારા નીકળી આવ્યા.

"ત્યારે તે દેવવાણી થઈ :

"જે ભગવાનને મારે છે, તેમનાં ઘર-પરિવાર નથી રહેતાં. એટલે દેવવાણીએ કહ્યું - જરા, હે જરા ! વ્યાધ હે વ્યાધ. આ પૃથ્વી પર ભગવાન વારંવાર આવે છે. અને તમારી જેમ કોઈ કોઈ કોઈ કસાઈ ભગવાનને આ રીતે બાણથી વીંધે છે. જે લોકો આ કામ કરે છે. તેમને ઘરમાં રહેવાની મનાઈ છે. હવે તમે પોતાની જાત-પાતનાં લોકોને લઈને જાઓ, નીકળી જાઓ, સમજી ગયા ?"

"ક્યાં જોઈએ ?"

"જ્યાં બે આંખો લઈ જાય."

"અમારા સમાજને લઈને જઈએ ?"

"સમાજને લઈને ન જશો તો શું એકલાં જશો ?"

હવે તમારો સમાજ મહાપાપીઓનો સમાજ છે. એ સમાજમાં જે પોતાનાં છોકરા-છોકરીઓનાં લગ્ન કરશે તે જીવતાં ન રહેશે. તો જોજો, લગ્ન-વેવિશાળ જે કરો પોતાના સમાજમાં કરશો. સમાજની બહાર નહિ. અને સાંભળો, જરા હે જરા. વ્યાધ હે વ્યાધ. મારો અવાજ તમારા કાને સંભળાઈ રહ્યો છે ?"

"સંભળાઈ રહ્યો છે"

"અને જુઓ, તમારા સમાજનો દરેક છોકરો, દરેક છોકરી સમાજ છોડીને ન જાય. એ માટે તમારા પાપનાં ભાગીદાર તેઓ પણ હશે. જન્મના સમયે તેમને દેવોની સાથે જ પરણાવી દેજો."

"પરણાવી દઈશ."

જરાએ રડતાં રડતાં કહ્યું હતું," આહ! દ્વારકા છોડીને કોઈ જવા ઈચ્છે છે. કેટલી સુંદર છે દ્વારકાનગરી! ભૂરા સમુદ્રના કિનારે સોનાના કળશોવાળાં સુંદર ઘરદ્વાર છે."

જરા જંગલ-પહાડમાં રહેશે, પરંતુ દૂરથી જોઈ જોઈને તે પોતાની આંખો બાળતો રહેશે. બીજાનાં સુખ, બીજાનો આનંદ જોઈને ઓછું સુખ નથી મળતું !

એ પછી જરા વ્યાધને ઓછી સજા નહિ મળી. જાતનાં લોકો, પરિવારનાં લોકો,

પોટલા-પોટલી, શિકારી કૂતરા – બધું લઈને શું ઓછું રખડવું પડતું હતું ?

ક્યાં સાતપુડા, ક્યાં કેરલ, ક્યાં ચોલ, ક્યાં વિંધ્ય, બધે ભટક્યા કર્યા. ક્યાંય ઠરીઠામ થયાં નહિ.

લોકો એમને ભગાડી મૂકતા, કહેતા, "હા, ભગવાનને બાણ મારીને હવે અમારા દેશનું સત્યાનાશ વાળવા આવ્યા. ઓ મારા ચાલક શિયાળ ! દ્વારકાપુરી તો મસાણમાં ફેરવી નાંખી, હવે અમારું નિકંદન કાઢવું છે ?"

જરા ક્યાંય ઠરીઠામ થઈ શક્યો નહિ. આ તરફ દેવાધિદેવ ઉપર બેઠા બેઠા નિસાસા નાંખતા હતા. દ્વાપર યુગ ગયો, કલિયુગ આવ્યો, રખડતાં રખડતાં જરાની ઉંમર અયુત વર્ષની થઈ. પગ હાથીપગા જેવા ગયા, શરીરમાં પીડા થવા લાગી. કોઈએ એક દિવસ દયા આવતાં કહ્યું, "રાઢ જશે ? બંગાળમાં જશો ? ગૌડ જશે ? ગંગા જ્યાં સાગરમાં મળે છે, તે દેશમાં જાઓ. ત્યાં બધા પાપી-તાપી-લોભી-તક્ષક, શયતાન બધાને આશરો મળે છે. એ દેશ કોઈને ય પાછા ધકેલતો નથી. તમે એ દેશમાં જાઓ".

જરા એ દેશમાં આવ્યો.

મસાણમાં જ લગ્ન, મસાણની શય્યામાં જ સુહાગરાત, મસાણની માટલીમાં જ વહુ ભાત રાંધે, સમૂહ ભોજનની વ્યવસ્થા કરે એમનાં સ્ત્રી-પુરૂષો ઘણા સ્વતંત્ર મિજાજનાં એમની સ્ત્રીઓ રૂપરૂપની અંબાર, તાંમ્રવર્ણી વાળનો અંબોડો વાળે, લાલ મણકાની માળા એ ફરતે હોય. એમના ચહેરામાં પથ્થરની મૂર્તિ જેવું સ્વચ્છ સૌંદર્ય. વ્યભિચાર દીઠો ન જડે. પોતાની જાતમાં જ લગ્ન કરે. એમની લોહીની પવિત્રતા ઘણી પ્રાચીન છે. તેથી જ તો એમના ચહેરા આટલા સુંદર છે.

ઓછા થતાં થતાં, મરતાં મરતાં હવે એ જાતિના ફક્ત સોએક જણ જીવતાં છે. ક્યારેય એ લોકો સમૂહને છોડીને જાય નહિ.

શહેરનો રસ્તો પકડીને, ગામનો રસ્તો પકડીને એ લોકો ચાલ્યા કરે, ડમ-ડમ-ડમ ઢોલ વગાડતા જાય.

"લોકો કહેતા હોય. પંખીમારા જાય-પંખીમારા જાય."

બને ત્યાં સુધી શહેર તરફ જવાનું એ લોકો ટાળે. વચ્ચે વચ્ચે એક વાર, બે વાર, ટ્રાઈબલ વેલફેર ઓફિસમાં (આદિવાસી કલ્યાણ) એ લોકો નામ લખાવવા આવે. કોઈ મરી જાય તો નામ લખીને ચાલ્યા જાય.

લાગતું હતું કે સરકારના ચોપડામાં એ સંરક્ષિત ઉપજાતિ છે.

જટિ એક કાને, ધ્યાનથી ઉત્સવની વાત સાંભળતી, બીજે કાને, અને ધ્યાનથી ડૂમ-ડૂમ-ડૂમ ઢોલ વાગતા સાંભળતી. એ લોકો જો આવે તો ? એ વિચારતી.

એનાં મા-બાપ-દાદી-ન્યાતનાં માણસો ?

જો કહે, "ચાલ અમારી સાથે, વનમાં ચાલ, સમાજમાં પાછી આવ ?"

તો જટિ શું કરે ?

ઉત્સવ એનો ડર જોઈને હસતો. ગીત રચતો.

"અરે તારો ભય છે નકામો.
પ્રીતના ફંદામાં પકડવાથી
તને લાગે છે આટલો ડર.
જટિ કહેતી, "ખોડો પૂરનારા."

ઉત્સવ કહતો, "હું જીવતો હોઉં ત્યાં સુધી તને કોણ આંગળી અટકાડે ? તારા એ જંગલી લોકો ? એક વાર ફોજદારને ખબર આપી હોય તો બધાની બરાબર મરમ્મત કરીને છોડે.

તો પણ જટિનો ડર જતો નહિ. પણ ક્રમે ક્રમે ઉત્સવે એને ઘણી ભયમુક્ત કરી. જટિના ખોળમાં આવ્યો એ જાડિયો, માથે ભરચકવાળ વાળો, કાળિયો છોકરો. જોઈએ તો કહેવાની જરૂર ન પડે કે એ ઉત્સવનો છોકરો છે. જાણે બાપનું મોઢું જ એના ધડ પર બેસાડી દીધું હોય. ફક્ત બે આંખો માના જેવી સ્વચ્છ, માંજરી, સ્ફટિક જેવી.

ઉત્સવની ન્યાતમાં ભળી જવાની બહુ પ્રબળ ઈચ્છા હતી. જટિને તો એ પોતાની જાતમાં ચઢાવી હતી. ઉત્સવ જાણતો હતો, કે જે પાટી વણે તે પંખી મારા કરતાં ઊંચી ન્યાતના. તેમાં વળી મજુરી કરવા માંડી, એટલે તો એક પગથિયું ઉચે ચઢ્યા.

છોકરાનો બાપ થયાં પછી ઉત્સવને હજી ઊંચી ન્યાતમાં ચઢવાની ઈચ્છા થઈ, એને હવે ગરીબ-ગુરબાંના બૃહદ સમાજમાં રહેવું નહોતું. ભદ્રલોકના નાના સમાજમાં એક ખૂણામાં એને આસન જોઈતું હતું.

જટિને પણ ઉત્સવે એ જ વાત કરી.

"જટિ. ઓ જટેશ્વરી, મોટી ઓફિસમાં ગયો હતો, તો બી.ડી.ઓ. બાબુએ શું કહ્યું તે ખબર છે ?"

"શું ?"

"હવે કંઈ અડચણ નથી. હું રૂપિયા આપીને કચેરીમાં જઈને નામ બદલાવી શકું. કન્દોરી ફન્દોરી જે સાંભળે, તે તરત જ પારખી કાઢે કે આપણે નીચી જાતના છીએ."

"તું નામ બદલાવશે ?"

"શા માટે નહિ ? ઉત્સવ કન્દોરી સાંભળતાં કેવું લાગે ? ઉત્સવ દાસ, સાધનચન્દ્ર દાસ કેવું લાગે ? તે પછી બીજું કંઈ કામ લઈને કોઈ મોટા શહેરમાંથી ચાલ્યાં જઈએ. તો કામ સરી જાય."

"કેમ ?"

"મોટું શહેર જગન્નાથનું શ્રીક્ષેત્ર છે. ત્યાં કોઈ કોઈની તપાસ કરે નહિ. નામ જોઈને વિચારે કે આ ઊંચી જાતનો છે. નહિ તો નામની પછી દાસ શા માટે હોય ?"

ઉત્સવની વાત સાંભળીને જટિને ખૂબ સારું લાગ્યું. એ કેડ પર હાથ મૂકીને નાચવા લાગી." ચાલ,ચાલ, તો તો ચાલ હમણાં જ ઊંચી જાતનાં થઈ જઈએ."

ઉત્સવ સ્નેહથી કહેતો હતો, "પાગલી હમણાં શું છે ? છોકરાને મોટો થવા દે. એ અન્ન લેતો થાય. દેવસ્થાનમાં પૂજા કરીએ."

જટિને એક વાર તો થયું કે જેના પૂર્વજોએ એક વાર ભગવાનની હત્યા કરી હતી. તે શું પોતાના સમાજના સ્થાપિત દેવ સિવાય બીજા કોઈની પૂજા કરી શકે? જો એથી પાપ થાય તો? જો કોઈ દોષ થાય?

તે પછી મનમાં થયું, કે ઉત્સવ સાચું કહે છે. બધું છોડીને ભાગી ગઈ. સરકારી કચેરીમાં લખાણ કરાવી જાત બદલાવી તો એની દાદી એને હાથ ન અડકાડી શકે.

"એ જ ઠીક છે," જટિએ આંખ બંધ કરીને કહ્યું.

પંખીમારાનો પૂર્વપુરુષ જરાને જે દેવે દેવવાણી સંભળાવેલી તે હસ્યા.

સાધનનું અન્નપ્રાશન થયું. ઉત્સવ હવે ખડગપુર સ્ટેશન પર મજૂરી કરે છે. સ્ટેશનના સામાન ઉંચકવાવાળા મજૂરોને એણે જમાડ્યા. તે પછી દારૂ પીધો, ઉલટી કરી, ને હોસ્પીટલમાં મરી ગયો.

એણે દેખાડેલાં સપનાં પ્રાણભરીને વર્ષોવેલો પ્રેમ, સૂરીલે ગળે ગાયેલાં ગીત, એ બધું લઈને ઉત્સવ ચાલ્યો ગયો. જટિ પાછી એકલી થઈ ગઈ. જટિ હવે સ્વાધીન હતી. જટિ હવે એને મન ફાવે ત્યાં જઈ શકે. પણ પારણામાં સૂતેલું બાળક રડે છે. અને ટગર ટગર જુએ છે.

જટિ સમજી ગઈ, કે હવે એણે શું કરવાનું છે. પાછું એના સમાજમાં જતા રહેવું પડશે. દાદીના પગ પકડીને રડવું પડશે. જટિ જાણતી હતી કે ઉત્સવ દાદીના બાણથી મરી ગયો હતો. ભલે ને ડોક્ટર કે પોલીસ ગમે તે કહે.

બીકથી વ્યાકૂળ થયેલા પંખીની જેમ, છોકરાને છાતીએ વળગાડીને જટિ એના સમાજમાં ચાલી ગઈ.

હા. ભગવાન! ક્યાં એની જાતનાં સમાજનાં માણસો? ક્યાં એ લોકોનો વિચિત્ર પોષાક, કૂતરા-બકરા-ગધેડાની પીઠ પર સામાનનો ભાર, દાદીનું ખડખડાટ હાસ્ય?

મસાણમાં નહિ, ક્યાંય એ લોકો દેખાયા નહિ. જટિ દોડતી દોડતી શહેરની ટ્રાઈબલ બોર્ડ (આદિવાસી કલ્યાણ સંસ્થા)ની ઓફિસે ગઈ.

"પંખીમારાનું ઠેકાણું આપો સાહેબ! તમને પગે પડું," કહીને જટિ પટાવાળાના પગ પકડવા ગઈ.

"મસાણોમાં તપાસ કર, ત્યાં ક્યહીં પડ્યા હશે."

જટિની આંખ ફાટી ગઈ. જે સમાજને છોડ્યો તે સમાજ, જે જાતને છોડી તે જાત, કેટલી લાલચ આપીને, ઉત્સવે જે સ્વપ્નો દેખાડ્યાં તે બધાં સ્વપ્નો સમેટીને એ તો ચાલ્યો ગયો.

જટિ હવે શું કરે?

ખૂબ રૂપ, ખૂબ સારું. સ્વાસ્થ્ય, પૂર્ણ યૌવન લઈને જટિ સ્ટેશને જઈને બેઠી, ખોળામાં છોકરું, જટિ ગાલ પર હાથ મૂકીને. આકાશ પાતાળનો વિચાર કર્યા કરતી.

જટિ એના છોકરા વિષે વિચાર કરતી હતી. અને બીજા પાંચ જણ જટિ વિષે વિચારતા હતા.

જટિ હવે શું કરે ? ક્યાં જાય ? જટિએ જઈને કુલી લાઈનના હનુમાનતલાના સન્યાસીની સલાહ માગી.

"અહીં રહે."

સંન્યાસીએ આંખ બંધ કરીને કહ્યું. પ્રૌઢ સંન્યાસી ઘણા બધા દેવતાની સેવા કરી હવે હનુમાનને પકડ્યા છે. એથી હમણાં એની દશા થોડી સુધરી છે.

જટિ ત્યાં જઈને રહેવા લાગી, ત્યારે તો હનુમાનતલામાં લોકોની ભીડ થવા લાગી. સંન્યાસીને એથી અકળામણ થવા લાગી.

થોડા દિવસ પછી ત્રણચાર માણસો જટિની પાસે આવ્યા. ને કહ્યું, "આ ડોસાને આસરે રહેવાથી કંઈ વળે નહિં. અમારી સાથે ચાલ. અમે તને શહેર દેખાડીએ."

જટિની નાડીઓમાં ઘણા વર્ષનું પ્રાચીન લોહી કંઈ અમસ્તું વહેતું નહોતું. વન જંગલ, અને વનનાં પશુઓને એ જેમ ઓળખે, તેવી રીતે અણઓળખીતાને પણ તે વહાવડાવી શકે.

"ચાલી જા. હરામખોર." કહીને જટિએ એમને ગાળો દીધી. કદાચ એમણે જ જઈને ફરિયાદ કરી હશે. થોડા દિવસ પછી પોલીસો આવીને સંન્યાસીને ખૂબ કડક શબ્દોમાં ધમકાવ્યો, કહ્યું. "તમારાં કારસ્તાનની બધી ખબર અમને મળી છે."

"ખબર ? શાની ખબર ? હું સંન્યાસી... દેવની પાસે રહું છું."

"ભગવાનને લઈને પડ્યો રહે છે કે ભક્તાણીને લઈને ?"

"છિ. છિ. તમારા મોઢામાં કીડા પડે......."

"અહીં બૈરાં છોકરાં રાખો છો. અહીં ગુન્હાહિત કામો થાય છે. બદમાશી થાય છે. દારૂ ગળાય છે. પાનાંનો જુગાર રમાય છે."

"બધું જૂઠું."

સંન્યાસીનું ગોરું મુખ લાલલાલ થઈ ગયું.

પોલીસનો માણસ સદ્‌ગૃહસ્થ હતો. એણે કહ્યું. "વાત જૂઠી છે તે તો તમે પણ જાણો છો. ને હું પણ જાણું છું. આ છોકરીને લીધે જ આ બધી ગડબડ છે. તો એને અહીંથી ખસેડો ને."

"ખસેડીશ તો એ બદમાશોના ખપ્પરમાં જશે. એ લોકોને તો એ જ જોઈએ છે".

"તો મરો."

પોલીસનો માણસ ગુસ્સે થઈને ચાલ્યો ગયો. જતી વખતે એણે કહ્યું, "શા માટે એ ગુંડા લોકોને ખોરાક પૂરો પાડો છો ? જ્યાં સુધી ગોળ હશે. ત્યાં સુધી એની પર માખી આવીને બેસવાની જ. આ છોકરી જ્યાં સુધી છે. ત્યાં સુધી માણસો અહીં આવશે. એ લોકોનું તો રાજ છે. આવીને જો છોકરીને ઉપાડી જાય ત્યારે કોના બાપની દેન છે કે એને છોડાવે."

સંન્યાસી ખૂબ ચિંતામાં પડી ગયા. ત્યારે જટિ સમજી ગઈ કે ત્યાં રહે તો સંન્યાસીને આફત રૂપ થઈ પડે. ને એને માટે પણ આફત.

"લો મારો સંસાર હતો, ત્યારનાં આ વાસણ કુસણ, તમે ગિરવે રાખો ને મને થોડા રૂપિયા આપો."

"તું ક્યાં જશે. છોકરું ક્યાં જશે ?"

"ખબર નથી."

"તારું કોઈ નથી ?"

"હા. એમ જ લાગે છે."

સંન્યાસીએ નિસાસો નાંખ્યો એને એક લાલ રેશમી કપડું આપ્યું. એવા લાલ કપડાંથી બિહારના માણસો મડદું ઢાંકે છે.

સંન્યાસીએ રેશમી લાલ કપડું અને ત્રિશૂળ આપતાં એને કહ્યું, "એક દિવસ શિયાળ અને ગીધડાં તને ચૂંથવા આવશે તે હું જાણતો હતો. તું આ વસ્ત્ર અને શસ્ત્ર લઈને ચાલી જા. મા, આ ઘોર કળિયુગમાં પણ સાધુસંન્યાસી થર્ડકલાસમાં જઈ શકે, કોઈ બદનજરથી નહિ જુએ."

"કોઈ પૂછે તો ?"

"કહેજે હું જટિ સંન્યાસીની છું. ઠાકુરાની."

"ઠાકુરાની !"

"હા. કહેજે, કહેવામાં કશો વાંધો નથી."

"ઠાકુરાની."

સાચેસાચ કોઈએ કશું કહ્યું નહિ. એનું રૂપ, લાલ વસ્ત્ર, પીઠ પર ઝોળીમાં છોકરું હાથમાં ત્રિશૂળ જોઈ બધા પ્રભાવિત થઈ જતા.

જટિ બારીમાંથી બહારની બાજુ જોતી હતી. એની બન્ને આંખો આંસુથી છલકાતી હતી. આ માણસો એને વંદનીય ગણતા હતા. એનો આદર કરતા હતા. આનું નામ જ શું ઉપલી જાતમાં ચઢવાનું ? અહા ! ઉત્સવ જો જીવતો હોત, તો એ જોઈ શકત, કે કચેરી નહિ, અદાલત નહિ, ફક્ત એક વસ્ત્ર અને ત્રિશૂળને જોરે કેવી રીતે ઊંચી જાતના થઈ જવાય છે.

એક બીજો માણસ એની તરફ જોયા કરતો હતો. એ માણસ ટ્રેનમાં ગીતો ગાતો, ક્યારેક હરિભજન કરતો. માણસ મોટી ઉમરનો હતો, પાતળો હતો. સંસારમાં એનું કોઈ ન હોતું. જટિને જોઈને એ કહેતો હતો, "હાવરા તો આવ્યું બેટી ! હવે ક્યાં જવાની ?"

જટિએ કશો જવાબ ન આપ્યો.

જટિ આંખો પહોળી કરીને હાવરા સ્ટેશન, અને લોકોના વિશાળ સમુદાયને જોતી હતી, લાગે છે કે આ શ્રીક્ષેત્ર છે. જેની વાત ઉત્સવ કરતો હતો. અહીં અસંખ્ય માણસો હતાં. ગણ્યાં ગણાય નહિ એટલાં જંગલના એક ઝાડ પર આટલાં પાદંડાં નહિ હોય. આટલાં માણસોમાં જટિ ક્યા જાય ?

"કહું છું ક્યાં જાવું છે ?" પેલા માણસે પાછું પૂછ્યું.

જટિએ કહ્યું, "એ તો મને ખબર નથી."

પેલાએ પૂછ્યું, "મારી સાથે આવશે ?"

"ક્યાં ?"

જટિને એની બીક ન લાગી. ત્યારે જટિની અંદર એ સધવી આદિમ્‌સહજાત પ્રવૃત્તિ કામ કરતી હતી. માણસને જોઈને એ પળમાં સમજી જતી કે કોનાથી ડરવા જેવું છે, અને કોનાથી ડરવા જેવું નથી. આ માણસને જોઈને એને ડર ન લાગ્યો. તે ઉપરાંત આંખની સામેનું દૃશ્ય એને જકડી રાખતું હતું.

"મારી સાથે."

"પણ ક્યાં ?"

"મારા આવાસમાં, હું ગાડીમાં ગીતો ગાઉ છું."

"ગીતો ગાઓ છો ?"

"હા."

એ માણસે બધું સમજાવી દીધું. એ ગીતો ગાઈને ભીખ માગતો હતો. જો જટિ સાધનને ગોદમાં લઈને એની સાથે ફરે તો પૈસા સહેલાઈથી મળે.

"તારું ઘર ક્યાં છે ?"

"તું વધારે કઈં બોલતી નહિ. આવવું હોય તો ચાલ."

એક વર્ષ તો સારી પેઠે એ રીતે વીત્યું. જટિ સાથે હોય પેલો માણસ ગીતો ગાય. પૈસા લઈને ઘેર પાછા ફરે. સાંજે જટિ ચોખા લાવીને ભાત રાંધે, પેલો માણસ ઓસરીમાં સૂએ. જટિ ઓરડામાં બારણું વાસીને સુએ.

"સાધન રે સાધન ! બાપ રે બાપ !"

જટિ લાડથી સાધનને ગૂંગળાવી નાંખતી. તે ઉપરાંત સ્ટેશનની પાસે નેપાળી અને ભૂતાનના માણસો, માળા, માદળિયાં, દેડકાની ચામડી, તાવીજ, પંખીના પગ, એ બધું વેચતા હોય તે જોઈને એણે પણ એ દિશામાં બુદ્ધિ દોડાવી.

જો કોઈ પૂછે, "હાં તમે તો સાધ્વી છો. તો મંત્ર તંત્ર, જડીબુટ્ટી, એ બધું તો જાણતાં હશો."

જટિ એની દાદી એવું બધું કરતી તે જોતી હતી, એ યાદ કરીને જડીબુટ્ટી, માદળિયાં વગેરે આપતી.

ઠીક ચાલતું હતું. ને એમ ચાલ્યાં કરત, પણ એક દિવસ પેલા માણસે ઓરડામાં અંદર સૂવા માટેની ઈચ્છા બતાવી. એ કેટલો સમય ઓસરીમાં જ પડી રહે ? જટિ ક્યાંથી જાણે કે ઓસરીમાં સૂઈ રહેવાથી કેટલું બધું કષ્ટ થાય છે ?

જટિએ ત્રિશૂળ ઊંચક્યું, ને કહ્યું, "તું જાણે છે હું કોણ છું ? કયા સમાજની છોકરી છું એ ખબર છે ? જાણે છે મારો બાપ કોણ હતો, મા કોણ હતી. મારી જાતિ, મારા કુટુંબીઓ એ બધા વિષે તને કશી ખબર છે ખરી ? તું મારી આગળ આવી ગંદી માગણી કરે છે ? બાણ મારી મારી ને ભૂક્કા બોલાવી દઈશ."

બીજે દિવસે જટિ આશ્રય છોડીને ચાલી આવી. ખૂબ વિચારીને એ ઠાકુરાની

બની ગઈ. ઠાકુરાની ન થઈ હોત તો એ એના ઢીમચા જેવા છોકરાને જીવાડી ન શકત, અને પોતાને પણ માણસની કુનજરથી ન બચાવી શકત.

જટિ સમજી ગઈ હતી, કે અલૌકિકતાથી જો એણે ચારે બાજુ પોતાની જાતને ન વીંટાળી દીધી હોત, એ પોતે પણ જીવી શકત નહિ.

"સુંદર મુખનું આ દુનિયામાં ડગલેપગલે મરણ..." જટિએ અસ્ફૂટ સ્વરે કહ્યું.

**ત્રણ**

"સાધન ! હવે તો તારે શ્રાદ્ધ કરવું પડશે બાપલા !" પાંચ જણે આવીને એને કહ્યુ,

"ઓ પંચ ! હું જરૂર શ્રાદ્ધ કરીશ. માને હું હાથી આપીશ. ઘોડો આપીશ, જમીન આપીશ, સોનું આપીશ. મેં કોલ આપ્યો છે.

"બધાએ એક બીજાના મોઢા સામે જોયું. સાધનની વાત ગાંડાનો પ્રલાપ હતો. પણ સાધને જે શપથ લીધા હતા, તે પણ કંઈ મિથ્યા નહોતા.

તે સિવાય જટિ કંઈ સામાન્ય વ્યક્તિ નહોતી. એ ઠાકુરાની હતી, અલૌકિક હતી. આધિભૌતિક જગતના બારણાં એણે ખખડાવ્યાં હતાં.

"શું કર્યું સાધન ! તેં જે કંઈ શપથ લીધા તેમાં કેટલો ખર્ચ થશે તેનો વિચાર કર્યો ?" બલરામે ઊંડી અંતવૃત્તિથી પૂછ્યું.

"પણ પ્રતિજ્ઞા લીધી તેનું શું ?"

"તો હવે જા ભીખ માગવા. ઘેર ઘેર ભીખ માંગવાજા."

સાધન કમર પર કપડું વીંટાળીને ભીખ માગવા નીકળ્યો.

મા નહિ. હવે કોઈ સાંજે એને માટે ભાત રાંધીને ખવાડનારું નહિ. માછલીને બાફીને, એનાં ભીંગડાં ઉતારીને આદુનો રસ, લીંબુનો રસ, મરચાં નાંખી તથા તેલમાં તળીને કહેવાવાળું નહિ કે "આવ, બાપલિયા, મારા ખોળામાં બેસીને ખા".

આંખોમાં આંસુ, ગળા પર કપડાંનો કટકો, ને ખભા પર ફાટેલી કામળી, એવે વેષે સાધન ભીખ માગવા નીકળ્યો.

કોઈ આપવા ઈચ્છતું નથી. ભમતાં ભટકતાં ખૂબ ટાંટિયા તોડ કરી, ત્યારે એને એકવીસ રૂપિયા મળ્યા. એક પાલિ ચોખા મળ્યા. એક પાલિ ચોખા આપીને અનાદિ ડોક્ટરે જટિને જોડેનો જન્મનો સંપર્ક તોડ્યો.

છેવટે બલરામ કાલીઘાટ પર ગયો. બધા કરતાં દરિદ્ર, બધા કરતાં કમભાગી, એવા ચહેરાવાળા એક પુરુષને સાષ્ટાંગ પ્રણામ કરીને એણે કહ્યું, "બહુ મુશ્કેલીમાં છું મહારાજ ! મારી નહિ મારા મિત્રની. એવો કંઈ ઉપાય બતાવો. કે સાપ મરે અને લાઠી ભાંગે નહિ."

"શું છે ? કંઈ ફોડ પાડીને કહો."

વિપદની વાત સાંભળીને તો એ બ્રાહ્મણનું હસવું માય નહિ. બલરામે કહ્યું, "તમે તો મધને ઠેકાણે ગોળ, સોનાની જગ્યાએ પાંચ રૂપિયા લઈને ચલાવો. જુઓ ને કંઈ એવો ઉપાય છે કે નહિ કે સાપ પણ જાય મરી ને લાઠી ય તૂટે નહિ."

બ્રાહ્મણે કહ્યું, "કિંમત આપી દેજો, આપી શકશો ?"

"કેટલી ?"

"માનો સો રૂપિયા."

"સો રૂપિયાની જો સગવડ હોત તો તમારા જેવા પાંચ પૈસાના બ્રાહ્મણ પાસે શા માટે આવત ?".

"એંશી રૂપિયા ?"

બ્રાહ્મણે લોભાતુર દૃષ્ટિથી જોયું. એણે વિચાર્યું રસાકસી કરવાથી કેટલા રૂપિયા મળી શકે એમ છે. કાલિઘાટનો બ્રાહ્મણ ભૂખ્યું જીવડું હતો. પાંચ રૂપિયા હાથમાં આવે તો સસાગરા ભારતભૂમિનું દાન કરાવી આપે. બલરામે થોડું વિચારી લીધું. ખાવાનો આવવાનો ખર્ચ, થોડો નશાનો ખર્ચ, કેટલું રાખે કેટલું બાદ કરે ? પછી જરા કરડે સૂરે એણે કહ્યું, "જુઓ મહારાજ ! હું તમારા હાથમાં અઢાર રૂપિયા મૂકીશ. તમારે કામ પતાવવાનું. નહિ તો હું બીજા મહારાજ પાસે જાઉં. પૈસા ફેંકીએ તો મહારાજ તો ઘણા મળે. ગોળ જોઈને કીડીઓ તો આવે જ ને ? હા કહેવી કે ના કહેવી તે વિચારી જોજો. મારી પાસે બહુ ઓછો સમય છે."

"તમારી સાથે માથાકૂટ કરવાનો વખત નથી."

"લઈ આવો તમારા મિત્રને, કોરું કપડું, પિતૃપુરુષને માટેનું કપડું, ઘી, ફલ, લાકડાં તલ, પાંચ જાતનું અનાજ, પંચગાય એ બધું તમે લઈ આવશો ને ?"

"ઓ ચાલાક બ્રાહ્મણ ! એ જો લાવવાનો હોત તો તારા મેલાં અબોટિયાની દુર્ગંધ સૂંઘવા અહીં આવું ?"

બલરામ મિત્રને લઈ આવ્યો.

પુરોહિતે બધી વ્યવસ્થા કરી રાખી હતી. એ એના ઘરની ઓસરીમાં બેઠો હતો.

"દખણાંદિ દિશામાં બેસો."

પુરોહિતે ઊંચે સાદે કહ્યું. એ તરફ ચળકતા વાળવાળો, લાલ આંખોવાળો માણસ બેઠો હતો.

"આ અગ્રદાની છે. દાન લેશે."

અગ્રદાનીએ આંખો ઉઘાડીને કહ્યું, "લાવો તો મામા. હજાર રૂપિયાનું શ્રાદ્ધ ખરું ને દશ મિનિટમાં પતાવી દો. મારે ચાકદા જવાનું છે."

"આ લો, આચમન કરો."

આચમન કર્યું. શ્રાદ્ધ શરૂ થયું. એક એક ચીજ સાધનના હાથને અડકાડીને પુરોહિત વિદ્યુતવેગે લઈ લેતો હતો. એક રૂપિયાની અઢાર નોટ લઈને બલરામ બેઠો હતો. ને વચમાં વચમાં આ તરફ જોતો હતો.

પ્રેતક્રિયા ફટાફટ પતી ગઈ. લાલ સૂતરના દોરાના પીંડલાંમાંથી દોરો તોડી તોડીને બધા અજાણ્યા લોકોને તથા લોકોતીતને ભરપૂર દાન કરાયું. પછી પુરોહિતે પૂછ્યું, "બોલો માને શું આપવાનું કહ્યું હતું ?"

"હાથી."

"લાવો બાપ, ચારઆના પાંચ સિક્કા. આથી તમને હાથી દાનનું પુણ્ય મળે. સમજ્યા? વિકલ્પે મૂલ્ય આપી દાન કરાય સમજ્યા?"

બલરામે કાગળમાં લખ્યું હાથી. અને સામે લખ્યું સવા રૂપિયો.

સાધનના મોઢા પર વિહ્વળતા હતી. મૂઢતા હતી. આ કેવી નવાઈની વાત! પાંચ ચારઆની આપીએ એટલે હાથી દાનનું પુણ્ય મળે?

"પાંચ ચાર આનીના સિક્કા આપો. ઘોડાના દાનનું પુણ્ય થયું."

તે પછી એક અદ્દ્ભૂત હરિફાઈ સાધન બોલે અશ્વ,-જમીન-સોનું-અનાજ, વસ્ત્ર, પુરોહિત બોલ "પાંચ સિક્કા, પાંચ સિક્કા." બલરામ ફક્ત એ ધ્યાન રાખતો હતો, કે આ અપરિમિત દાનયજ્ઞ અઢાર રૂપિયાની અંદર જ થાય છે કે નહિ.

"બ્રાહ્મણને ગોદાન પાંચ આનામાં પતાવી દો. મહારાજ." બલરામે જોરથી કહ્યું.

યજ્ઞના ધૂમાડામાંથી આંખો ઊંચી કરતાં અગ્રદાનીએ કહ્યું, "પાંચ આનામાં ગાયબળદ અપાય?"

"ન થાય, તો મામા ભાણેજને આંગળાં ચૂસીને મરવું પડશે; દક્ષિણા નહિ આપી શકાય."

સાધનના અંગ પર માનું એક ફાટેલું લાલ વસ્ત્ર હતું. સાધન હવે વિફરેલા પાડા જેવો લાગતો હતો. શણની આગથી માટીની હાંડલીમાં બફાતા ચોખાની વાસથી સાધન અંદરથી વ્યગ્ર થઈ ગયો હતો.

"ઓ સાધન! આચમન કરીને પુરોહિતને પ્રણામ કરીને ઉઠી જા." એમ કહ્યું સાધન ઉભો થયો. સાધનની આંખો જમીન પર જડાઈ ગઈ હતી. સાધનના ગામઢામાં અનાદિ ડોક્ટરે આપેલા એક પાલિ ચોખા બાંધ્યા હતા. બ્રાહ્મણે બધા ચોખા કેમ ન રાંધ્યા? ચોખાતો મને જ આપ્યા હતા. તો પછી થોડા દાણા રાંધવાનો અર્થ શું? સાધનને સંદેહ ઉપજ્યો. એણે મોઢામાંથી ઘ ર ર ઘર.......ર અવાજ કાઢ્યો.

"તું બેટા, મારા હાથમાં અઠાર રૂપિયા પકડાવી હરિશ્ચન્દર થવાનો, રામચંદર થવું છે તારે?"

બલરામ હસવા જતો હતો તે રોકાઈ ગયો. સાધન બેઠો, ને ચોખા કપડામાં બાંધવા લાગ્યો.

"આ શું કરે છે, શું કરે છે બાપ! એ ચોખા તો મને અપાયા છે."

"ચોર સાલા!"

સાધને બ્રાહ્મણે ગાળ દીધી.

આજ બ્રાહ્મણ જેણે એની પાસે જટિ ઠાકુરાનીને અનન્ય સંપત્તિનું દાન કરાવ્યું છે? જટિ ઠાકુરાની તો આ સર સર કરતી સ્વર્ગે ચાલી. જે દેવને એના પૂર્વપુરુષે મારેલા તેના ચરણ આગળ, સાધન બધું ભૂલી ગયો શી રીતે?

"સાધન! શું કરે છે?"

"ચોખા લઈ જાઉં છું, ભાત રાંધીશ."

"આ તો એમના ચોખા છે. તારાથી ન ખવાય."

"ચોર બદમાશ."

ગાંડા હાથીની જેમ સાધન બરાડી ઉઠ્યો. બોલ્યો, "ઘરમાં ફૂટી કોડી નથી કે ચોખા ખરીદીને રાંધું. આ ચોખા હું લઈ લઈશ."

"મૂરખ ! ગધેડા !"

"ચોખા મારા છે, બલરામ ! મારી પાસે ન આવતો."

પુરોહિત નિષ્ફળ આક્રોશ ઠાલવતો બોલ્યો, "શ્રાદ્ધના ચોખા રાંધીને ખાશે ? આ તારું શ્રાદ્ધ ફોક થઈ ગયું."

"શા માટે ફોક થાય ? મેં હાથી આપ્યો નથી ? ગાય આપી નથી ? સોનું, રૂપું, વસ્ત્રો આપ્યાં નથી ? કયો સાલો મારી માનું શ્રાદ્ધ ફોક કરે છે. હું જોઉં તો ખરો ?"

ચોખાનું પોટલું છાતીએ વળગાડીને સાધન ઘેર ગયો. ઘેર જઈને એ ચૂલો સળગાવશે. ભાત રાંધશે.

ભાતની વાસ. બહુ જ મીઠી હતી. ભાતની સુવાસમાં સાધન એની માને ખોળવા લાગ્યો. સાધન જેટલા દિવસ ભાત રાંધશે, ગરમ ગરમ ભાત ખાશે, તેટલા દિવસ એની સાથે સાંજ સવારની મા એની જોડે બંધાયેલી રહેશે.

માની વાત યાદ આવતાં. પુરોહિતની જોડે ખરાબ વર્તન કર્યું, તેના પસ્તાવાથી એની આંખમાંથી દડદડ આંસુ પડવાં લાગ્યાં. "મા તું ગમે એમ કરીને સ્વર્ગે જા. સાધન હવે ભાત રાંધીને ખાશે. તું દોષપાત્ર નથી."

●

# વંતરી

ભગીરથ જ્યારે બહુ નાનો હતો ત્યારે એની મા ચંડીને વંતરી વળગેલી. વંતરીના વળગાડ પછી બધાએ ચંડીને ગામ બહાર કાઢી મૂકી હતી. વંતરીને મરાય નહિ. વંતરી મરે તો ગામનાં છોકરાં જીવે નહિ. ડાકણ વળગી હોય તેને સળગાવી મૂકાય પણ વંતરી વળગી હોય તેને જીવતી રાખવી પડે.

તેથી ચંડીને બધાને ગામ બહાર કાઢી રેલ્વે લાઈન આગળ છાપરી બંધાવી આપી હતી.

ભગીરથ બીજી માની પાસે ઉછર્યો હતો. બીજી માના લાડમાં અને તિરસ્કારમાં એનું બાળપણ વીત્યું હતું. પોતાની મા કોને કહેવાય તે ભગીરથ જાણતો નહોતો. ફક્ત મેદાનની પેલી બાજુ છાતીમ વૃક્ષની નીચે એક છાપરી છે. ત્યાં ચંડી વંતરી એકલી રહે છે એમ એણે સાંભળયું હતું.

ક્યારેય એને ખ્યાલ પણ નહોતો કે ચંડી વંતરી કોઈની મા હોઈ શકે. દૂરથી જોયું હતું કે છાપરીની ઉપર એક ફાટેલા વસ્ત્રની ધજા ફરકતી, ક્યારેક જોતો. બહાવરી એક સ્ત્રી લાલ સાડી પહેરીને ડાંગરના ખેતરમાં થઈને ચૈત્રની બપોરે એક લાકડી લઈને ડબલું વગાડતી તળાવડીની તરફ જતી. ને એની પાછળ એક કૂતરો જાય છે.

જ્યારે જ્યારે વંતરી જતી ત્યારે ડબલું વગાડતી વગાડતી જતી. વંતરી જો કોઈ નાના છોકરાં કે પુરુષને જુએ તો એની આંખોની નજરથી તેમના શરીરમાંથી લોહી ચૂસી શકે.

એથી વંતરીને એકલા રહેવું પડે. વંતરી જાય છે. એમ જુવાન, ડોસાડોસી, બધાં એ રસ્તેથી ફ઼ટાઈ જાય.

એક દિવસ, ફક્ત એક દિવસ, ભગીરથે એના બાપ મહીન્દરને વંતરીની જોડે વાત કરતાં જોયો હતો.

આંખો નીચી કર, ભગીરથ ! એના બાપે એને ધમકાવતાં કહ્યું હતું.

વંતરી ધીમે પગલે તળાવડીને કિનારે આવીને ઉભી હતી. ભગીરથે એને એક પલક જોઈ હતી. તળાવડીના પાણીમાં લાલ સાડીનું પ્રતિબિંબ હતું. તામ્રવર્ણું મોઢું હતું, અને જટાની જેમ વાળ બાંધ્યા હતા.

એણે જોયું હતું કે બન્ને આંખોમાં ભૂખાળવી દૃષ્ટિ હતી. જાણે ભગીરથને આંખોથી મારી નાંખશે.

ના. વંતરીએ ભગીરથના મોઢાં તરફ જોયું નહોતું. ભગીરથે જે રીતે કાળા

પાણીમાં વંતરીની લાલ છાયા જોઈ હતી. વંતરીએ પણ બરાબર એ રીતે પાણીમાં ભગીરથની છાયા જોઈ હતી. ભગીરથ ધ્રૂજી ઉઠ્યો હતો, અને એણે આંખો મીંચી દીધી હતી. અને એના પિતાનાં કપડાંને જોરથી બાઝી પડ્યો હતો.

"કેમ આવી છે ? "ભગીરથના બાપે તીણા અવાજે પૂછ્યું હતું.

"મારા માથામાં તેલ નથી ગંગાપુત્ર ! ઘરમાં ઘાસલેટ નથી. મને એકલાં એકલાં બહુ ડર લાગે છે." વંતરી રડતી હતી. પાણીમાં એનાં આંસુ પડતાં હતા.

"કેમ આ અઠવાડિયે છાબ આવી નથી ?"

દર શનિવારે ડોમ શેરીનો એક જણ અઠવાડિયાની છાબ આપી જાય. ચોખા, દાળ, મીઠું, તેલ લઈ જઈને છાતિમ ઝાડની નીચે મૂકી વૃક્ષને સાક્ષી રાખી "અઠવાડિયાની છાબ મૂકી છે," એમ બોલીને એક વ્યક્તિ દોડતી જતી રહે.

"કૂતરાંને આપ્યું."

"રૂપિયા લેશે ? રૂપિયા લે".

"મને કોણ જોઈતી ચીજો વેચે ?"

"આપીશ. હું ખરીદી આપીશ. તું હમણાં જા."

"હું એકલી રહી શકતી નથી."

"તો વંતરી શા માટે થઈ ? જા કહું છું".

ભગીરથના બાપે તળાવડીને કિનારેથી એક કાદવનો લોંદો ઉપાડ્યો ને એની પર ફેંક્યો. ત્યારે ચંડી વંતરી ભાગી ગઈ.

"બાપાજી ! તમે વંતરીની જોડે વાત કરી ?"

"ભગીરથને બહુ બીક લાગતી હતી. વંતરીની જોડે વાત કરવાથી માણસનું મૃત્યુ થાય જ. ભગીરથને થયું, કે એના બાપ મરી જશે. અને બાપના મૃત્યુનો વિચાર કરતાં જ એના માથા પર આભ તૂટી પડતું હોય એમ એને લાગ્યું. બાપ મરી જાય તો સાવકી મા એને તગેડી મૂકે એમાં કશો સંદેહ ન હોતો.

"હમણાં ભલે એ વંતરી હોય, તોયે એ તારી મા છે."

બાપે અત્યંત ગંભીરતાથી આશ્ચર્ય ઉપજાવે એવી વાત કરી. ભગીરથના ગળામાંનો કાકડો જાણે ગળામાં ભરાઈ ગયો હોય એવું લાગ્યું. વંતરી ! એ કોઈની મા હોઈ શકે ખરી ? વંતરી શું માણસ છે ? વંતરી તો માટી ખોદીને મેરલાં બાળકને બહાર કાઢે, એને લાડ કરે, ધવડાવે, વંતરીની નજર પડે તો એક હર્યુંભર્યું ઝાડ તરત જ સૂકાઈ જાય. ભગીરથ તો એક જીવતો જાગતો છોકરો હતો. એ શી રીતે વંતરીને પેટે જન્મ્યો ? ભગીરથ વિચારી શક્યો નહિ.

"પહેલાં માણસ હતી.. તારી મા હતી."

"તમારી વહુ ?"

"મારી વહુ."

મલીન્દરે કોણ જાણે શું વિચારી નિસાસો નાંખ્યો. એણે કહ્યું," તને બધું કહીશ ભગીરથ. તને કશો ભય નથી."

ભગીરથ હેબતાઈને બાપની તરફ જોતો ચાલતો હતો. મલીન્દરના ગળાનો આવો સૂર એણે પહેલાં ક્યારેય સાંભળ્યો નહોતો. એ ફક્ત ડોમ નહોતા, સ્મશાનના ડોમ, હવે મ્યુનિસિપાલિટી સ્મશાનમાં ફક્ત એક જ ડોમ રાખવા દેતી. ભગીરથના બાપદાદા વાંસ તથા નેતરનું કામ કરતા, સરકારી મરઘી પાલન ગૃહમાં કામ કરતા, ને ગંદવાડમાંથી ખાતર બનાવતા, ફક્ત મલીન્દર સિવાય એ વિસ્તારમાં કોઈ ડોમ આ કામનો જાણકાર નહોતો. તેથી જ મલીન્દરને મહકુમાર સબગૃહમાં કામ મળ્યું હતું.

સરકારી કામ. મલીન્દર ગંગાપુત્ર એમ સહી કરીને એ બેંતાલીશ રૂપિયા લેતો. ભગીરથને ખબર હતી, કે એના બાપ વચ્ચે વચ્ચે બેવારસ મડદાંને ચૂનો તથા બ્લીચીંગ પાવડરમાં રાખી મૂકીને એનાં હાડકાં બહાર કાઢતા. જો માણસનાં આખાં હડકાં મળે તો. નહિ તો ચામડી, નહિ તો હાડપિંજર પણ જો મળી જાય તો અઢળક લાભ.

સરકારબાબુ કલકત્તાના ડોક્ટરીનું જાણતા છોકરાઓને ચામડી, હાડકાં હાડપિંજર મોંઘી કિંમતે વેચી દે. ને એના બાપને જે દસ પંદર રૂપિયા આપે તેનાથી એ રાજી થાય. એ ઉપરના રૂપિયા વ્યાજે મૂકીને, પૈસામાંથી એના બાપ ડુક્કર ખરીદે.

મલીન્દર શરીર પર પહેરણ પહેરે, પગમાં જોડા પહેરેને જીલ્લા કચેરીમાં જાય. મહોલ્લામાં એ ખૂબ સન્માનીય માણસ.

એ મલીન્દરે આંખ લાલ કરીને ઘણા સમય સુધી ચંડી વંતરીની છાપરીની ઉપર ભગવારંગના આકાશને કપાળે સિંદુરથી રગ્યું એવું લાલ વરુનું નિશાન જોયું હતું. અને પછી બબડ્યો હતો. અંધારામાં બીક લાગે છે. અંધારામાં રહી શકે છે. એટલે તો વિધાતાએ વંતરી કરી દીધી.

હવે તો મરે તો જ વંતરીને શાંતિ મળે. પણ હવે વંતરી જાતે ન મરે તો કોઈ એનો જાન લઈ શકે નહિ. જાણે છે ?"

બહુ દુઃખ ન થયું હોય તો મલીન્દર આવી વાત કરે નહિ.

"કોણ માણસને વંતરી બનાવે બાપા ?"

"વિધાતા."

મલીન્દર આસપાસ જોતો હતો, કે ભીગરથની બપોરના તડકાળાં છાયા પડે છે કે નહિ. વંતરીઓ બજારનાં ફૂલ, ગુલાબ માખણવાળાની જેમ જાતજાતની તરકીબ જાણતી હોય છે. માનો કોઈ નાના બાળકને વંતરી ઉપાડી જવા ચાહતી હોય. ત્યારે એ જો પગપાળા જતી હોય તો ચામડીની બાળી નાંખે એવા સખત તડકામાં પણ એના મોઢા પર બાળકની છાયા પડેલી દેખાય. વંતરી અદૃશ્ય રહીને કપડાંની છાયા કરીને એની આડશમાં બાળકને ઉપાડી જાય. છોકરો મરી જાય અને કોઈ આળ ચઢાવે, તો વંતરી હોઠમાં હસીને કહે," હું તો સખત તડકાથી એને બચાવવા છાંયડો આપવા ગઈ હતી, તો તમારો છોકરો તો જાણે નિર્જીવ પૂતળાં જેવો થઈ ગયો હતો. એ લૂ લાગવાથી મરી ગયો."

ભગીરથની આસપાસ કોઈ એવી મેલી રમત નથી થતી એ જોઈને મલીન્દર

નિશ્ચિંત થઈ ગયો. એણે કહ્યું, "તને કશો ડર નથી બાપ ! તારું જરા અમસ્તું પણ બૂરું એ નહિ કરે."

તો પણ ભગીરથ ભયમુક્ત ન થયો. ફક્ત એ તરફ એનું મન ચાલ્યું ગયું. અનાજનાં ખેતરોમાં, ગાય લઈને, રેલ લાઈનની પેલી તરફ ચાલી જવાનું એને મન થયું. જઈને નજરે જોઈ આવે કે તદ્દન એકલી રહેવાથી વંતરીને કેવી બીક લાગે છે. જોઈ આવે કે વંતરી માથામાં શી રીતે તેલ નાંખે. અને એના ભીના વાળ ચૈત્રમાસના પવનમાં સૂકવે.

પણ ભગીરથ જઈ શકતો નહિ. એને ડર લાગતો.

એને થતું કે ગયા પછી ક્યારેય અહીં પાછું ન ફરી શકાય તો ? જો ત્યાં જ ભગીરથને એકાદ ઝાડમાં ફેરવી નાંખે કે વંતરી એને પથ્થર બનાવી દે તો ?

ઘણી વાર ભગીરથ ફક્ત એ તરફ જોઈ રહેતો.

એ જોતો છાતિમવૃક્ષ અને છાપરીની વચ્ચેનું આકાશ કોઈના કપાળ જેવું લાગતું. એ કપાળમાં કંકુના ચાંદલાની જેમ લાલ વરુનું નિશાન ક્યારેક સ્થિર થયેલું હોય, તો ક્યારેક હિલોળા લેતું હોય. એને થતું એકવાર દોડીને ત્યાં જાય. અને કદાચ ખરેખર જાય એ ડરથી ઊલટી બાજુ ફરીને ઘેર ચાલ્યો જાય.

એ નવાઈ ભર્યું હતું કે વંતરીનો છોકરો હતો, છતાં કોઈ એને હડધૂત કરતું નહોતું. પણ એને બધા વ્હાલ કરતા. વંતરીના છોકરા જોડે સારી રીતે વર્તન કર્યું હોય તો વંતરીને એની જાણ થાય, એટલે એ એનાં છોકરાંને કનડે નહિ, દૃષ્ટિ ન કરે, એનાં છોકરાં સાજાં સમાં રહે. જે એના છોકરાંને હડધૂત કરે તેના છોકરાં મરી જાય.

ભગીરથની નવી મા પણ કંઈ બોલે નહિ. શોક્યના છોકરા પર એને પ્રેમ હતો કે અણગમો, દ્વેષ કે સ્નેહ, તેની ક્યારેય કશી ખબર પડતી નહિ. એનું મુખ્ય કારણ એ હતું, કે એને પોતાનો છોકરો ન હોતો. ગૈરવી અને સૈરતી બે છોકરીઓ જ ફક્ત હતી. સંતાનમાં પુત્ર ન હોય તો ધણી પર જોર ના થઈ શકે. તે સિવાય, સાવકી માનો ઉપરનો હોઠ ફાટેલો હતો. દાંત દેખાતા હતા. એ ઘણું ખરું ઘરની બહાર જતી નહિ. "ક્યું મોઢું બતાવવા જાઉં કહો તો." એમ કહેવા જતી, પણ કહી શકતી નહિ. એ હસતી ન હોય તો પણ હસતી હોય એવું લાગે. "જુઓ ગંગાપુત્ર ! મારું મોઢું કપડાંથી ઢાંકી દો, નહિ તો લોકો કહેશે, દાંતરી ડોમની ચાલી."

જશી ઘરનું કામકાજ કરે, ઘર સાફ કરે, રસો કરે, લીંપે, લાકડાં એકઠાં કરે, ડુક્કરને હાંકી કાઢે, છોકરીઓનાં માંથાને ચોળ ચોળ કરે, ભગીરથની જોડે બાપલિયા કહીને વાતો કરે, "જમવા ચાલ બાપલિયા, નહાવા ચાલ, બાપલિયા" જાણે એની જોડે કૌટુંબિક સંબંધ હોય, વંતરીના છોકરાની ખાતરબરદાસ ન કરી હોય તો વંતરી એની બે છોકરીઓને બાણ મારે. જશી એ જાણતી. અને એ પણ જાણતી કે એક દિવ ભગીરથને આશરે જ એને જીવન વિતાવવું પડશે.

વચ્ચે વચ્ચે કામ કરતાં કરતાં એ ગાલ પર હાથ મૂકીને બેરી રહેતી. કોને ખબર, ભર બપોરે, વંતરી એની બે છોકરીઓને ધ્યાનમાં લઈ માટીનાં પૂતળાં બનાવે છે કે નહિ,

ને પૂતળાંને બાણ મારે છે કે નહિ. એ વખત જશી એ છે તેના કરતાં પણ વધુ કદરૂપી લાગતી. ઘણા દુઃખથી મલીન્દરે બધા કરતાં પણ કદરૂપી સ્ત્રીને સાચવી લીધી હતી. કેટલાંક ગામોની ડોમશેરીની બધા કરતાં સુંદર સ્ત્રી વંતરી થઈ ગઈ તે પછી મલીન્દર હવે રૂપાળી સ્ત્રીઓને જોઈ શકતો નહિ.

મલીન્દરને એની વહુ માટે અઢળક પ્રેમ હતો.

કદાચ એ પ્રેમ એના હૃદયમાં હોવાને કારણે જ એક દિવસ મલીન્દરે ભગીરથને ચંડી વંતરીની વાત કહી. બન્ને રેલવે લાઈન આગળથી ચાલતા જતા હતા. મલીન્દરના હાથમાં માંસનું પોટલું હતું.

મલીન્દરની આશ્ચર્યજનક નબળાઈ એ હતી, કે પાળેલા ડુક્કરને એ પોતાને હાથે કાપી શકતો નહિ. ડુક્કર પોષે, તેઠી એને જ્યારે કાપવાનો વખતે આવે ત્યારે એ ડુક્કર કોઈને વેચી દે. અને જે ખરીદે તે મલીન્દરને થોડું માંસ આપે.

"જરા છાંયડામાં બેસીએ ?."

જાણે તેર વર્ષમા છોકરાની મલીન્દરે અનુમતિ લીધી. વડના થડને અઢેલીને એ બેઠો. ભગીરથે પૂછ્યું, "અહીંથી ડાકુઓ જાય નહિ ?"

ભગીરથ હમણાં બુનિયાદી શાળામાં જતો, આ સરકારી શાળાની દીવાલ પરએના માસ્તર એક વખત ભીંત પત્રિકા લખાવતા, છોકરાઓ પાસે એ પોતે લખીને લાવતા, ને ભગીરથ એ શાહીથી લખતો, એ લખાણ વાંચવાથી ભગીરથે જાણ્યું હતું કે 1955ના અછૂત કાનૂન પછી તેઓ કોઈ પણ અછૂત નહિ હોય.

એને ખબર હતી, કે ભારતીય બંધારણ જેવી કોઈ ચીજ હતી. તેમાં પહેલેથી જ મૌલિક અધિકારની વાત લખેલી છે, અત્યંત સ્પષ્ટ રીતે. કે બધા દેશવાસીઓ સમાન છે.

ભીંત પત્રિકા હજી ટાંગેલી હતી. પણ ભગીરથના અછૂત ગણાની ન્યાતના જાણતા હતા, કે એમના સહાધ્યાયીઓ અને શિક્ષકો એ લોકોને બીજા છોકરાઓથી દૂર બેસાડતા. એ શાળામાં બીજી ન્યાતના છોકરાઓ બહુ જ ગરીબ કે અનાથ ન હોય તો આવતા નહિ. શા માટે આવે ? હવે તો બધી બાજુએ શાળાઓ હતી.

જે હોય તે, પણ ભગીરથ હવે બીજી ભાષામાં જ વાત કરતો હતો. મલીન્દરને એની વાત સાંભળવી ગમતી હતી. અને એને લાગતું કે એ ભગીરથનો નાલાયક બાપ છે.

ભગીરથે ડાકુઓ વિષે પૂછ્યું; હમણાં હમણાં સોનાડાંગા, પલાશી, ધૂબુલિયા એમ જગ્યાએ જગ્યાએ સાંજ અને રાતની ટ્રેનમાં લૂંટારુઓનો ત્રાસ ખૂબ વધી ગયો હતો. એમ જોવા જઈએ તો બધા લૂંટફાટ કરતા હોય છે. એ લોકો ગરીબ છાત્ર કોલોનીના રહેનારા પાકા ઘરના માલિક હોય છે. બહાર જુદી જુદી રીતે પોતાની ઓળખાણ આપે, ને ડબ્બામાં આવે તે પછી બરાબર ટાણું જોઈ સાંકળ ખેંચીને ટ્રેનને અંધારા મેદાનમાં ઉભી રખાવે. અંધારામાંથી ડાકુઓ આવે. તે પછી બધા મળીને, જે મળે તે લૂંટીને બધાંને મારે. ખાસ કરીને વડનું ઝાડ સાંજને વખતે ઘણું બિહામણું લાગતું હતું.

તેથી જ ભગીરથે ડાકુઓ વિષે મલીન્દરને પૂછ્યું. પણ મલીન્દરને એ વાતમાં બહુ રસ નહોતો. શૂન્ય મેદાનની તરફ જોતાં જોતાં, જાણે મેદાનમાં અને આકાશમાં કશુંક ખોળતો હતો. પછી બોલ્યો. "હું પહેલાં બહુ નિર્દય અને બેશરમ હતો. તારી મા છાનું છાનું રડતી. બહુ સારી હતી. ભગવાનનું માણસ હતી."

પણ ખુદ ભગવાને જ એક દિવસ ડોમશેરીમાં આવીને પાસો પલ્ટાવી દીધો. ચંડી વંતરી બની ગઈ. નિર્દય, નિષ્ઠુર, બાળ હત્યા કરનારી. અને મલીન્દર બની ગયો ખૂબ દયાવાન થવું જ પડ્યું.

એક જણ જો માનવ મટી જાય, માનવના વર્તુલમાંથી અલૌકિક જગતમાં અદૃશ્ય બારણું ઉઘાડીને અંદર ઘૂસી જાય, તો બીજા એક જણને તો માણસ જેવા માણસ થવું પડે ને ?

ભગીરથ એ સમયે સમજી શક્યો કે એનાં બાપ એને કશું કહેવા ઈચ્છે છે. ભગીરથને ઘણું આશ્ચર્ય થયું. તે દિવસે બાપાએ વંતરીની જોડે વાત કરી હતી. પછી કશું બોલ્યા ન હોતા. આજે પાછી વંતરીની વાત શા માટે કરે છે ?

મલીન્દરે ભગીરથનો હાથ પકડીને દબાવ્યો. ને કહ્યું, "ડરતો નહિ. બધાંને ખબર છે તો તું તારી માનો વૃતાંત નહિ જાણે ?"

એ લોકો ગંગાપુત્ર, ડોમ છે. મલીન્દર વાંસ કાપતો. ચંડી મરેલાં જાનવરો જ્યાં ખડકાતાં, ત્યાં એ જાનવરોનાં શબોની વ્યવસ્થા કરતી.

એનો વંશપરંપરાનો અધિકાર હતો. એ ગામની ઉત્તર દિશામાં નહેરની પાળ પર મરેલાં ઢોર, રાખવાની જમીન છે. પાંચ વર્ષની નીચેના બાળકો મરી જાય, તેને ત્યાં દાટવામાં આવે. એ જમીનમાં ચંડીનો બાપ દાટવા માટે ખાડા ખોદે બાળકનું મડદું દાટીને, પછી ઉપર કાંટાળાં ઝાડ ઝાંખરાં ખાડામાં દાટે, જેથી શિયાળવાં ત્યાં આવીને જમીન ખોદી મડદાંને ખાય નહિ. હૈ, હૈ, હૈયા.... એના ઘોઘરા કંઠનો હોંકારો રાત બેરાત હંમેશાં સંભળાયા કરતો.

ચંડીનો બાપ ફક્ત દારૂ અને ગાંજો પીતો, અને શનિવારે છાબડી લઈને ગામમાં ફરતો, અને બોલતો, "હું તમારો સેવક છું. હું ગંગાપુત્ર, મારી છાબડી ભરી દો."

બધાંને એનો ડર લાગતો. નાના બાળકો એની નજરે ન ચઢે એ રીતે ખસેડી લેવાતાં, અને કશું બોલ્યાં વિના એને ભિક્ષા આપીને ચાલી જતાં.

એક દિવસ એક ગોરી છોકરી, મોહક આંખો, છટાદાર વાળ, વાળી આવીને ઊભી રહી. એણે કહ્યું, "હું ચંડી અમુક ગંગા પુત્રની દીકરી. મારો બાપ મરી ગયો. બાપને આપતા હતા. તે ભિક્ષા મને આપો. મારી ઝોળી ભરી દો."

"બાપનું કામ તું કરશે ?"

"કરીશ."

"તને બીક નહિ લાગે ?"

"મને કશી બીક નથી."

ચંડી બીકથી બિલ્કુલ અજાણ હતી. છોકરો છોકરી મરી જાય તો મા બાપ રડે. તે શોકનો અર્થ સમજી શકાય. પણ બાળકના શબને કોઈ ઘરમાં રાખી મૂકે, કે રાખી શકે ? એની અંત્યેષ્ટિ કરવાનું તો ચંડીનું કામ એ એની જિવિકા એમાં બ્હીવાનું શું કે એમાં નિષ્ઠુરતા શાની ? અને જો હોય તો એ તો વિધાતાનો નિયમ છે. જે એણે કે ગંગાપુત્રોએ ઘડ્યા ન હોતા. તો પછી એ માણસ તરફ આટઆટલી ઘૃણા શા માટે ? એનાથી ડરવાનું કેમ ?

એ ચંડીની સાથે મલીન્દરે લગ્ન કર્યાં. તે વખતે મલિન્દરનું સરકારને હાડકાં વેચવાનું કામ ચાલતું. એ જમીનમાંનાં હાડકાનું ખાતર થાય. ને એની બહુ સારી કિંમત ઊપજે. મલીન્દરના હાથમાં પૈસા હતાં. એની છાતીમાં સાહસિકતા હતી. એ રાતે બૂમો પાડતો પાડતો ઘૂમતો. હું કોઈથી ડરતો નથી. હું આગ ખાઈ શકું. મને કોઈની બીક ન લાગે."

સાંજને સમયે હાથમાં ફાનસ લઈને ચંડીને એકલી વડના ઝાડની નીચે ભટકતી જોઈને એણે કહ્યું હતું, "તું અંધારાંથી બ્હીતી નથી ?"

"ના."

"તને ખબર છે હું આગ ખાઉં છું ?" ચંડીને હસતી જોઈને મલિન્દરને ખૂબ જ નવાઈ લાગી. એ વૈશાખમાં એણે ચંડી જોડે લગ્ન કર્યાં. ને તે પછીને વૈશાખે એની કૂખમાંથી ભગીરથ જન્મ્યો.

ચંડી ભગીરથને કેડમાં લઈને એક દિવસ રડતી રડતી આવી. એણે કહ્યું," એ લોકોએ મને ઢેખાળા માર્યા. ગંગાપુત્ર ! એ કહેતા હતા કે મારી નજર બહુ ખરાબ છે".

"કોણે ઢેખાળા માર્યા ?"

"તમે એ લોકોને મારશો ?"

"શા માટે માર્યા ?"

મલીન્દરે એના આંગણામાં વાડ બાંધતાં બાંધતાં નાચવાનું શરૂ કર્યું. ગુસ્સો જાણે એ તાંડવદ્વારા વ્યક્ત કરતો હતો. "કોણ છે મારી વહુને ઢેખાળા મારનાર ? કોની એટલી હિંમત છે ?" એણે ગાળાગાળી શરૂ કરી.

ચંડી થોડી ક્ષણ એની સામે ટગરટગર જોતી બેસી રહી. પછી એણે કહ્યું, "ગંગાપુત્ર ! મારું મન હવે હથિયાર પકડવા ના પાડે છે. પણ વિધાતા એ કામ મારી પાસેજ કરાવશે તો હું શું કરું બોલો ?"

ચંડી આશ્ચર્યથી ડોકું ધૂણાવતી હતી અને પોતાના હાથ તથા પગની તરફ જોતી હતી. એના વંશમાં - ભાઈ, કાકા - મોટાભાઈ કોઈ હોતતો વંશનું કામ કરત, પણ કોઈ નહોતું, એ લોકો આદિયુગના સ્મશાનના દાસ હતા, જ્યારે હરિશચંદ્ર ચંડાલ થયો હતો, ત્યારે ચંડીના પૂર્વપુરુષે એને કામ શીખવ્યું હતું. પછી જ્યારે હરિશચંદ્ર પાછો રાજા થયો, ત્યારે સસાગરા પૃથ્વી એની થઈ ગઈ. એ ખૂબ દાન કરવા લાગ્યો.

"મારી શી વ્યવસ્થા કરશો ?"

એ જ ગંગાપુત્રે રાજસભામાં આગળ આવીને પૂછ્યું હતું. એમના કાનમાં રાવણની ચિતાના ભડકાનો અવાજ સંભળાતો હતો. તેથી એ દરેક વાતા ઘાંટા પાડીને કરતો. ધીરો સાદ સંભળાય નહિ.

"શાની વ્યવસ્થા ?"

"બ્રાહ્મણોને ગાયબળદ મળશે, સંન્યાસીને રોજ ભિક્ષા મળશે, તો અમને શું મળશે ? અમારી શી વ્યવસ્થા ?"

"પૃથ્વીનાં બધાં સ્મશાનો તમને આપ્યાં."

"શું આપ્યું ?"

"સસાગરા પૃથ્વીનાં બધા સ્મશાન તમને આપ્યાં."

"આપ્યાં ?"

"આપ્યાં, આપ્યાં, આપ્યાં."

ત્યારે એ જ ગંગાપુત્ર બન્ને હાથ ઊંચા કરીને ખૂબ નાચ્યો હતો. ઉલ્લાસથી કહેતો હતો, "હા અમને બધાં સ્મશાન મળ્યાં છે બધાં સ્મશાન મળ્યાં છે. આ પૃથ્વીનાં બધાં સ્મશાન અમારાં."

એ વંશની એક જણ ચંડી પોતાના જાતકર્મને છોડી શકે ? જો છોડે તો એથી દેવોનો રોષ વહોરી નહિ લે તેની ખાત્રી શી ? એથી ચંડીને બહુ ડર લાગતો હતો હમણાં હમણાં એ ખૂરપીથી ખાડો ખોડતી ત્યારે એ મોઢું ફેરવી લેતી ખાડામાં કાંટા, ઝાંખરાં, દબાવવા છતાં, એનો ભય જતો નહિ. મનમાં થતું, કે કોઈ પણ વખતે મોઢામાં આગ લઈને શિયાળ વડના ઝાડ જેવા મોટા મોટાં પંજાથી માટી ખોદવી શરૂ કરશે.

"ભગવાન - ભગવાન - ભગવાન ....." ચંડીએ ધીમેધીમે રડવા માંડ્યું એ દોડીને ઘેર આવી રહેતી. ઘરમાં બત્તીના અજવાળામાં બેસી રહેતી, અને ભગીરથની સામુ જોઈ જોઈને દેવને યાદ કરતી, એ સમયે ચંડી આખો વખત એવી કામના કરતી કે દરેક બાળક અખંડ પરમાયુ લઈને જીવે. કારણ કે પહેલાં એના જે નબળાઈ નહોતી, તે હવે એનામાં આવી હતી.

ભગીરથની વાત યાદ કરીને એને દરેક બાળકને માટે દુઃખ થતું, ઘણું જ દુઃખ થતું જો વડની નીચે ઘણો સમય શેકાવાનું થાય, તો એની છાતીમાં દૂધ ઉભરાવા માંડે. મોઢું નીચું રાખીને એ ખાડો ખોદતા એના બાપનો વાંક કાઢતી. એણે શા માટે છોકરીને આ નિર્દય કામમાં પરોવી ?

"તમે બીજું કોઈ માણસ શોધી કાઢો. મારું મન આમાં લાગતું નથી." ચંડીએ એક દિવસ આ વાત પણ કરી હતી.

પણ એની વાત કોઈએ સાંભળી નહિ. મલીન્દરને એની વાત ઝાઝી સમજાતી નહિ, કારણ બીજા માણસને જે જોઈને ડર લાગતો, ઘૃણા ઊપજતી, તે અપવિત્ર શબ શરીર, હાડકાં, ચામડાં એ તો એની જિવિકા હતી. ચંડીની વાત સાંભળી એ કહેતો "તું નકામી ડરે છે."

ચંડી બહુ રડે તો એ કહેતો, "તારા પિયરના વંશમાં તો કોઈ નથી. કોણ આવશે આ કામ કરવા ?"

આ વખતે જ એ કારમી ઘટના બની. મલિન્દરની એક દૂરની બહેન ગામમાં ફરવા આવી હતી. એની છોકરી થોડા દિવસમાં ચંડીની જોડે બહુ હળી ગઈ હતી. ગામમાં તે વખતે શીતળાનો વાવર હતો. ચંડીનાં સગાંસંબંધી ક્યારેય શીતળાની રસી ટંકાવતાં નહિ. શીતળામાતાના મંદિરમાં જતાં. ચંડીએ નણંદની છોકરીને કેડમાં લીધી હતી. અને નણંદને લઈને શીતળામાતાની પૂજા કરીને આવી હતી. રેલવે લાઈન આગળ બિહારી મજુરો જ્યારે કામ કરતા, ત્યારે એમણે શીતળાની દેરી બંધાવેલી. ત્યાં એક બિહારી પૂજારી હંમેશાં રહેતો.

થોડા દિવસ પછી એ જ બાળક માની દયાને લીધે મરી ગયું. ચંડીના ઘરમાં નહિ ક્યાંક બીજે. પણ છોકરીની મા - બાપ - ફોઈ - કાકા બધાં કહેવા લાગ્યાં, કે ચંડીએ જ એને લીધી.

"મેં ?"

"હા, તેં જ."

"મેં નહિ, મેં નહિ." ચંડી એના સમાજનાં સ્ત્રીપુરુષો તરફ તીરછી નજરથી જોઈ ગુસ્સાથી કહેતી હતી.

"હા,તેં જ."

"ક્યારેય નહિ."

ચંડીએ સાપણની જેમ ફૂફાડો માર્યો :" હું ક્યારેય કોઈનું કશું બૂરું કરુ નહિ. જાણો છો, હું ક્યા વંશની છું ?"

ભીરુ કુસંસ્કારથી અંધ માનવો ભયથી આંખો નીચી કરી, ફસફસ કરતા કહેતા હતા, "છોકરીને માટીમાં દાટતી વખતે તારી છાતીમાંથી માટી પર દૂધ શા માટે પડ્યું ?"

"હા. મૂરખાઓનો સમાજ...."

ચંડીએ થોડી ક્ષણ ઘૃણા અને વિસ્મયથી બધા તરફ જોયા કર્યું, પછી કહ્યું ઠીક છે, પિતૃપુરુષનો શાપ મને લાગે. હું ડરતી નથી. આજથી એ કામ હું છોડું છું."

"કામ છોડી દેશે ?"

"હા છોડી દઈશ. તમે વીરપુરુષો મને શું કરશો ? ઘણા દિવસથી આ કામમાં મારું મન માનતું નહોતુ ગંગાપુત્રને સરકારી કામ મળશે. આ કામમાં હું મરવા જાઉં ?"

સમાજના બધાને મૂરખ બનાવી ચંડી ઘેર જતી રહી. એણે મલીન્દરને કહ્યું, "આ કામ મેં છોડ્યું. હું કામ મળે ત્યાં ચાલી જઈશ. એ લોકોએ મને શું કહ્યું, તે જાણો છો ?"

મલીન્દર ચંડીની મજાક કરીને પરિસ્થિતિ હળવી બનાવવા ચાહતો હતો. એણે હસીને કહ્યું, "એ લોકોએ શું કહ્યું તું વંતરી થઈ ગઈ ?"

કહીને મલીન્દરે આર્તનાદ દબાવી દીધો. શું કહ્યું એણે ? આર્તનાદ દબાવી એ શું બોલ્યો ? મલીન્દરે એ કેવી ભયાનક વાત ઉચ્ચારી ?

ચંડીએ વાસની ખીંટી પકડીને કાંપવા માંડ્યું, ઉશ્કેરાટથી, દુઃખથી, ગુસ્સાથી એ જોરથી ચિચિયારી પાડતી બોલી, "ઘરમાં વંશનું બાળક હોય, ત્યારે કોઈ આવી ગંદી વાત કરે ખરું ? હું વંતરી ? હું ઘરબાર, છોકરો, બધું છોડીને મરેલા બાળકને દૂધ પિવડાવું છું ? મરેલાં બાળકને લાડ કરું છું ? હું વંતરી ?"

"ચૂપ."

મલીન્દરે એને ધમકાવી, કારણ એ ભરબપોરનો સમય હતો. એ વખતે માણસની ખોટીવાત - ગંદા સમાચાર વાતાવરણમાં ફેલાઈ જાય, એ સમયે જો માથામાં તેલ ન હોય, ખાવાનું ન હોય તો મનમાં ગુસ્સો, હિંસા, આક્રોશ સહજ રીતે ભડકી ઊઠે. મલિન્દર એના સમાજના લોકોના સ્વભાવ અને ચરિત્રથી સુપરિચિત હતો.

"હું વંતરી નથી. ના હું વંતરી નથી."

ચંડીનું આક્રંદ ભીંતોને ભેદીને વાતાવરણમાં પહોંચી ગયું. પવને એક ક્ષણમાં એ આક્રંદના ખબર ઈશાનથી અગ્નિ આકાશને બધે ખૂણે ફેલાવી દીધા હતા.

ચંડી એકવાર રડીને ચૂપ થઈ ગઈ હતી. એણે બીજું કશું કહ્યું નહોતું. પણ મલીન્દરને કહ્યું હતું - આપણે અંધારામાં ક્યાંક જતા રહીએ."

"ક્યાં જઈએ ?"

"ભાગી જઈએ ?"

"ક્યાં ?"

"મને ખબર નથી.

ચંડીએ મલીન્દરની પાસે આવીને એ ભગીરથને ખોળામાં લઈને બેઠી હતી. ને કહ્યું હતું, "પાસે આવો. તમારી છાતી પર માથું ઢાળું," એણે કહ્યું હતું, "મને બહુ બીક લાગે છે. પિતૃપુરુષનું કામ નહિ કરું એમ કહીને આવી ત્યારથી ડર લાગે છે. અત્યાર સુધી તો ડર લાગતો નહોતો. આજે એવી બીક લાગે છે, જાણે તમને નહિ મળી શકું, ભગીરથને એ લોકો મળવા નહિં દે, હે ભગવાન !"

આ વાત કહીને મલીન્દરે આંખો લૂછી - એણે કહ્યું, "હવે મનમાં થાય છે. તે દિવસે ભગવાને એના મુખથી એ વાત કહી હતી. સમજ્યો ?"

"તે પછી ?"

તે પછી ચંડી થોડા દિવસ સૂનમુન થઈને બેસી રહી. થોડું કામકાજ કરે, અને ભગીરથને ખોળામાં લઈને બેસી રહે. ગીતો ગાય. ઘરમાં બહુ ધૂપ કરે, દીવા સળગાવે, અને વચ્ચે વચ્ચે કાન માંડીને સાંભળે.

આ રીતે બે મહિના તો સારી રીતે વીત્યા. ચંડીને બોલાવવા કોઈ આવતું નહોતું, કોઈને એને બોલાવવાની જરૂર પણ ન લાગી. એ થોડા દિવસો એમણે ખૂબ શાંતિમાં વિતાવ્યાં, ચંડી પણ ઘણી શાંત હતી. એણે કહ્યું, "આ કૂમળાં બાળકોની બીજી કોઈ વ્યવસ્થા કરવી પડશે. આ વ્યવસ્થા બહુ ખરાબ છે."

"થશે, થશે, વ્યવસ્થા થશે. બધે વ્યવસ્થા થાય છે."

ચંડી કહેતી, "મેં સારું કર્યું કે ખરાબ કર્યું તે કોણ કહી શકે ? જુઓ મારું મન કહે છે, કે મારા બાપે જ મારી પાસે એ બોલાવેલું." મારું મન કહે છે, કે જે થવાનું હોય તેના ભણકારા પહેલેથી સંભળાતા હોય છે."

"ચૂપ કર ચંડી."

મલીન્દરને પણ બીક લાગતી. વચ્ચે વચ્ચે એને લાગતું, કે ચંડી વંતરી થતી જાય છે. ચંડી રાતના ચમકી ઊઠતી, એ વડની નીચે જાણે કોકનું ક્રંદન સાંભળતી. કદાચ સમાજ જે કહે છે તે સાચું હોય, એને થતું કે આના કરતાં તો દેશ - ગામ - છોડીને શહેરમાં જતા રહેવું સારું.

સમાજ પણ ચંડીને ભૂલ્યો નહોતો. ચંડીની ઉપર એ નજર રાખતો હતો. ચંડીએ જાણતી નહોતી, સમાજ જ્યારે ઈચ્છે ત્યારે લાખો આંખોની નજર રાખે, અને જ્યારે ઈચ્છે નહિ, ત્યારે અલક્ષ્ય નજર રાખે. સમાજને માટે કશું અસાધ્ય નથી હોતું.

તેથી એક દિવસ વાવાઝોડાંની રાતે જ્યારે મલીન્દર દારૂ પીને નશામાં ચકચૂર થઈને ઊંઘતો હતો, ત્યારે એનાં આંગણામાં માણસો ઉભરાતાં હતાં. કેતને એને ઉઠાડીને બોલાવ્યો હતો. એ મલીન્દરનો માસો થતો હતો. એણે કહ્યું હતું, "તારી વહુ વંતરી છે કે નહિ, તે જોઈ જા."

ઊંઘ ઊડી ગયેલી આંખે મલીન્દર મૂરખની જેમ એ લોકો સામે જોતો થોડી ક્ષણો બેસી રહ્યો હતો.

"જોઈ જા. સાલા જોઈ જા. ઘરમાં વંતરીને પોષીને રાત દિવસ અમારાં છોકરાંઓનો ભોગ આપે છે ?"

મલીન્દર જોવા ગયો હતો.

એણે જોયું - વડની નીચે મશાલ સળગે છે, ફાનસ છે. સમાજનાં છોકરાઓ ગોળાકારમાં વીંટળાઈને બેઠાં હતાં. કોઈ કશું બોલતું નહોતું.

"ચંડી રે !"

મલીન્દરના આર્ત ચિત્કારે શૂન્યને છરી મારીને ભેદી નાંખ્યું. હતું. બધા સ્તબ્ધ હતા. બધા જોતા હતા, કે એ શું કરે છે ?

"ચંડી."

ચંડી ઊભી હતી. એના હાથમાં એક બરછી હતી. પાસે ફાનસ હતું. એક પંજામાં કાપેલા ઝાડની ડાળી ઊંચી કરી હતી.

"ડાળી અને ઝાંખરાથી હું ખાડો ઢાંકતી હતી."

"શા માટે ? તું ઊઠીને શા માટે આવી ?"

"શિયાળવાં બૂમો પાડતાં જેવા બંધ થયાં ત્યારે મારા મને કહ્યું : એ ખાડો ખોદીને મડદાં ઉઠવી જશે."

"તું વંતરી છે."

ગામના લોકો જાણે મંત્રોચ્ચાર કરતા હોય એમ બ્હીતા બ્હીતા બોલ્યા.

"કોઈ પૂરાવો છે ?"

"તું વંતરી."

"એ મારું વંશપરંપરાગત કામ છે. એ લોકોને શી ખબર ?"

"તું વંતરી છે"

"હું વંતરી નથી. મારા ખોળામાં કૂમળું બાળક છે. મારી છાતી દૂધથી છલકાય છે. હું વંતરી નથી. ગંગાપુત્ર તમે કહોને તમને તો બધી ખબર છે."

ફાનસનાં અજવાળામાં, વરસાદથી લપટાયેલી છાતી પરનો લૂગડાંનો છેડો મલિન્દર મંત્રમુગ્ધની જેમ જોઈ રહ્યો હતો. મલીન્દરની છાતી જાણે ફાટફાટ થતી હતી. કોણ કહેતું હતું: "ઓ મલીન્દર સાપ જોઈને તું એની પાસે જાય, આગ જોઈને અંદર હાથ નાંખે, તે હવે કેમ એની પાસે જતો નથી. તારાં તો કેવાં પ્રેમલગ્ન હતાં, પ્રેમભર્યું ઘર છે. તું જશે તો સત્યાનાશ વળી જશે ?"

મલીન્દર પાસે ગયો હતો. લાલ આંખથી ચંડીને એકીટશે જોઈને પશુની જેમ કરાંઝી ઊઠ્યો હતો, "અરે, યાર, તું વંતરી. વડ નીચે આવીને કોને ધવડાવતી હતી ? અરે, એઈ."

"ગંગાપુત્ર ! હાય રે."

ચંડીના છાતીફાટ ભયંકર રુદને માટીમાનાં મરેલાં શિશુઓને, ચંડીના પિતાના અશાંત આત્માને, એના આદિપુરુષ તે આદિ ડોમને બધાને ડર લાગ્યો હતો. માણસના જગતમાંથી માનવેતર અતિલૌકિકમાં નિર્વાસન વખતે મનુષ્યનો આત્મા લાગતું હતું કે આમજ રડતો હશે. અને આ રીતે અવનિ, આકાશ માટીને કંપાવતો હશે.

પણ મલીન્દર દોડીને ઘેર આવ્યો અને એના સસરાના શનિપૂજાના ઢોલને લઈને પાછો વડ નીચે આવ્યો. ઢોલ પર દાંડિયા મારતો, ગામને કંપાવતો એ ચિચિયારી પાડતો હતો - હું મલીન્દર ગંગાપુત્ર જાહેર કરું છું કે મારી વહુ વંતરી થઈ ગઈ છે, રે વંતરી થઈ ગઈ છે."

"પછી શું થયું ?" ભગીરથ જાણવા ચાહતો હતો.

"તે પછી સમાજ એને બિલીના ઝાડ નીચે લઈ ગયો બાપ ! એ જડ જેવી થઈ ગઈ. જો સાંભળ ! વંતરી ગીત ગાય છે."

ઘણે દૂરથી પતરાં પર દાંડી ઠોકવાનો અવાજ અને એક અદ્ભુત ગીતનો સૂર તરતો તરતો આવ્યો. ગીતમાં શબ્દો નહોતા. એમ લાગતું હતું, કે એમાં કોઈ કથા નહોતી, પણ ધીરે ધીરે વાર્તા સમજાવા લાગી.

'સૂઈ જા, સૂઈ જા રે મારા સોના, ઊંઘ આવે મારા લાડકડાને, એ ગીત ભગીરથને આવડતું હતું. બાળની પાસે એ ગીત ગાઈ હમણાંની મા ગૌરવી-સેવતીને પોઢાડતી હતી.

"ચાલ ઘેર જઈએ બાપ."

મલીન્દર અભિભૂત ભગીરથને લઈને ઘર તરફ જવા લાગ્યો. ભગીરથ સમજી

શક્યો - વંતરીનું ગીત એની અંદર જડાઈ ગયું હતું. એના લોહીમાં ભળી ગયું, અને એક ન સમજાય એવી વેદનાની જેમ એના કાનમાં રણકવા લાગ્યું.

તેના થોડા દિવસ પછી બપોરની વખતે ભગીરથ એકલો મઝા નહેરની પાસે ગયો. ઘણે દૂરથી એને ડબલાંનો અવાજ સંભાળાતો હતો. એ સાંભળીને એ દોડતો આવ્યો હતો. પાણીમાં વંતરીની છાયા હતી. વંતરી એને જોતી નહોતી. એ આંખ નીચી કરીને માટીની કુલડીમાં પાણી ભરતી હતી.

"તારી પાસે બીજું કપડું નથી ?"

વંતરી ચૂપ. વંતરીએ મોઢું ફેરવી લીધું હતું.

"તું સરસ કપડાં પહેરશે ?"

"ગંગાપુત્રના દીકરા ! ઘેર જા."

"હું હમણાં નિશાળમાં ભણુ છું. હું સારો છોકરો છું."

"મારી જોડે વાત ન કરતો. હું વંતરી છું."

"હું તો છાયા જોડે વાત કરું છું."

"મારી છાયામાં પાપ છે, એ વાત ગંગાપુત્રનો દીકરો શું જાણતો નથી ?"

"મને કશો ડર નથી."

"ઘેર જા. બહુ સખત તડકો છે. લૂવાય છે. આવે વખતે દૂધિયા છોકરા બહાર નીકળે નહિ."

"તને એકલા રહેતાં બીક લાગે છે ?"

"એકલી ! ના, રે .... મને કશી બીક નથી. એકલી રહેતાં વંતરી બ્હીએ ?"

"તો તું રડે છે શા માટે ?"

"કોણ કહે છે ?"

"મેં સાંભળ્યું છે."

"ગંગાપુત્રના દીકરાએ સાંભળ્યું છે ? હું રડું છું ?" પાણીમાં લાલ છાયા કાંપે છે. વંતરીની આંખમાં પાણી વંતરીએ આંસુ લૂછ્યાં એણે કહ્યું, "ઘરે જઈને ગંગાપુત્રના દીકરા ધ્યાન દઈને ભણજે. વંતરીની આસપાસ ક્યારેય આવતો નહિ. નહિ તો .... હું ગંગાપુત્રને કહી દઈશ."

ભગીરથે જોયું, કે કિનારા પરથી વંતરી જતી હતી. એના વાળ પવનથી ઊડતા હતા. લૂગડાનો પાલવ લાલ ભગીરથ ઘણી વાર સુધી ત્યાં બેસી રહ્યો. નહેરનું પાણી સ્થિર થયું ત્યાં સુધી બેસી રહ્યો. પણ કોઈએ ગીત ગાયું નહિ, 'સૂઈ જા સૂઈ જા, સોના ઊંઘ આવે મારા લાડકડાને.'

ઘેર જઈને વંતરી પણ ઘણી વાર સુધી બેસી રહી. બેઠીબેઠી એ ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગઈ. વિચાર કરી કરીને આખરે ઊઠીને ઘણીવાર પછી એક ભાંગેલી આરસી ખેંચીને બહાર કાઢી.

"ચહેરામાં કશું નથી."

અસ્ફુટ સ્વરે વંતરીએ કહ્યું." એક વાર વાળ બાંધીને અંબોડો વાળવાનો વિચાર કર્યો. વાળ ઘણા ગૂંચાઈ ગંઠાઈ ગયા હતા. "છોકરાએ કપડાની વાત શા માટે કરી ?" એને તો કશું યાદ રહેવાનું કારણ નથી. સારાં કપડાં, સારા શહેરોની વાત." ભવાં સંકોચી ઘણીવાર સુધી વંતરીએ વિચાર કર્યો. ઘણા સમયથી એ માણસની જેમ વ્યવસ્થિત રીતે વિચાર કરી શકતી નહોતી. ફક્ત ઝાડનાં પાંદડાનો અવાજ, પવનના સૂસવાટા રેલવેનો અવાજ એ બધાને લઈને શું વિચારી શકાય ?

પણ આજે એને થયું, કે છોકરાનું સત્યાનાશ વળી જશે, એકાએક માણસની વહુની જેમ અવિચારી મલિન્દરની ઉપર એને ઘણી ચીઢ ચડી છોકરાને વારવાનું કોનું કામ છે ? એને વંતરીની નજરથી દૂર રાખવાની જવાબદારી કોની છે ?

ઊઠીને, ફાનસ સળગાવી, રેલલાઈન આગળ આવી. એ આગળ વધવા લાગી. થોડે દૂર એક ઓરડી હતી, લેવલ ક્રોસીંગ ત્યાંથી મલીન્દર આવતો હતો. આવીને પાળ પરનો રસ્તો પકડીને ઘરે જાય છે. લાઈન પરથી જતાં જતાં એણે લોકોને જોયા. એ લોકો લાઈન પરથી શું સેરવતા હતા ?

ના, રેલના પાટા પર વાંસ લાવી લાવીને ખડકતા હતા.

આજે બુધવારે રાતે ફાઈવ-અપ લાલ ગોલા મેલ-બેગ આવશે. ઢગલેબંધ રૂપિયા. ઘણા દિવસથી એ લોકોને માટે તૈયારી કરતા હતા.

"તમે કોણ છો ?"

વંતરીએ ફાનસ ઊંચું કર્યું. ને પોતાના મોઢા આગળ હલાવ્યું. લોકોએ મોઢા ઊંચાં કર્યાં. બીકથી સફેદ પૂણી જેવા થઈ ગયા, આંખો ફાટી ગઈ. એ સમાજમાં માણસને આટલાં ભયભીત થયેલાં વંતરીએ ક્યારેય જોયા નહોતાં.

"વંતરી !"

"તમે લોકો પાટા પર વાંસ ખડકો છો ? તમારે ગાડી લૂંટવી છે ? હવે મારી બીકને લીધે ભાગો છો ? પહેલાં આ વાંસ હઠાવો. સત્યાનાશ વળશે."

એ લોકો પાટા પરથી વાંસડા ખસેડી શક્યા નહિ સર્વનાશ અટકાવી શક્યા નહિ. સમાજ હંમેશાં એ જ કરતો આવ્યો છે, સમાજનું તો એ કામ જ છે. એમાંના જ એક જણે ઢોલ પીટીને એને વંતરી બનાવી દીધી હતી. વાતાવરણમાં વરસાદનાં ઝાપટાનો અવાજ સંભળાતો હતો. ચંડીએ ફાનસ હાથમાં લીધું. અસહાય, કેટલી અસહાય છે ચંડી!એ જો વંતરી હોય તો એણે પોષેલા અંધારાના દાનવો આવીને ટ્રેનને અટકાવતા કેમ નથી ? સમાજ તો આવું જ કરી શકે, ફક્ત આવું જ. ચંડી કેવી અસહાય છે, લાચાર છે. હવે ચંડી શુ કરે ?

ચંડી હાથમાં ફાનસ લઈને દોડવા માંડી. એક હાથ ઊંચો કરીને વારવા લાગી, "આવશો નહિ. આગળ વધશો નહિ, અહીં વાંસનો ડુંગર ખડકાયો છે."

ટ્રેન વંઠેલા છોકરાની જેમ કશી મનાઈને ન ગણકારતાં ચંડીની ઉપર ધસી ગઈ.

પ્રાણ આપીને ટ્રેનને અકસ્માતથી બસાવવા માટે ચંડીનું નામ દૂરદૂર સુધી

પહોંચી ગયું. અને એણે સરકારનું ધ્યાન પણ આકર્ષ્યું

શબઘરથી એ લોકો જ્યારે ચંડીને લઈને ચાલ્યા ગયા ત્યારે ફોજદાર મલીન્દરના ગામમાં આવ્યો. એની સાથે બી.ડી.ઓ. હતો.

"રેલ્વે કંપની ચંડી ગંગાદાસીને મેડલ આપશે, મલીન્દર. તારો વૃતાંત તો મને "ખબર છે, એમ મેં કહ્યું." એનું કોઈ છે કે નહિ તે તપાસ કરવા એ આવ્યા છે?"

"સાહસ કર્યું. ઘણું સાહસ કર્યું. બધા એનાં ભારોભાર વખાણ કરે છે. તારું કુટુંબ !"

બધા મૂંગા રહ્યા. સમાજના લોકો એકબીજા તરફ જોવા લાગ્યા. નીચે મોઢે જમીન તરફ નજર રાખીને કોઈએ કહ્યું, "હાજી, એ અમારી જાતની હતી."

ભગીરથને આશ્ચર્ય થયું. એ બધાનાં મોઢા તરફ જોવા લાગ્યો.

ચંડીને એ લોકોએ પોતાની ન્યાતની કહી ? ચંડીને એ લોકોએ સ્વીકારી લીધી ?

"તમારા બધાના હાથમાં તો સરકાર ચંદ્રક આપે નહિ."

"મને આપો." ભગીરથ આગળ આવ્યો.

"તું કોણ ?"

"એ મારી મા હતી."

"અચ્છા ! તારું નામ શું ?"

બી.ડી.ઓ. લખવા લાગ્યો. ભગીરથની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં...ભગીરથે ગળું ખંખેર્યું, ને કહ્યું, "મારું નામ ભગીરથ ગંગાપુત્ર."

બાપ પૂજા મલીન્દરનો પુત્ર. નિવાસ ડોમ શેરી.

મા ઈશ્વર ચંડી ગંગાદાસી .........."

ભગીરથ વંશ-પરિચય આપવા લાગ્યો.

# બેહૂલા

નદીનું નામ બેહૂલા, ગામનું નામ બેહૂલા, બ્લોક ઈરફાનપુર હેલ્થ સેન્ટર કૃષિ સમવાય ઓફિસ બધુંજ ઈરફાનપુરમાં, બાલિગંજ સ્ટેશનથી અઢીકલાકને ટ્રેનને રસ્તે ઈરફાનપુર સ્ટેશન ત્યાં ઊતરીને ફક્ત પગરસ્તે જ જવાનું. શિયાળા ઉનાળામાં ડાંગરનાં ખેતરોની પાળ ઉપરથી જઈ શકાય. વરસાદમાં ત્યાં જઈ શકાય એમ નહિ. ત્યાં બધે ચીકણો કાદવ હોય. ગામમાં લોકો કહે, "રડતા રડતા બેહૂલા જાઓ, ને રડતા રડતા પાછા આવો." અહીં વસન્તકુમાર આવ્યો હતો. એ હાફકિન ઈન્સ્ટીટ્યુટમાં હતો. બંગાળી છોકરો. અપૂરતા પોષણને લીધે ક્ષયગ્રસ્ત, અને સામનો ન કરી શકે એવા માનવ શરીરમાં "કાલાજ" અથવા સામાન્ય કરાઈત સાપની વિષક્રિયાં એના સંશોધનનો વિષય હતો. એ માટે એ અહીં આવ્યો હતો. 24 પરગણાના આ ગામમાં અહીં અપુષ્ટ, ક્ષયગ્રસ્ત, રોગનો સામનો ન કહી શકે એવાં માનવ શરીરો અને કાલાજ પુષ્કળ હતા. કાલાજ સાપની વસ્તી ખૂબ. જમીન ફળદ્રુપ હતી. આખા પ્રદેશમાં સૂકલકડી તથા ભૂખાળવાં માણસોનો ફાલ સારા પ્રમાણમાં. આ બન્ને પ્રકારની ફળદ્રુપતા વરસાદ, રેલ, હોવાછતાં પણ અક્ષુણ્ણ રહેતી. કાલાજ આ પ્રદેશમાં શિયકચાંદા અથવા શિકડચાંદા નામથી જાણીતા હતા. કાલાજના દંશથી મૃત્યુ પણ અહીં પુષ્કળ.

"કાલાજ અથવા બાંગેરાસ કોરુલિયસ ભારતમાં બધે હોય છે. સમથળભૂમિમાં લોખંડના જેવી ભૂરી ચામડી પર સફેદ પટા. બહુ લાંબા 1500 મિલિમીટર. નર વધારે લાંબા. સાપ નિશાચર, ગોખરુ પછી કાલાજના દંશથી બધા કરતાં વધારે લોકો મરે. પુરુલિયામાં એ "ડોમનાચિતિ" નામે ઓળખાતા. ત્યાં લોકોમાં કહેવત હતી - 'જો કરડે ડોમના, તો બોલાવો બામણાં,' એટલે મૃત્યુ અનિવાર્ય છે. શબની અંત્યેષ્ટિ ક્રિયા માટે બ્રાહ્મણને બોલાવો. ગોખરા અથવા ચન્દ્રબોડાનું ઝેર 12 કે 15 મિલીગ્રામ જો શરીરમાં પ્રવેશ કરે તો "સ્નેકવેનમ એન્ટિસિરમથી કામ થાય. કાલાજનું ઝેર 6 મિલિગ્રામથી વધારે જો શરીરમાં પ્રવેશ કરે તો એન્ટિસિરમ કામ લાગે નહિ. સાપને સૂકી જગ્યા ગમે; જેમકે ઈંટની ભઠ્ઠી."

વસંતકુમારને બેહૂલા ગામમાં આવીને જે ખેડૂતનું ઘર ના છૂટકે ભાડે રાખવું પડ્યું (બીજું કોઈ પાકી બાંધણીનું ઘર ગામમાં નહોતું) તે ઘરવાળો હૃદય અથવા હેદો નસ્કર જ કાલાજને ઉછેરતો. એક વાર એણે ઈંટની ભઠ્ઠી નાંખવાનો શુભ સંકલ્પ કર્યો હતો. અને કામ શરૂ કર્યું હતું. લાખો ઈંટ પકવતો. તે પછી, ભઠ્ઠી ચલાવવાનો ખર્ચો ઘણો અને એમાં ફાયદો ન થાય એમ લાગવાથી એણે એ સંકલ્પ છોડી દીધો હતો. એ ઈંટની

ભઠ્ઠી, કાલાજને પાળવા પોષવાની ઉપયોગી જગ્યા હતી. થોડી ઈંટ લાવીને એણે બીજો માળ ચણ્યો હતો. તે પછી છોકરાનું કલકત્તાની છોકરી જોડે લગ્ન થયું, અને કૂવા આગળ નહાવાની ઓરડી બાંધવાની જરૂર પડી. એ ઘરનો બાંધેલો મિસ્ત્રી આવ્યો અને માપણી કરી અને ઈંટ લાવવા ગયો. એ ચાલતો ગયો, ને દોડતો દોડતો આવ્યો, ને કહ્યું, "આ સાપપાલનનું કામ પડતું મૂકો, બાપ રે. એથી કાલાજ પેદા થાય એવું આ જન્મારામાં જોયું નથી. નમસ્કાર બાબુ. શિયડચાંદા કરડે તો બચવાની કોઈ આશા નહિ."

હેદો નસ્કર ગરજી ઊઠયો, "કેટલા રૂપિયાની ઈંટો છે તે જાણે છે ?"

"તે તમે જાણો બાપુ મારાથી આ નહિ થઈ શકે."

"સિરિ માલને બોલાવીને બતાવી આપું છું."

"સિરિ માલ શા માટે ધન્વન્તરી આવે તોયે હું નહિ હાથમાં લઉં શિયરચાંદાનો ઉછેર !"

શ્રીપાદ પાલ આ વિસ્તારમાં સાપનો નિષ્ણાંત, ભુવો હતો. અને બાળકને રીઝવવા લાકડાનાં ઘૂઘરા બનાવવાનો એને શોખ હતો. એ હમણાં ગામમાં નહોતો. સસરાએ આપેલી અર્ધું વીઘું જમીનની તપાસ કરવા વાદા ગયો હતો. પાછો આવીને એ જમીનમાં એ તપાસ કરવા ગયો અને એણે આવીને કહ્યું, "આ શું કરો છો ? આ આટલી ઈંટો ! ગરમીમાં એ તો માણસોને મારવાનુ યંત્ર છે. એક તો સાપના ઉત્પાતમાંથી માણસો બચતા નથી ?"

"તું પણ આવું કહે છે ?"

"ચાલતા જઈને જોઈ આવો."

હેદો નસ્વરે તરત જ કલકત્તાથી કાર્બોલિક એસિડ મંગાવ્યુ, અને પોતાના ઘરને સુરક્ષિત કર્યું. પણ ગામમાં તો કાલાજના દંશથી મૃત્યુ થતાં જ રહ્યાં. મહિનામાં એકબે જણને સાપ કરડતો. શ્રીપદ બધા કેસ લેતો નહિ. એ જે કેસ હાથમાં ન લે તે દંશથી જગ્યા પર સખત રીતે કપડુ બાંધીને ઈરફાનપુર હેલ્થ સેન્ટરમાં મોકલે હેલ્થ સેન્ટર જોઈને એમ ન લાગે, કે કલકત્તા ઘણુ નજીક હશે. ડૉકટર પાસે થોડુ સલ્ફાડાયોજીન, એન્ટ્રોક્વીનીન, અને ખાંસીનું મિકચર. એટલી જ દવાઓ, એ પોટાશ પરમેંગેનૈટથી દંશવાળી જગ્યા બાંધી, શ્રીપદે શીખવેલી બંધન પરીક્ષા કરીને પછી કહે, "કલકત્તા લઈ જાઓ" શ્રીપદ સામાન્યપણે સાથે જતો. એ તદ્દન અનાડી નહોતો. વિષધર સાપે જો જોરમાં દંશ ન દીધો હોય, તો એ ચિકિત્સા કરે અને રોગીને જીવાડે નહિ તો હેલ્થ સેન્ટર પર લઈ જાય. એ નિયમ હતો. જે કારણે એ જગ્યામાં સર્પદંશ એ નિયમિત ઘટના હતી. તે કારણે એ બધા હેલ્થ સેન્ટરમાં સર્પદંશનુ અકસીર ઔષધ સ્નેકવેનમ એન્ટિસિરમ ક્યારેય વપરાય નહિ. ડૉકટર રોગીને કલકત્તા લઈ જવા કહે. શ્રીપદ કહેતો, "બાબુ ! ઘેનમાં છે, આંખે ઝાંખુ દેખાય છે, લોબાતું નથી, ડોકું ઢળી ઢળી જાય છે, કલકત્તા સુધી લઈ જાઓ, ત્યાં સુધી જીવશે નહિ. અત્યારે કોઈ ટ્રેન નથી."

રોગીનાં માણસોને કહે, "કશું થઈ શકે એમ નથી. જરાય આશા નથી. એને જમે

બોલાવ્યો છે."

"ઈંજેકશન નહિ આપે ?"

"સાપનું કોઈ ઈન્જેકશન નથી."

"આવતું નથી ?"

"ના."

રોગીને ખાટલીમાં નંખાય. રડતાં રડતાં એના માણસો એને લઈને પાછા જાય. શ્રીપદ માટીમાં લિસોટા દોરતો કહે, "મોતના વરસમાં સાલા મત માગે, ને ફટફટ કરતા જાય બધાને કહેઃ અહીં ઈન્જેકશન મોકલો. એ ઈન્જેકશન અપાય તો માણસ ફટ મરે નહિ. પણ ગરજ સરી કે વૈદ વેરી."

ડૉકટર ફરીથી સ્નેક વેનમ એન્ટિસિરમ મંગાવે, પરિણામે ગર્ભનિરોધક ગોળીઓ અને સલ્ફાડાયોજીન મોકલાય. એ દવાઓ એ ત્રાસીને હતાશ થઈને ટાઈફોઈડ - ન્યુમોનિયા લોહીનો બગાડ - બધા રોગોમાં આપતો જાય. અને કલકત્તા બદલી કરાવવાનો પ્રયત્ન કરે. અહીં આવ્યા પછી એનો વિશ્વાસ દૃઢ થાય છે, કે બધી અવસ્થામાં ભગવાન જ માણસને જીવાડે છે. નહિ તો ન્યૂમોનિયાનો રોગી ગર્ભનિરોધક ગોળી ખાઈ સાજો શી રીતે થાય ? ગોળીઓ જરૂર દૈવના આશીર્વાદથી ધન્ય થયેલી છે.

સર્પદંશના રોગી એક વખત મરે. અંતિમ ક્રિયા કરીને આજે પણ એ લોકો શબને બેહૂલાના પાણીમાં તરતું મૂકી દે. નદી એના નામને કારણે શાપિત હતી. સાપના કરડવાથી મરેલા માણસને એણે વહાવવા જ પડે. જે કારણે બેહૂલા સર્પદંશને કારણે થયેલાં મૃત્યુનાં શબોથી સીંચાતી જતી હતી તેથી વરસાદના દિવસોમાં એનાં વહેણોમાં ગતિ આવતી નહોતી. એમ ડૂસકાં ભરતાં ભરતાં એ શબને વહાવતી, કે એમ લાગતું કે લોકકથાની બહૂલા ભૂખ્યા લખીન્દરના શબને વહાવે છે. વેંગીલા વહેણવાળી સુવિશાળ તામલીમાં ભળી જતાં પૂર્વે એનો પ્રવાહ સ્થગિત થઈ જતો. ત્યાં જઈને તરાપો ગોળગોળ ચકરાતો તળિયે ડૂબતો, અને પછી તામલીમાં ભળી જતો.

સ્વાભાવિક રીતે શ્રીપદ અહીં ખૂબ આદરપાત્ર બની ગયો હતો. પણ કાલાજ સાપે દંશ દીધો હોય, દાંત બેસાડીને દંશ દીધો હોય, ત્યારે ડંખની જગ્યાએ બાંધી દીધી હોય પણ એન્ટિવેનમ ન આપ્યું હોય તો પણ રોગીને બચવાની આશા નહિ. ન આપ્યું હોય તો તો જરાય આશા નહિ. એ જોઈને ધીમેધીમે શ્રીપદનો આત્મવિશ્વાસ ઘટતો જતો હતો. ઈન્જેકશન હેલ્થ સેન્ટરમાં આવે તો બધા કરતાં એને વધારે આનંદ થાય, આ ગામ છોડીને ક્યાંય જાય તો ઘેરઘેર શંકાની છાયા ઉતરે, શ્રીધરને પોતાને પણ કાનમાં થતું કે એ બધાને નિશ્ચિત મૃત્યુના મુખમાં ધકેલીને જાય છે. ઊંઘમાં પથારીની નીચે હાથ પડતાં સાપ કરડે, ચૂલાની રાખમાં હાથ પડતાં સાપ કરડે, રાતે બહાર બેઠો હોય ત્યારે સાપ કરડે. બધે જ એને કાલાજ દેખાતા. હેદો નસ્તરની ઈંટના ભઠ્ઠાએ સર્પદંશનું મૃત્યુ વધારી દીધું હતું.

સાપ કરડે. માણસો મરે એથી માનવમાં પણ એક પરાજિત મનોદશાનો સંચાર

થયો હતો. નદીનું નામ પણ એક પરાજયનું સહાયક હતું. નદીનું નામ જો બેહૂલા હોય, તો સ્ત્રી-પુરુષ લખિન્દર થવાનાં જ. મનસાપૂજા જોડે એનો કશો સંબંધ નહોતો. અહીં મનસા મોટેભાગે ઘડો અને મનસાસિજ વૃક્ષની ડાળદ્વારા પૂજાતી. પૂજાને દિવસે જાત જાતની વાનગીઓ રંધાતી. બીજો દિવસે શીળી સાતમ. ચૂલો પેટાવવાનો નહિ. ઘણા લોકો એને "રસોઈ પૂજા" પણ કહેતા. પતિત ઈંટની જમીનમાં કાલાજના ઉછેરથી ધૂમ કમાયો તે પછી હેદો નસ્કરે મનસાપૂજાની ધૂમધામ વધારી દીધી હતી. એ કહેતો, "આ લોકોને શ્રદ્ધા નથી. જો મારા ઈંટના ભઠ્ઠાથી સાપની વૃદ્ધિ થતી હોય, તો સાપ મને કેમ કરડતો નથી?"

આ વાત એણે વસંતને પણ કહી વસંત અન્ય માનસિકતા વાળો તથા અન્ય જગતનો માનવી હતો. એ સંશોધન કરવા આવ્યો હતો, હેદો નસ્કરની સર્વશક્તિમાનનું એને કશું અસ્તિત્વજ લાગતું નહોતું. એસ.ડી.ઓ એનો બનેવી હતો. એની મારફત જ એની અહીં રહેવાની વ્યવસ્થા થઈ હતી. પોતાના સાહેબને એણે ઉપકાશવશ કર્યો એ વિચારે એ ઘણો ખુશ થતો. સાહેબનો હૂકમ હશે તો એને થોડો ફાયદો તો થવાનો જ.

હેદોની વાત સાંભળી અને ગ્રામજનોની સંસ્કાર બધ્ધતા જોઈ એ હસ્યો અને એણે કહ્યું. "કાર્બોલિક છાંટયું તમારા ઘરમાં દીવો છે. તમારી આસપાસ ઘાસજંગલ તો છે નહિ, જોડા પહેર્યા વગર તમે ફરો નહિ. પછી સાપ ક્યાંથી કરડે ?

"ના સાહેબ ! ઈંટનો ભઠ્ઠો તો ઈંટનો ભઠ્ઠો બધા કહે છે કેભઠ્ઠો જ્યારે નહોતો ત્યારે સાપ કરડતો નહોતો, શું ? હું તો સમજણો થયો ત્યારનો જોઉ છું. કે બેહૂલામાં તરાપા તરે છે. સિરિપદ પણ સમજતો નથી. એ તો સાપનો વૈદ છે, ગુણીજન છે, તે ઈન્જેકશન આપવાની વાત શા માટે કરે છે ?"

"એ એવી વાત કરે છે ?"

"હા બાપા. હા. મને ફાડી ખાય છે. ઈંન્જેકશન મંગાવવાની વ્યવસ્થા કરો. ઈંન્જેકશન ની વ્યવસ્થા કરવાનુ કહો, એટલે તમે તમારી હાર સ્વીકારો ખરું ?"

"હેલ્થ સેન્ટરમાં સ્નેકવેનમ એન્ટિસિરમ નથી હોતું ? શી વાત કરો છો ?"

"ક્યારેય રાખે છે ? આ દક્ષિણમાં ક્યાં સાપનો કોપ નથી ? બધે સાપ છે સાહેબ ! સેંકડો માણસોને મારે છે, કહ્યું છે કે નર હોય ત્યાં નાગનો વાસ. હેલ્થ સેન્ટરમાં પણ નાગનો વાસ હોવાનો, પણ ત્યાં ઈન્જેકશન ક્યાં છે ? જે વર્ષમાં ઘણા માણસો મરે તે વર્ષે થોડાં મોકલે શા માટે મોકલે ? સાપના ડંખ એ તો નિયતિ છે, સાપથી મરવાનું ભાગ્યમાં લખ્યું હોય તે ક્યારેય બચે ખરો ?"

વસંતના મનમાં એકેડેમિક આકર્ષણ જાગ્યું, સાપ વિષે આવો પરાજિત મનોભાવ શા માટે ? પાસ કરડે એ પણ નસીબ ! નસીબમાં સાપથી મરવાનું લખ્યું હોય તો કોઈ જીવી શકે ખરો ?

ત્યાર પછી એને થયું કે જ્યાં સાપના દંશથી મૃત્યુ રોજીંદો બનાવ હોય, તે પ્રદેશમાં સ્નેકવેનમ એન્ટિસિરમ શા માટે ન હોય ? સરકારનું આરોગ્યકેન્દ્ર પણ શું

એમજ વિચારે છે. કે સર્પદંશ નસીબમાં લખેલો હોય છે ?

"સાપ કરડે ત્યારે ?"

"સિરિપદ."

"મટાડે ?"

"મટાડે તો યે એ, ન મટાડે તો યે એ, તોયે એ મરી જાય તો શું થાય એની ઘણી ચિંતા રહે છે. છોકરો તો એ કામમાં પડ્યો નથી."

"એના બાપ પણ શું એજ કામ કરતા હતા ?"

"એ બહુ ગુણી માણસ હતા. રામપદ માલનું નામ એ તરફ બધા જાણતા. કાલે મર્યો, આજે એને નદીમાં નાંખવા લઈ ગયા છે. રામપદે કહ્યું: તમારો છોકરો જીવે છે ફોજદાર સાહેબ ! એને જીવતો જ વહેણમાં નાંખી દેશો ?......ફોજદારે કહ્યું, એને જીવાડ. તને પાંચસો રૂપિયા આપીશ. એ છોકરાને રામપદે બચાવ્યો. રૂપિયા લીધા. એ મેં મારી આંખે જોયું છે. ત્યારે હું નાનો હતો."

"શ્રીપદને મળવાની ઈચ્છા છે."

"આ શીશીમાં શું છે ?"

"ઈન્જેકશન."

"ઈન્જેકશન ?"

"સાપની જોડે મારું કામ સંકળાયેલું છે ને ?

"કામ થાય છે ?"

"મને સાપ બે વાર કરડ્યો છે, પણ હું જીવું છું. એટલે કામ થાય છે એ તો નિશ્ચિત છે."

"સફેદ પાવડર શાનો છે ?"

"પાવડર સિરમ."

"એ કામ આપે ? હાં આ સફેદ પાવડર અને ઈન્જેકશનથી માણસ જીવી જાય ?"

"હું જીવુ છું ને ?"

હવે હેદો નસ્કરે બીજી વાત ઉપાડી. એણે કહ્યું "સાહેબના તમે વેવાઈ. આ નીચા લોકોનું કામ કરવા તમે શા માટે આવ્યા ?" આ કંઈ ભદ્ર લોકોનું કામ છે ?"

વસંતે એનો જવાબ આપ્યો નહિ. એણે કહ્યું, "તમારો નળ ક્યાં છે ?"

"આ રહ્યો, દબાવો એટલે પાણી નીકળે. મોંઘેરા મહેમાન આવે ત્યારે આ હેદો નસ્કરનું ઘર, આ સ્ટવ વાસણ અહીં શાના છે ?"

"રાખું નહિ ? ખાઉ શું ?"

"મારા ઘરમાંથી રાંધીને ખાશો ?"

"હા સાંભળો, આ ઘરનું ભાડુ આપું છું. મારા ખાવાનો ખર્ચ બધું તો મને મળે છે. તો તમારું લેવામાં શો વાંધો હોય ?"

"જવા દો. દૂધ કેમ ખરીદતા નથી ?"

"ડબ્બાનું દૂધ તો છે."

હેદો હસ્યો. એણે કહ્યું, "સમજ્યો. તમારા બનેવીએ ના કરી હશે. જવા દો. જરૂર પડે કહેજો."

એક બે દિવસમાં જ શ્રીપદ અને વસંત એકબીજાને મળ્યા. અને મિત્રો બની ગયા. યુદ્ધના માધ્યમ દ્વારા. ચરણ બેરાની યુવાવયની સધવા ગર્ભવતી છોકરીને સાપ કરડેલો.

વસંત ચા પીને કપરકાબી ધોતો હતો. એકદમ એક ઊંચો માણસ દોડતો દોડતો આવ્યો, ને કહ્યું, "તમે ઈન્જેકશન લઈને આવો બાપુ શ્રીપદ બોલાવે છે."

"શા માટે ?"

"માલતીને સાપ કરડ્યો છે. ગર્ભવતી છોકરી છે."

વસંતે ઈંજેકશન લેતાં લેતાં કહ્યું, "દંશવાળી જગ્યાને જકડી લીધી છે ?"

"હા, હા, સિરિપદ."

ચરણબેરાના ઘરમાં આંગણામાં છોકરીને સુવાડી હતી. વસંતે જોયું કે નિયમ અનુસાર જાંઘની ઉપર ત્રણ જગ્યાએ કસીકસીને કપડું બાંધ્યું હતું. નિયમ પ્રમાણે એ જગ્યાએ કાપીને ચીરો મૂક્યો હતો. સૂકલકડી, હાડકેહાડકું ગણી શકાય એવા શરીરનો, જથરપથર વાળાવાળો શ્રીપદ આવ્યો. ને એણે ફટાફટ બંધન ખોલ્યા, ને થોડી ઉપરની બાજુએ પાછાં શરીરના ભાગને સખત બાંધી દીધા. બાંધતા બાંધતા એણે કહ્યું, "બાબુ ! આવ્યા કે ? ઈન્જેકશન આપો. જોડાને લીધે કરડી શક્યો નથી. શિયડચાંદા સાપ."

વસંતે ઈંજેકશન આપ્યું. દેગડો જોઈને એણે પૂછ્યું, "ગરમ પાણીનો શેક કરતા હતા ?"

"હા."

ઘાના સ્થાન પાસે ઘૂંટી આગળ એ નરેણીથી ચીરો મૂકતો હતો, અને છોકરી અસ્ફૂટ સ્વરે આં એમ કરતી હતી. શ્રીપદે કહ્યું, મોઢામાંથી અવાજ એટલે લાગે છે કે બચવાની આશા છે."

"એમ જ કહો શ્રીપદ ! જમાઈ ખેતીને કામે ગયા છે. આ શું થયું ? શ્રીપદે બહુ ખરાબ વાત કરી. એણે કહ્યું, "માટીમાં વાસણકુસણ માંજો છો યાદ નથી ? કેટલા વાંસ કાપ્યા, લોટાઓના ઢગરા જમીનમાં જડી દીધા. સમજ્યા બાબુ !"

"સાપ ?"

"એ તો બ્રાહ્મણ ખરો ને ? એ કાળનિંદ્રામાં પોઢ્યો છે. પછી એનો અગ્નિદાહ થશે."

એકાદ કલાક પછી છોકરીની આફત ટળી ચરણ અને એની પત્ની શ્રીપાદને પગે પડ્યાં, શ્રીપદે એમના પ્રણામ સ્વીકાર્યા અને ફસફસ હસતાં એણે કહ્યું, "જીવાડી તો એમણે."

વસંતને પણ ઘણા લોકોએ પ્રણામ કર્યા.

શ્રીપદે કહ્યું, "ખેતીના કામમાંથી પરવારીને જમાઈબાબુ આવે ત્યારે ચરણ તું મનસામંગલ પૂજા રાખજે. ઘણા વખતથી મહેનત કરીને કમાય છે. હોડી ચલાવી ચલાવીને રૂપિયા કમાયો છે. તે સારા કામમાં વાપર."

ચરણ કહે, "એ કહેવાની શી જરૂર ?"

શ્રીપદે કહ્યું, "ચાલો બાબુ. જરા થોડી વાતો કરીએ, વિપદમાંથી ઊગરી ગયા."

ચરણના ઘરમાંથી બહાર આવતાં શ્રીપદે કહ્યું, "આવો સાપની ખેતી કેવી થાય છે તે જુઓ." એમણે દૂરથી ઈંટોનો ડુંગર ખડકાયેલો જોયો. શ્રીપદે બીડી સળગાવી, માટીમાં થૂંક્યો. "આ છે હેદો નસ્કરનાં કારસ્તાન !"

"એની આ ઈંટો છે ?"

"નહિ તો આવી કીર્તિ બીજા કોની હોય ? આ સાપનો મહોલ્લો છે. સર્પદંશથી મરેલા લોકોનાં શબ તાણતાં તાણતા બેહૂલાનું પાણી ગંધાઈ ઊઠ્યું છે. વરસાદ વિના એ વહેતી નથી. તેમાં એણે સાપનો ઉછેર કર્યો."

"અચ્છા ! સર્પદંશથી મરેલાં માણસોને અગ્નિદાહ શા માટે નથી દેતા ?"

શ્રીપદે વિષાદપૂર્ણ હાસ્ય કર્યું, કહ્યું," નદી વહેતી હોય છે. લાશ ખેંચી ખેંચીને તામલીમાં નાંખી, અને ત્યાંથી ખેંચાતી ખેંચાતી સાગરમાં સમાય. બેહૂલા તો મરવા પડી છે. આ કેવી ખેતી ? કેટલીયે નહેર, નદી બધી ઝપાઝપ આવીને સાગરમાં ઠલવાય છે. બાળે તો શબનું કાપડ પણ એની જોડે બળી જાયને ? કંઈ બોલવા જેવું નથી."

વાતની પાછળ એક માનસગ્રંથિ ડોકિયા કરતી હતી, એથી વસંત ચમક્યો.

"ઈંટની ભઠ્ઠીને તોડી નાંખીએ તો કોયડો ઉકલે નહિ ?"

શ્રીપદે એને કહ્યું, "તો ચાલે મારે ઘેર ચાલો ત્યાં જઈને વાતો કરીએ."

વસંત સાપને વિષે સંશોધન કરતો હતો ખરો, પણ સાપના મદારી, અથવા સાપના વૈદ વિષે એની જાણકારી શરારચંદ્રના શ્રીકાન્તના પ્રથમપર્વને આધારે ઘડાયેલી હતી. શ્રીપદ કોઈ રીતે 'શાહજી' જેવો નથી એ જોઈને એના મનને આઘાત લાગ્યો. શ્રીપદની વહુએ એમને માટે ચા કરી. એનો ચહેરો અન્નદા દિદિને મળતો નહોતો. એ જોઈને એને બીજો આઘાત થયો. તે પછી એ સમજ્યો, એ વાર્તાના ચિત્રરૂપે એની ધારણાને ઘડી હતી. નહિતો પશ્ચિમ બંગાળના મદારીઓને માટે રંગમંચ અને રૂપેરી પર્દાના નટનટીઓ જેવા બનવાનુ અત્યંત મુશ્કેલ છે. બહુ દૂધ-માખણ-માંસ-અન્નથી શરીર ઘડાતાં હોય ત્યારે રંગમંચ કે પર્દાના ચરિત્રોનું નિર્માણ સંભવિત બને છે.

શ્રીપદે કર્યું, "ક્યાંથી અહીં આવ્યા ? ઈરફાનપુરના ડૉક્ટરોએ કહ્યું હતું ખરું કે તમે આવશો. તો હવે ભાગવાની વાત શા માટે ?"

"સાપ કરડવાથી અહીં ઘણા મરે છે. ને સર્પદંશને વિષેનું સંશોધન તો મારું કામ છે."

"ડૉક્ટર ? ઈન્જેકશન આપશો ?"

"હું ડૉકટર નથી. તોપણ જેટલો વખત અહીં રહીશ તેટલો વખત ઈંજેકશન આપી શકીશ.

"કેટલા દિવસ અહીં રહેશો ?"

"ત્રણ મહિના."

"તો ઈંટના ભઠ્ઠાની શી વાત કરતા હતા ?"

"એનો ભાંગીને ભૂક્કો કરીએ તો કામ પતે."

"એની પાછળ પણ ઈતિહાસ છે. હેદો નસ્કરે જ્યારે ઈંટના ભઠ્ઠોતો પોષાય નહિ એમ નક્કી કર્યું ત્યારે એક ઠેકેદાર આવ્યો ઈંટ લઈ જવા. બેહૂલામાંથી તામલીમાં થઈને હોડીમાં એ લઈ જવાનો હતો."

"ને પછી ?"

"પછી ? મેં કહ્યું વેચી દે બાબુ. સર્પયજ્ઞ શા માટે કરવો જોઈએ. ત્યારે એ કહે કિંમત ન પોષાતી હોય તો પણ વેચી દઉં એમ ? ભઠ્ઠો પડ્યો રહ્યો. સાપનો ઉછેર થયો. એને પોષાય એ કિંમતે એ વેચવા તૈયાર થયો, ત્યારે કોઈ એની પાસે ફરક્યું નહિ. સાપની જોડે તે રમત હોય ? ગઈ સાલ, વૈશાખમાં માટી સૂકાઈ ગઈ. ત્યારે ભઠ્ઠો સળગાવી ત્યાંથી નહેર લઈ જવાની હતી. એથી કેટલાય ડબ્બા ઘાસલેટ નાંખીને ભઠ્ઠાને સળગાવવો પડો. કેટલાય દિવસો ભઠ્ઠામાં ઘાસલેટ નાંખવું પડે, પાસેની ખાઈમાં પણ ઝાખરાં, લાકડા નાંખીને કેરોસીન રેડીને આગલગાવવી પડે. એમાં સાપ મરે, હું મેદિનીપુરથી આવ્યો હતો. એક પતિત ગઢમાં સાપની ભઠ્ઠી થઈ હતી, એ રીતે ત્યાં આગ સળગાવી ! સાપોને બાળીને જગ્યા સાફ કરી હતી. ત્યાં હમણાં સરકારે નિશાળ કાઢી છે."

તે હેદો રાજી ન થયો ?"

"ના એણે કહ્યું, ઈંટો શું હું ઘર બાંધવા લાગ્યો છું ? વીસ ડબ્બા ઘાસલેટનો ખર્ચ તમે આપવાના છો ?" એ ઘાસલેટના કંટ્રોલનો માલિક હતો. ઘાસલેટ એને પૈસા આપીને ખરીદવું ન પડત. તોપણ એણે ઘાસલેટ આપ્યું નહિ."

"તમારી સાથે મારે ઘણી વાતો કરવાની છે. તમે દંશની જગ્યાએ કસીને કપડું બાંધવાની, કપડું છોડવાની, ઘા આગળ ચીરો મૂકવાની એ બધી તાલીમ તમારા પિતા પાસે લીધેલી ?"

"ચોક્કસ. બાબુ ! હું ઈંજેકશનની વાત કરું છું. તેથી બધા જાણી ગયા છે, કે શ્રીપદ ખોટો સિક્કો છે, કશું જાણતો નથી."

"શુ ?"

"તમે તો બધું જાણો છો"

"શાને વિષે ?"

શ્રીપદે થોડવાર શાંત રહીને કહ્યું, "એ વાત પછી કરીશુ હમણાં તમે જાઓ. નહાઓ, જમો, તમે પણ અહીં જ છો હું પણ અહીજ છું."

વસંત ચાલી આવ્યો. એ ઘરમાં પેઠો તેવી જ હેદો નસ્કરની નોકરાણી થાળીમાં થોડી વાડકીઓમાં જુદીજુદી વાનગીઓ ભરીને થાળી પર કપડું ઢાંકીને લઈ આવી એણે કહ્યું, "બહેનજીએ કહ્યું છે કે ભદ્રલોકનો છોકરો છે. ગમે એમ ભાત રાંધીને ખાય છે. એમને શાકની માથાકૂટ કરવાની જરૂર નથી."

વસંતે કપડું ખોલીને જોયું, તો મોટી માછલીમાં મસાલો ભરીનેએને રાંધી હતી, ને વાટકીઓમાં શાક હતાં. એને આંચકો લાગ્યો એણે કહ્યું, "બહેનજીને કહેજે આજે આ મોકલ્યું છે તો લઈ લઉં છું. હવે ન મોકલે. હું આટલું બધું ખાતો નથી."

હેદો નસ્કરની ભઠ્ઠીની વાત સાંભળીને એના મનમાં 'પણ' આવ્યું હતું. આમ તો એ ઘણા શાંત સ્વભાવનો છોકરો હતો. કોઈ પણ બનાવથી એને આઘાત લાગ્યો હોય તો યે પણ એમ કહે નહિ. તે ઉપરાંત મધ્યવર્ગના લોકોનો એનો સ્વભાવ હતો. બીજાની બાબતમાં માથું મારવાનું એને જરાય પસંદ નહિ. તો પણ એનું કામ સાપ વિષયક જ હતું. અને સર્પદંશના મૃત્યુની ભયાનકતા એ જાણતો હતો. એક જણના ઈંટના ભઠ્ઠાની વ્યવસ્થા માટે, ગામના આટઆટલા લોકો મરે ? વર્ષના વીસ પચ્ચીસ જણ !

આ વાત એણે એના બનેવીને કહી. એ જ્યારે એમને ત્યાં જમવા ગયો હતો ત્યારે, એસ.ડી.ઓ. એ એવાતને બહુ મહત્વ આપ્યું નહિ. એણે કહ્યું, "એ પહેલાં પણ શું માણસો સર્પદંશથી મરતા નહોતા ? ઈંટના ભઠ્ઠાને કારણે જ મરે છે શું ?"

"મૃત્યુ પ્રમાણ વધી ગયું છે."

"એ જે હોય તે. તમે એને ઘટાડવાની માથાકૂટમાં ન પડતા. માણસ નઠારો છે."

"મૂળ વાત છે, કે અહીં હેલ્થ સેન્ટરમાં એન્ટિસિરપની જરૂર છે."

"જરૂર છે, એ તો હું પણ જાણું છું. ડૉક્ટર છે. એ માંગણી કરશે, ત્યારે જોઈ લેવાશે."

બનેવીએ વસંતને એની પોતાની સમસ્યાની વાત કરી, "હમણાં બેહૂલા બ્લોકની પરિસ્થિતિ પ્રમાણમાં શાંત છે. આદિવાસી અને પછાતવર્ગોની સમસ્યાઓનું સમાધાન થઈ ગયું છે. એથી બધા રાજી નથી. પણ બધાજ રાજી થાય, એવું ક્યારેય કહીંય સમાધાન થયું છે ખરુ ? પંચાયતી ચૂંટણીમાં ભ્રષ્ટાચાર પ્રવેશ્યો છે. હેદો નસ્કર પંચાયત પ્રમુખ છે. કોઈ પણ કારણે એનો અને ગ્રામજનોનો સંબંધ તોડવો એ ઠીક નથી. જોતદાર પંચાયતનો પ્રમુખ હોય ત્યારે ગ્રામવાસીઓ સાથે એનો સંબંધ સારો ન હોય. હોવાનો સંભવ પણ નથી. પણ મારે કહેવાનું એ છે, કે એ લોકોને સંબંધ બગડે તો, એમના પરસ્પરના સંબંધને કારણેજ બગડે. તમારે કારણે પરિસ્થિતિ વિસ્ફોટક ન થવી જોઈએ, ગામમાં શિક્ષિત, બહારનો છોકરો હોય તો બનાવને રાજકીય રંગ ચઢાવી દેવાય."

વસંત જ્ઞાન મેળવીને ગામમાં પાછો આવ્યો, અને શ્રીપદ માલ એને બોલાવી લાગ્યો. ચરમ બેરાને ત્યાં મનસામંગલનો સમારંભ હતો. શ્રપદે કહ્યું, "બહુ ગીતો ગવાશે, નૃત્ય થશે, ચરણ મનસાદેવીને ભોગ ચઢાવશે. તમે તો પાછા જવાની ટિકીટ કઢાવીને અહીં આવ્યા છે. ચાલો જોઈ આવીએ."

વસંત સંમત થયો.

હેદો નસ્કર બબડતો રહ્યો. એણે કહ્યું, "સાહેબના શાળા ત્યાં જઈ શકે ? શાળો માને ખીચડીનો ભોગ ધરાવશે. તે તમે ખાશો ?"

"મારે સાપ જોડે કામ રહ્યું, હું શી રીતે ના કહી શકું ? હેદો નસ્કરને દાળમાં કંઈ કાળું લાગ્યું, એણે એની વહુને કહ્યું, "એને ખવડાવી પીવડાવીને પટાવવો પડશે. ભદ્રલોક. એક કામને માટે આવ્યો છે એમ કહે છે. કોણ જાણે શા કારણે આવ્યો છે ? એ સિરિપાલનો દોસ્ત શી રીતે થઈ ગયો ?"

"તમારો મિત્ર થઈ શકશે ?"

"એ ક્યારેય થઈ શકે ખરો ? "તો પણ આખરે સાહેબનો શાળો છે એટલે એ નારાજ થાય એ પરવડે નહિ. ગમે એમ બે ત્રણ મહિના હેમખેમ પસાર થાય એટલે નિરાંત સાહેબે કહ્યું, નસ્કર, પુરોહિતને રાખો નહિ તો હું પતી ગયેલા મામલાને પાછો ઉખાળીશ."

"માછીમાર ઘેર માછલાં વેચવા આવે, બાગદી શાક વેચવા આવે, બધું ભ્રષ્ટ થઈ ચાલ્યું."

"તું એ વાત હમણાં છેડતી જ નહિ. એ બધી વાત મનમાં રાખવાથી લોઢાના ચણા ચાવવા પડશે. તારાથી એ થશે ?"

વસંતને આની કશી જાણ થઈ ગઈ. અને ખૂબ આનંદથી મનસાનાં ગીતો સાંભળતો હતો. ચરણનું આંગણુ સાફ કરીને લીંપેલુ હતું, મશાલના અજવાળામાં મનસાનો ધ્વજ લઈને શ્રીપદ આવીને ઊભો રહ્યો. એના એક પગમાં ઘૂંઘરુ બાંધ્યું હતું. એક હાથમાં ઘુંઘરુવાળુ કડુ પહેર્યુ હતું. અને એનાથી તાલ આપી ગીત ગાતો હતો. અને સાથીઓ અને છોકરાંઓ એણે ગાયેલી પંક્તિઓનું પુનરાર્વન કરતા હતા. મનસાનાં ગીતો ગાતાં ગાતાં બેહૂલાનું ઉપાખ્યાન શરૂ થયું. વસંતે ગીતો સાંભળ્યાં, ને એને બધુ સમજાયું. એમણે એ કથાને સ્થાનિક રંગ આપ્યો હતો.

શ્રીપદના ગીતમાં બેહૂલા અને લખીન્દરે સંસાર માંડ્યો હતો. અંતમાં લખીન્દર સ્વર્ગે જાય છે, અને બેહૂલાને શાખ દેવાય છે. દેવો કહે છે. દેવસભામાં બેહૂલાએ લાસ્ય દેખાડી નૃત્ય કર્યું હતું, તેથી એને જે શાપ આપવામાં આવ્યો હતો. તેને પરિણામે બેહૂલાને નદી થઈને વહેવું પડશે. સાપ કરડવાથી મરેલાં માણસો એના પાણીમાં તણાતાં તણાતાં સદ્ગતિ પામશે. બેહૂલાએ પૂછ્યું, "મારી સદ્ગતિ ક્યારે થશે ? "દેવોએ એનો જવાબ આપ્યો નહિ. ત્યારથી બેહૂલા નદી થઈને વહે છે. ગીતના અંતમાં મનસા વંદના થઈ અને આંગણામાં ધ્વજારોપણ થયું.

ઘણી મૂલ્યવાન જાણકારી. માને ભોગ ધરાવવા ખાંડેલા મસૂરની પાંચ જુદીજુદી રીતે રાંધેલી ખીચડી બનાવી હતી. ખાતાં ખાતાં શ્રીપદે અત્યંત વિશ્વાસથી કહ્યું, "આ બધુ અહીં જ બન્યું હતું. ચંપાઈ નગર બેહૂલાના ગર્ભમાં છે. બેહૂલા જ્યાં ઊભી ઊભી નદી બની ગઈ, ત્યાં એક અદ્ભૂત કદંબનું ઝાડ છે. ત્યાં વૈશાખમાં કદંબનાં ફૂલ ખીલે છે.

ચરણે કહ્યું, "વૈશાખ સુધી રહી જાઓ તો જોશો કે અહીં બેહૂલનો મેળો ભરાય છે. ત્યાં જગ્યાએ જગ્યાએથી ઘણી બધી વસ્તુઓ વેચાવા આવશે. સાપોનો ખેલ દેખાડાશે ,એ જોવા જેવો હોય છે."

શ્રીપદ કહે, "સાપ પકડવા પણ લોકો આવે."

"સાપ પકડે ?"

"પકડે નહિ ? સાપનો તો હમણાં બહુ સારો ધંધો છે. ઝપાઝપ દાંડાસ સાપ પકડે. એની ચામડીની કિંમત કલકત્તામા ઘણી બધી. જીવતા ગોખરાને પકડીને જડી બુટ્ટીવાળા એને દવા બનાવવા માટે એનું ઝેર કાઢવા એને ખરીદે છે."

"તમે એ કામ કરતા નથી ?"

"ના. મારા બાપે ના પાડી છે, એ કામ કરવાની."

"તમારું નભે છે શી રીતે ?"

"નથી નભતું. ખેતીમાંથી ઉપજ નથી. નસ્કરની જમીનને લીધે ટકી રહ્યા છીએ. પણ એ ન ટકી રહેવા જેવું છે."

"કેટલી જમીન છે ?"

"સરકારી સિલિંગમાંથી બચવા ખૂબ જમીન છે. કોઈ દેવસ્થાન માટેની કોઈ કારખાના માટેની, કોઈ ફળોની વાડી માટેની બધીમાં ખેતી થાય છે. ડાંગર, કઠોળ, શણ જાતજાતની ખેતી થાય છે."

"એ જો પ્રયત્ન કરે તો ઈંજેકશન લાવી શકાય."

"શા માટે કરે ? કોઈ દિવસ કશું કર્યું નથી. તેમાં વળી સરપંચ થયો. અમે હંમેશને માટે એના ગુલામ."

જમવાનું પૂરુ થયું, શ્રીપદે કહ્યું, "ચાલો તમને પહોંચાડી દઉં રાત પડી ગઈ, બીજા લોકો પણ જાય છે. ઊભા રહો લાકડી લઉં આ લાકડી ઠકઠક કરતા જઈએ એથી ભય ઓછો થાય ટોર્ચ ખરીદવી છે, પણ કંઈ મેળખાતો નથી."

"ના ના હું ચાલી જઈશ પણ તમારી પાસે એકવાર નિરાંતે બેસવું પડશે. મારા કામમાં તમારી મદદ ન હોય તો એ થવું મુશ્કેલ છે."

"હા એક વાર નિરાંતે બેસીશું. તમને વચન આપું છું. એ ઈન્જેકશનથી માણસ જીવી જાય ખરો ?"

"વખતસર અપાય તો. પણ જો ખૂબ ઝેર શરીરમાં ગયું હોય તો માણસ જીવે નહિ"

"આ ઈંજેકશની દવા કંપની બનાવતી કેમ નથી ? સરકાર તો જાતજાતના નિધિ બનાવે છે."

"જેનાથી વર્ષે માત્ર વીસ પચ્ચીશ હજાર લોક મરતા હોય, એની દવા બનાવવાથી પોષાય નહિ. સાપ કરડે ચારેક લાખ લોકોને અને મરે વીસેક હજાર. તેમાં પણ ઝેરી ન હોય તેવા સાપ કરડવાથી કેટલાક ડરના માર્યાજ મરી જાય. બીજા ઊંટવૈદો

તથા ભુવાઓને હાથે માર્યા જાય. તમે ગુસ્સે ન થતા."

"ના ગુસ્સે શા માટે થાઉં ? મને કંઈ મારી ક્ષમતા કેટલી છે તેની ખબર નથી ? કાલે વાતો કરીશું. આજે જાઓ"

બીજે દિવસે વસંત શ્રીપદને ઘેર ગયો. એણે પોતાના કામની વાત કરી. શ્રીપદે અત્યંત સ્વાભાવિક દલીલો કરીને વાતો કરી જેથી વસંત અવાક થઈ ગયો. શ્રીપદે કહ્યું, "તમે બરાબર સાચી જગ્યાએ આવ્યા છો. ભૂખ્યા માણસોના શરીરમાં કાલાજ જેને અમે શિયડચાંદા કહીએ છીએ એનું વિષ નાંખવાથી શું થાય ? એ તો હું મોઢેથીય કહી શકું. અહીં બધા ઉપવાસી કરનારા માયકાંગલા છે."

"મને થાય છે મારી સગી આંખે જોઉં."

"હા, જોઈ શકાશે, હેદો નસ્કરની ભઠ્ઠી. તમારા બનેવી શું કહે છે ? ચમકો છો શા માટે ? અહીં કશું છાનું રહી શકતું નથી. સાહેબના તમે વેવાઈ તેથી હેદો ચૂપ છે. નહિ તો, તમે નીચા લોકો જોડે હળોમળો છો, તો એ ચૂપ રહે ખરો ? પૈસા છે ને ! એનો કાકાનો છોકરો પરાન. નસ્કર કરે છે તો ખેતી, પણ એને પણ હેદો નીચો માને છે. સિત્તેરની સાલમાં એને એટલો હેરાન કર્યો, કે ઊભો પાક છોડીને ભાગ્યો, કહેતો ગયો, કે તું અનાજની કાપણી કરાવી લેજે, ને બે ભાગ કરી લેજે."

"કાલાજ કરડે તો ક્યાં ક્યાં લક્ષણો દેખાય ?"

"બાબુ ! એ તો જમ છે. ગોખરુ કરડે તો નાડીઓમાં ઝણઝણાટ થાય, ગોખરું કરડે તો શરીરમાં આગ બળે, ચંદનબોડા કરડે તો આખુ શરીર ભડકે બળતું હોય એવું લાગે, એ કરડે ત્યારે વેદના ન થાય, ઝેરી દાંતનું નિશાન હોય, તે પછી હાડકાંમાં કંપ થાય, કરડ્યો હોય તે જગ્યાએ વેદના. અને આખા શરીરમાં ઊંઘનું ઘેન આંખે ઝાંખ વળે."

"તમે તો બધું જાણે છો."

"ચોપડીમાં લખ્યું છે?"

"બરાબર આ પ્રમાણે જ લખ્યું છે."

"ગુસ્સે ન થશો. તમારું શિક્ષણ પુસ્તકમાંથી વાંચીને જેને લાઈબ્રેરી કહે છે..."

"લેબોરેટરી."

"એક જ વાત થઈ. એ તો સાપ જોઈને શિક્ષણ. અમે તો નાગ ભૂમિમાં રહીએ, એથી તો સાપના વૈદ. માલ કહેવાઈએ."

"તમે જે ચિકિત્સા કરો તે તો તમારું વંશપરંપરાનું કામ. પણ તમને તો ઈંજેકશનમાં પણ વિશ્વાસ છે. સામાન્ય રીતે સાપના વૈદ, માલ, ઈન્જેકશનના સખત વિરોધી હોય છે."

"જુઓ, હવે પેટછૂટી વાત કરું. બીજાની વાત નહિ કરું હું એમના ગોત્રનો માલ નથી. ઊભા રહો. તમને બતાવું. આ રાખું છું. સરટીફીકેટ લાવ તો મા !"

શ્રીપદની ભત્રીજી, એક ચોપાઈ ગયેલું, જેના પરથી શાહી ઝાંખી થઈ ગયેલી

હોય એવું. બાંધેલુ કાગળિયું લઈ આવી, તેમાં લખ્યું હતું. તામલી નિશાળમાથી શ્રીપતિ માલ પરીક્ષામાં જીલ્લામાં દ્વિતીય સ્થાન પ્રાપ્ત કરીને ઉત્તીર્ણ થયો છે.

શ્રીપદે આ નિસ્પૃહ ભાવે કહ્યું. એણે બીડી સળગાવી. એની આંખમાં ભૂતકાળ હતો વેદના. પછી એણે કહ્યું, "ત્યારે ક્યાંય નિશાળ નહોતી. મહિને બે રૂપિયામાં ઈરફાપુરની નિશાળમાં ભણાવે. હેદોના બાપે મારા બાપને કેટકેટલા હેરાન કરેલા ? એને પ્રમાણપત્ર આપવા કેટલુંય વિનવેલા."

"તે આપ્યું નહિ ?"

"ના, એણે કહ્યું, આ માલ (સાપના વૈદ)નું પ્રમાણપત્ર માગે છે. કાલે માછલાં પકડવાનું માગો, ને પરમદિવસે તમે માથા પર પગમૂકીને ચાલશો ? એમ ન થાય".

"ત્યારથી આ કામ કરો છો ?"

"આ કામમાં કંઈ કમાણી નથી. ખેતીની મોસમમાં હેદોનું ખેતર ખેડું છું. પેટ ન ભરાય તો પાછું ખીતનું કામ. એ જવા દો, આ થોડી વિદ્યા છે. બાપની સાથે કલકત્તા જતો, હોસ્પીટલ જોઈ છે, હોસ્પીટલ સારી બાબુ !, ડોક્ટર પણ સારો, પહેલાં સીતળા, ટાઈફોઈડ, કોલેરાથી બધા મરતા. હવે જો સમય હોય તો ડાયમંડ હારબર હોસ્પીટલમાં લઈ જવાય. તો બચી જાય છે. ઈરફાનપૂરે લઈ જઈએ તો યે રોગી મરે નહિ."

"એથી તમને ડોક્ટરી પર વિશ્વાસ બેઠો ?"

"ના. બીજું પણ ઘણું કહેવાનું છે. જો માલ જાતિમાં સચ્ચાઈ હોય, તો તો મારું નભે."

"જેમ કે ?"

"ઘણા માણસો બ્હીકથી જ મરી જતા હોય છે. પહેલાં હું જ્યાં સાપ કરડ્યો હોય તે શરીરના ભાગને જોઉ છું. જોઈને એમ લાગે કે સાપ ઝેરી નથી, તો રોગીને ખાતરી કરાવું છું, નસ બાંધું છું, મંત્ર ભણું છું, કરડ્યો હોય તે જગ્યા સાફ કરું છું, દવા આપું છું, એથી રોગી જીવી જાય તેનો જશ મને મળે છે. માણસ ભયથી મરે છે બાબુ! ઢોંડા-દાંડાસ-ઘરમૂનો-ચિંતિ-લઉડગા-એ બધા બીનઝેરી સાપ છે. એ બધા જાણે છે. પણ ગોખરા અથવા શિયરચાંદા અમને કરડ્યો એમ બધા માને છે."

"ઝેરી સાપ કરડે તો ?"

"બધી વખતે એ દાંત દબાવી કરડતો નથી હોતો. પહેલાં હું જ્યાં કરડ્યો હોય તે જગ્યા જોઉ છું. જાણી લઉં છું કે, કયો સાપ કરડ્યો છે. જો એમ લાગે કે, જોરથી કરડ્યો નથી. તો કરડ્યો હોય તે જગ્યાને સખત બાંધી દઉં છું. પ્રયત્ન કરું છું. દવા આપું, મંત્રો બોલું, અંદર ગયેલા વિષ તત્વને ગૂંગળાવું."

"દવાથી સારું થાય ?"

"થાય બાબુ ! શરીરમાં ઝેર ઝડપથી ન પ્રસર્યું હોય તો કામ થાય. ચોખામાં કમરખ-લીંબુ સફેદ અને ભૂરી અપરાજિત ! ને ખાંડ, ઉકાળીને દવા આપું. પહેલા કરડેલી જગ્યાએ કસીને બાંધું, ચીરું, મોઢામાં કપડું કે ધૂળ લઈને કરડેલી જગ્યાને ચૂસું. બીજાં પણ ઘણાં ઔષધ છે."

"જીવે ?"

"એવું શું પૂછો છો બાબુ, હજી સુધી તો જીવ્યાં છે. તમે કહેશો, આ તો ઊંટવૈદું છે. તો જુઓ, કલકત્તા તો રહ્યું ઘણું દૂર, ન મળે ઈંજેક્શન, ન મળે ડોક્ટર, તો આની પર જ વિશ્વાસ રાખવો પડે."

"જો ખોટી જગ્યાએ કરડે ?"

"બાબુ ! અંધારામાં ચાલે એટલે પગમાં વધુ કરડે. જો ઘરમાં આવીને કરડે, ઉંઘમાં હાથ લાગી જાય, ને હાથે કરડે, એવે વખતે કસીને બાંધવાથી કામ સરે, ગળા પર, છાતી પર, કે કમર પર ઘણું ઓછું કરડે. ને ત્યાં કરડે તો મરણ નિશ્ચિત. ક્યાં બાંધી એ ? બધે કંઈ કસીને બાંધવાથી કામ થાય ?"

"કપાળે કરડે તો ?"

"તો કસીને બાંધી શકાય, ચૂસાય, અને ઈરફાનપુર લઈ જવાનું કહું. એમ કહીને,છેલ્લા સાત વર્ષમાં બે વાર ઈંજેક્શન મળ્યાં છે. કપાળે કરડ્યો હોય તો માલ કંઈ કરી શકે નહિ. જેઓ જાણીતા માલ છે. તેઓ બંધન ખોલે, મંત્ર બોલે, પણ તમને તો ખબર છે, એવું વિષ જો શરીરમાં જાય તો ઈંજેકશનથી પણ કંઈ વળે નહિ. કલકત્તા ડોક્ટરે કહેલું એટલે જ તો બાપા જીવ્યા નહિ."

"અમને સાપ કરડ્યો હતો ?"

"શિયર ચાંદા."

આ વાત વસંત પણ જાણતો હતો. બાર મિલિગ્રામથી વધારે ગોખરાનું ઝેર, પંદર મિલિગ્રામથી વધારે ચન્દ્ર બાડાનું ઝેર, છ ગ્રામથી વધારે કાલાજનું ઝેર શરીરમાં ફેલાય તો સ્નેક વેનમ એન્ટિસિરામ નિષ્ફળ જાય. ચન્દ્રબાડાના ક્ષેત્રમાં શરીરના લોહીમાં લોલકણો ભાંગી જાય, નાક, મોઢું, પિશાબ, તથા ગુહ્યદ્વારથી રક્ત સ્ત્રાવ થાય. નહિ તો માંસ ગળી જાય ને અસહ્ય મૃત્યુ. ગોખરા અને કાલાજનું ઝેર ન્યૂરોટક સિન સ્નાયુ ઢીલાઢસ થઈ જાય, પેશી સંકોચાય, લાળ પડે, ઘેનમાં રહેવાય, શ્વાસ લેતાં મુશ્કેલ પડે. અને મૃત્યું.

શ્રી પદે કહ્યું, "હું જાણું છું, મારી ક્ષમતા કેટલે સુધી જઈ શકાય તેટલી છે તે. વળી જ્યારે ઈંજેક્શન હોય, તો પછી માણસ મૃત્યુ સામે ઝઝૂમવાનો જ."

"નબળા શરીરમાં પણ સરખી જ પ્રતિક્રિયા થાય ?"

"સરખી જ ઉપવાસી નબળા શરીરમાં ને મનમાં જોર તો હોય નહિ એથી જરા જેટલું ઝેર પણ શરીરમાં જાય તો માણસ મરવાનો જ."

વસંત અત્યંત ચિંતામગ્ન ચિત્તે ઘેર પાછો આવ્યો. સામાન્ય ઝેર શરીરમાં જાય તો યે માણસ મરે ? નબળા અને પ્રતિરોધ કરવાની શક્તિ ન હોય તેથી ?

એકાએક એના મનમાં થયું બધું જ કંઈ શૈક્ષણિક આગ્રહથી જોઈ શકાય નહિ. નબળા શરીમાં કાલાજના ઝેરના પ્રતિક્રિયા કેવી હોય. તે પણ જોઈને એની નોંધ લઈ શકાય. પણ મહાનગરની પાસેના એક ગામમાં આટલો અંધકાર શા માટે ?

પૂરતો લાભ થતો નથી તેથી નસ્કર ઈંટ વેચે નહિ, પરિણામે કાલાજની વંશવૃદ્ધિ અને માણસોનાં મોત. માણસો અનાહારથી દુર્બલ શા માટે ? નસ્કર આ જડ ઘાલી બેઠેલા અનાહારમાં કઈ ભૂમિકામાં છે ? શા માટે હેલ્થ સેન્ટરમાં એન્ટિસિરિમ હોતી નથી ?

હેલ્થ સેન્ટરનો છોકરા જેવો ડોક્ટર માથું હલાવે છે. એ કોઈ "શા માટે" નો જવાબ જાણતો નથી. કલકત્તામાં આરોગ્ય ખાતું એટલે મંત્રીઓ પાસે ફાઈલોનો ઢગલો. માણસ અને માનવીય સમસ્યા ત્યાં ફાઈલમાં લખાયેલા અક્ષરો જ માત્ર. કહે, "મારી હોસ્પીટલ જોશો તો સમજાશે. એક પથારીમાં છ છ સુવાવડી સ્ત્રીઓ સૂતી હોય, ત્યાં આવું જ હોય. એન્ટિસિરમ ? માગી એન્ટિસિરમ, મોકલે ઈન્ટારોક્યુનલ. ઓફિસિયલી નો મલેરિયા, તેથી મલેરિયા ફેલાય તો યે દવા મોકલે નહિ. મોકલી ગર્ભનિરોધક ગોળીઓ અને એક મિક્સચર."

"શી વાત કરો છો ?"

"ડીટોલ નહિ, રૂ નહિ, સિરિંજ નહિ, ક્લિનિકલ ટેસ્ટની કશી વ્યવસ્થા નહિ. મરક્યુરોક્રોમ પણ ન આપે સાહેબા ! ક્વોટર્સ નહિ છોકરી નર્સ ન મળે. મેલું સાફ કરનાર માણસને નીમવાની સત્તા નહિ. તો પણ માણસ જીવતા પાછા જાય છે. શા માટે ખબર છે ? લાગે છે કે યમને પણ એમને લઈ જવાની રૂચિ નથી. પરિણામે બધા કેસ કલકત્તા નહિ પણ ડાયમંડ હારબર મોકલું છું. શું કરું ?"

"એન્ટિસિરમ મંગાવો છો ખરા ?"

"માગણી કરું છું. સાહેબ ! કરું છું."

"મોકલતા નથી ?"

"ના. સાંભળ્યું છે કે તમારી પાસે છે".

"એ તો સામાન્ય છે."

"આપશો ?"

"જોઉં તમને તો ઘણાં જોઈએ."

"મારું મન તદ્દન ભાંગી ગયું છે ખબર છે ? હું ઈન્જેકશન આપીશ. તો સારું થઈ જશે, જીવી જશે. એટલે કે......શ્રીપદને જ્યારે કેસની ખબર છે.... ત્યારે મને મનમાં શું થાય છે તે જાણો છો ?"

"શું ?"

"ઈન્ટ્રાવીનસ નહિ આપી શકે, પણ જો તાલીમ આપી હોય, તો શ્રીપદ જેવા બુદ્ધિશાળી લોક, પોતાની જાતે ઈન્દ્રા મસક્યુલર, સબક્યુટેનસ ઈન્જેકશન આપી શકે. બહુ બુદ્ધિશાળી છે. લિટ્રેચર, સેક્શન બધું કર્યા પછી જ એ રોગીને લઈ આવે છે. જીવાડે છે એ, જોકે એ ઊંટવૈદ, જ્યારે હું છું ડોક્ટર."

"સેક્શન કરવું એ બરાબર છે ?"

"એનાં દાત, તથા માટી સારાં છે. સિરપ આપશો ?"

"જોઉં."

"તમારા બનેવીને કહો ને".

વસંત હસ્યો, એણે કહ્યું, "બધાને ખબર પડી ગઈ છે. એટલે જ એમ કહો છો ને ? એમતો હિમાદ્રિદા અહીં આવ્યા નથી. મેં પણ કોઈને કહ્યું નથી. તો પણ બધા જાણે છે."

"નાની જગ્યા ખરી ને."

"કહીશ."

બનેવી વસંતની તરફ ખુશ નહોતા. એમણે કહ્યું. "લખી આપું છું. કલકત્તા એ જગ્યાએ જશો તો આપશે થોડાં આપશે. પણ મારા નામની ખબર ન પડવી જોઈએ. હેલ્થ ડીરેક્ટર કશું જ કરતું નથી. કલકત્તાની હોસ્પીટલો સભ્ય દેશને માટે શરમજનક છે. બહારગામ હેલ્થનો મામલો આદિમ્ અવસ્થામાં છે. હેલ્થ સેન્ટર દવા આપે. હેલ્થ સેન્ટર! કેટલા જીલ્લાની સદર હોસ્પીટલમાં ઓ.ટી. એરકન્ડીસન્ડ છે. ? એક્ષ-રે. મશીન ચાલતું હોય છે ? રોગીનાં બિછાનાં ખૂબ ચોખ્ખાં હોય છે ? વોર્ડમાં કૂતરાં ફરતાં હોય છે. હમણાં તો લખી આપું છું, પણ એ વિષે બહુ માથાકૂટ ન કરશો. હું નોકરી કરવા આવ્યો છું. નોકરી શાંતિથી કરવા ઈચ્છું છું. વાઘના દરમાં હાથ નાંખશો નહિ. તમારા બે દિવસના ઉત્સાહનાં કશું ન થાય."

વસંત કલકત્તા ગયો, અને એન્ટિવેનમસિરપ લઈને આવ્યો. જેની પાસે જાય તે "ઓહ, એન્ટિસિરપ!" કહીને મોઢું બગાડીને આપે. તે પછી કહેવું જોઈએ એટલે કહેઃ "આનું પણ રિએક્શન થાય છે."

"મને ખબર છે."

"શું ખબર છે ?".

"આ તો મારા ઈન્સ્ટીટ્યુટમાં જ તૈયાર થાય છે. અચ્છા, આ અહીં જ હોય છે ?"

"હું તો એને અહીં જ જોઉં છું. દીવાલની શોભા બીજું શું ? વસંતને પાછું મનમાં થયું, જો બજારૂ ઔષધ હોત તો ? તે પછી તેની સામેથી દલીલ એના મનમાં આવી અને એ હતાશ થયો. સર્પદંશ કોઈ દવાની કંપનીને આગ્રહી કરી શકે નહિ. કારણકે, સાપ કરડે ચાર લાખ માણસને, ને મેર વીસેક હજાર. ખૂબ આશ્ચર્યજનક મામલો, ઘણાં વર્ષથી આ વીસ હજાર મૃત્યુની સંખ્યા અફર રહી છે. તો શું ભારતમાં સાપ અને માણસ કશી સમજૂતી પર આવ્યા છે ?

ભલે દવાની કંપનીઓ ન બનાવે, પણ સરકાર તો દવા બનાવે છે. ગોખરા-કાલાજ-ચન્દ્રબોડા તથા અહિરાજના ઝેરથી ઘોડાને હાઈપર ઈમ્યુનાઈઝ કરીને ઘોડાના પ્લાઝમાંમાંથી એ તૈયાર થાય. પ્લાઝમાને રાસાયણિક ઉપાયથી સૂકવીને આ સૂકવેલી દશામાં એન્ટિવેનમ ઘણોકાળ સચવાઈ રહે છે.

જો સરકાર એને બનાવે છે તો વહેંચણી કેમ કરતી નથી ? કલકત્તામાં દવાની વખારમાં એને ખડકવાથી ફાયદો શો ? શા માટે, સાપના કરડવાની વિજ્ઞાન સંમત ચિકિત્સા કલકત્તામાં ? કલકત્તાના ચોત્તર થી ઈરફાનપુર હેલ્થ સેન્ટર અથવા બે હૂલા

બ્લોક શા માટે કાલાજની દયા પર જીવે ?

હેલે નસ્કરે ઈંટ શા માટે ન વેચી ? હશે નસ્કરને સજા કરવાનો ઉપાય પ્રશાસનના હાથમાં શા માટે નથી ?

એને સ્વાસ્થય કેન્દ્રના ડૉક્ટરની એક વાત યાદ આવી અને સ્ટરાઈલ પાઈરોજનયુક્ત, ફિજિઓલૉજિકલ. સ્લોટ સોલ્યુસન ખરીદતી વખતે એ સિરિંજ બે ખરીદી. એક ટોર્ચ અને અંદાજ માપની ફૂટપાથ પરથી કૃત્રિમ સનડાકના પંપ શું ખરીદ્યો.

જાણી જોઈને એ સાંજની ટ્રેનમાં પાછો ફર્યો. ને સ્વાસ્થય કેન્દ્રના ડૉક્ટરને ઘેર જઈને એણે એન્ટિસિરપ તથા સોલ્યુશન આપ્યાં. અને કહ્યું, "મારા નામની કોઈને ખબર ન પડવી જોઈએ. નહિ તો હું ફસાઈ જઈશ."

ડૉક્ટર અભિભૂત થઈ ગયો અને બોલ્યો, "તમારો ઉપકાર ક્યારેય નહિ ભૂલું. સાપના રોગી ઈન્જેક્શન નથી. તેથી તરફડીને મરે છે. એ જોઈને એટલું દુઃખ થાય છે !"

વસંતને યાદ આવ્યું, હેલ્થસેન્ટરની મેલી ખાડાખબડવાળી દીવાલ, અંદર ફાઈલો ખડકેલી, એ દીવાલ પર કેલેન્ડરમાંથી કાપેલી સાંઈબાબાની છબી, તથા શારદામણી-રામકૃષ્ણનાં ચિત્રો ટીંગાડેલાં. વિજ્ઞાન સંમત ચિકિત્સા, પ્રશાસનની નિર્દયતાભરી ઉદાસીનતા એ બધાથી ત્રાસીને લાગે છે, કે ડૉક્ટરે એ મહાન પુરુષ અને રમણીનાં મુલગાંવકરે ચિત્રેલાં એ ચિત્રોમાંથી શાંતિ પામવા પ્રયત્નો કર્યા હશે. પણ કાલાજ કરડે તો સાંઈબાબાની ભસ્મ નિષ્ફળ નીવડે.

એ કહે, "તાલીમનું આયોજન કરવું જોઈએ."

"શાનું ?"

"એન્ટિસિરમ આપવા માટેની તાલીમ."

"હાં, હાં."

"એન્ટિ-રેએકશનાની દવાની તમે વ્યવસ્થા કરજો."

"કરીશ."

"તો જાઉં"

"આ તમે લો છો ?"

"થોડાં રાખું છું."

"ઘણા મરે છે, જાણો છો ?"

"જાણું છું."

"બહુ અંધારું છે."

"ટોર્ચ છે."

અંધારામાં ટોર્ચ સળગાવી બેહૂલા તરફ જતાં જતાં વસંત બહુ ખુશ હતો. જે કારણે આનંદ થયો હોય પણ એ રે કામ માટે અહીં આવ્યો હતો. તેની જોડે એને કશો સંબંધ નહોતો.

બીજે દિવસે એણે શ્રીપદને ટોર્ચ અને જોડા આપ્યાં. ને કહ્યું,

"એમને એમ નથી આપતો. કામ કઢાવી લઈશ."

"મારી પાસેથી ?" શ્રીપદે જોડાને હાથમાં હલાવતાં કહ્યું. જોડા સૂંઘ્યા અને ભાષાતીત કૃતજ્ઞતા વ્યક્ત કરતાં વસંતની સામે જોયા કર્યું.

"હાં, જરા યાદ કરીને કહો, એવો કોઈ રોગી જોયો હતો, જેને કાલાજ કરડ્યો હોય, જેના શરીરમાં વિષ ન ગયું હોય, તેમ બધા પ્રયત્નો કર્યા હોય, છતાં થોડા દિવસ રહીને રોગી મર્યો હોય ?"

"ભૂની દાસી."

"એ કોણ ?"

"સ્મશાનની ડોમ, સાગરની વહુ."

"તમે કેસની વિગત આપો!"

"લખશો ?"

"હા."

"તો કહું છું."

"કહો."

"રાધી, ચા કર."

"બોલો."

"ભૂની દાસી ઊંઘતી હતી. જમીન પર સુવડાવેલી. ચટાઈ પાથરીને બધાને ખબર છે. હાથના અંગુઠાને કરડ્યો. મને બોલાવ્યો. હું ગયો. ઝેરની જગ્યા સખ્ત રીતે બાંધી. ચીરો મૂક્યો. લોહી ચૂસ્યું. આખી રાત ત્યાં રહ્યો. એ વખતે તો આફત ટળી ગઈ. રાતે પણ બંધન છોડ્યું નહિ. સાંજ સુધી સારી રીતે વાતો કરી. બધું સ્પષ્ટ દેખતી હતી. જોયું લોહી પડેલું તેને હવા લાગતાં એ જામ્યું છે. હાથમાં પણ સરસ ચેતના હતી. સોય લગાવી, તો મને ગાળ દીધી. હું આવતો રહ્યો."

રાધી ચા લઈ આવી. એમણે ચા પીધી. દૂધ વગરની ગોળની ચા ખૂબ આનંદથી પીને પ્યાલાને નીચે મૂકીને શ્રીપદે કહ્યું, "બીજે દિવસે સાગરે બોલાવ્યો. જઈને જોઉં છું તો, બંધન ખોલીને જોઉં છું તો, દિવસે સાપ કરડ્યો હતો, તે દિવસે પગમાં વાંસની અણિયાળી સળી ઘૂસી ગયેલી, ત્યાં વેદના થતી હતી, અને પગ ફૂલી ગયેલો, છાતીમાં દુઃખાવો હતો, અને થોડી થોડી વારે બેભાન થઈ જતી હતી. ભાનમાં આપતાં એણે કહ્યું: 'શ્વાસ લઈ શકતી નથી. છાતીમાં દુખે છે.' તરત જ ઈરફાનપુર લઈ જવામાં આવી. જીવી નહિ."

"ડોક્ટરે શું કહ્યું ?"

"એમણે કહ્યું, 'શ્રીપદ તે તો સાપને કરડવાની ચિકિત્સા બરાબર કરી હતી. પણ એના શરીરમાં કંઈ હતું નહિ. તેથી વાંસની સળી ઘૂસવાથી પણ ઝેર ચઢ્યું.

"શ્રીપદ નિષ્ફળ ક્રોધથી થૂંક્યો. એણે કહ્યું, "જેની જરૂર હતી, તે ઈન્જેક્શન પણ ડોક્ટરની પાસે નહોતું. યુવાન છોકરી, ત્રણ છોકરાંની મા, ધનુર ધાયું ને મરી ગઈ. અને

મને કેટલુંય સંભળાવ્યું. છોકરાઓને ઉછેરી, સાગરે લગ્ન કર્યાં, સાત મહિનામાં બિચારી રડતી રડતી મરી ગઈ."

"આ એક જ?"

"ના. બીજા પણ કિસ્સા છે. તમને દેખાડીશ હમણાં તો તમે અહીં છો ને ? તમે નરી આંખે જોઈ શકશો. અરછા સાપનું ઝેર ઊતર્યું તેમાં પણ વિષક્રિયા થઈ ?"

"થાય."

"એનું નિવારણ શી રીતે ?"

"ડોક્ટર વિના ગતિ નહિ."

"દવા નહિ, ઈન્જેકશન નહિ, ડોક્ટર શું કરે ?"

"રોગી મરે."

"અમારું તો મરણ બધે જ."

"હવે સાંભળો, ઈન્જેક્શનની સોય, દવા બધું લઈ આવ્યો છું. તમને શીખવીશ."

"મને !"

"હા. તમને."

"તમે કહો છો, મારાથી થઈ શકશે ?"

"હા, થઈ શકશે, હવે એવો કોઈ કેસ હોય, હું શી રીતે શું કરું છું. તે જોઈ લેજો."

"છોકરાને શીખવું છું. એ જુએ તો ન ચાલે ?"

"એને પણ જોવા દો, તમે તો ચિરકાળ હોવાના નથી."

"મારાથી થઈ શકશે ?"

"થઈ શકશે. મને ખબર છે. તેથી નસમાં ઈન્જેક્શન આપું છું. તમે હાથ કે પગની એવી ઉપરની જગ્યાએ આપજો. ચામડીની નીચે કેટલું આપવાનું છે.

શી રીતે આપવાનું છે, એમાં શું મેળવવાનું, હું બધું સમજાવી દઈશ" જે સિરપ છે તેટલું તો ઘણા દિવસ ચાલશે."

"ખરાબ નહિ થઈ જાય ?"

"ના."

"હું ઈન્જેકશન આપીને જીવાડી શકીશ ?"

"જરૂર."

શ્રીપદે બન્ને હાથથી માથું દાબ્યું, અને એ બેસી રહ્યો. પછી એણે આંખો લૂછીને કહ્યું. "પિતૃપુરુષ ગુસ્સે થશે, તો થવા દો. બધા મને ભગવાન તરીકે જાણીને મારી પાસે આવે છે. પરંતુ મારાથી કંઈ થઈ શકતું નથી. એ મને જે વિદ્યા આપી ગયા છે, તે હવે એક રીતે ભારરૂપ છે. આ જે તમે શીખવશો તેવી માણસ જીવશે ને ?"

"હા જીવશે."

"તો શીખવો."

"શીખવીશ, શીખવીશ."

શ્રીપદની શીખવાની ક્ષમતાથી વસંત આશ્ચર્યચકિત થયો. વસંત શરૂઆમતમાં, પોતાના ઘરમાં બેસીને હાથ અને પગના સ્નાયુમાં, ચામડીની નીચે ડીસ્ટીલ્ડ વોટર છાંટે અને બતાવે. તે પછી વસંતની ઉપર પોતે જે શીખ્યો હોય તેનો પ્રયોગ કરે. પરિણામ બન્નેને હાથે ને પગે પીડા થાય. પણ શ્રીપદ ઝટપટ શીખે.

વસંતે એમોનિયમ કલોરાઈડ અને ગરમ પાણીનો ઉપયોગ કરતાં શીખવ્યું. ગરમ પાણીની વરાળ શી રીતે લેવી તે શીખવ્યું. બન્ને, ઘણા ઉત્તેજતિ અને આનંદિત થતા. શ્રીપદ કહેતો, "તમે મને જે શીખવો છો, તેથી માણસં જીવે. માણસ જીવે તો વિષહરિનો કોપ ન ઊતરે."

"કોનો કોપ ?"

"એ તો કહું છું. જે યુગનો જે મંત્ર, શાળા, છોકરું જણાવાની થાય ત્યારે વહુને હોસ્પીટલમાં મોકલે છે, પણ ટાઈફોઈડ થાય ત્યારે ત્યાં જાય નહિ. સાપ કરડે ત્યારે ડોક્ટર ઈન્જેક્શન હોય તો આપે પણ લે નહિ."

વસંત હસ્યો. કલકત્તાની નજીક આ મિત્રો વિનાના બેહૂલામાં રહીને શ્રીપદને લીધે અતયંત ચિત્તાકર્ષક અભિજ્ઞતા પ્રાપ્ત કરી. શ્રીપદે કહ્યું, "શિયલચાંદાના, નરમાદાનાં લગ્ન પોષ-મહાના મહિનામાં. શાળાએ આ વખતે માગશરમાં કાપણી કરીને ફંડ ઉઘરાવી ઘાસલેટ ખરીદીશું. ભટ્ટાને આગ લગાડી વંશનો નાશ કરીશું. એ સાપની વખાર તો જાણે મનસાપુરી.

એ પછી પણ હેદો નસ્કરનો છોકરો, માહીન્દર શશી, સાપનો ભય ભૂલીને ઈંટના ઢગલામાંથી ચાર ઈંટ, સેરવવા ગયો. અને ગુસ્સે થયેલા કાલાજે એની જાંઘ પર ડંખ માર્યો. શ્રીપદે વસંતને બોલાવી મંગાવ્યો. એણે કહ્યું, "દાંત બેસાડ્યા નથી. ફક્ત ઘસ્યા છે."'

શશીએ માની લીધું, કે એ મરી જશે. અને માનસિક વિકલતાને કારણે કાલાજે સખત ડંખ માર્યાનાં લક્ષણો દેખાડવા માંડ્યાં, શ્રીપદે બરડો પાડ્યો અને ગાળ દઈને કહ્યું, "ઢોંગ ન કર શશી."

વસંતે આવીને જોયું કે બંધન છોડી દીધું હતું. પાણી ગરમ કરવા મૂક્યું છે. એણે કહ્યું, "મેં બતાવ્યું હતું તે રીતે ઈન્જેક્શન આપો."

"શ્રીપદ ? ઈન્જેકશન આપશે ?" બધા ખૂબ ગભરાઈ ગયા. શ્રીપદ ગર્જી ઊઠ્યો. "વિષહરીની આજ્ઞાથી, જે કરૂં છું તેમાં તમને શ્રદ્ધા ન હોય તો સાલા ભાગી જાઓ."

એણે ઈન્જેક્શન આપ્યું, અને બરાડા પાડતો રહ્યો:

"મા મનસા કૃપા કરી. તમને કરું વિનંતિ,
ભુજંગજનની ભુંજગનું વિષ લ્યો ને હરી.
વિષ ગયું સાત સ્વર્ગની ઉપરની તરફ,
મા મનસાએ શંકરપિતાને દીધી દુહાઈ.

વિષ જઈને બન્યું શંકરનો કંઠ હાર,
જય જય શુભંકર શંકરની દોહાઈ.

વિજ્ઞાન અને વિષહરિ બન્નેની સાધના શ્રીપદે એક સાથે કુશળતાથી કરી. ગરમ પાણીથી ઘાને ધોયો. ગરમ પાણીનો શેક કર્યો. ઈંજેક્શન આપ્યાં પછી એક કલાકે બીજી જગ્યાએ બંધન બાંધ્યું અને ધાંરા પાડીને બોલ્યાં કર્યું :

ધ્વનિ ધ્વનિ ધ્વનિ જેનો,
ધ્વનિ કહીને વિષ નથી હવે,
હાડમાંસમાં ધ્વનિ ફૂટે,
ધ્વનિ ઉડતાં વિષ ન ઊઠે.

વસંતે જ્યારે કહ્યું, "શશીને હવે કશો જ ભય નથી. એની હવે ઘાત જતી રહી. ત્યારે શ્રીપદે એનો ઝોળો ઉપાડ્યો. શશીની માને કહ્યું, "નાસ્કરના ખાંભા આગળ ચોખા, દાળ, મગ, ઘી લીંબુ લાવીને માને ભોગ ધરાવો. જોર જોરથી રડજે. કહેજે તારા ઈંટના ભઠ્ઠામાં સાપ કરડ્યો, તમને ભોગ ધરાવું છું."

"એ કંઈ કહેવાનું હોય ? દુર્ગા મા રેદો નસ્કરને છોડશે ? આ ભઠ્ઠાએ સત્યાનાશ વાળ્યું છે. તો સિરિપદ ! માએ ઈન્જેક્શન આપવાની આજ્ઞા આપી છે ?"

"બાપ રે ! એની આજ્ઞા ન હોય તો આપી શકું ખરો ? આટલો બધો અવિશ્વાસ શા માટે ? તમે બોલાવો ત્યારે આવીને તમારો જીવ બચાવું છું. અને બદલામાં ક્યારેય કશું લીધું છે ?"

શશીની મા શ્રીપદના પગમાં પડી, ત્યાં એકઠા થયેલા બધા લોકોએ શશીની માને ગાળ દીધી. શ્રીપદ કુશળ અભિનેતા હતો. એ સમજતો હતો. કે હવે મંચ એનો છે. એણે કહ્યું, "બીજી પણ વાત છે બધા સાંભળો."

"બોલ. તું એમ કહે છે કે તું મરેલા બાળકને જીવતું કરે છે ?"

"માનો સેવક, માનો સેવક, એ ના કહે તો કશું કરી શકું ?

એણે જ સ્વપ્નમાં કહ્યું, કે વસંતને મોકલું છું. એ તને બધું શીખવશે. એણે કહ્યું, કે બેહૂલાની દશા જોઈને મને ઘણું દુઃખ થાય છે.

"બોલ બીજું શું ?"

"હેદો નસ્કર સરકારનું ઘાસલેટ લઈને ઘરમાં ઈંડાં પકવે છે. એના ભઠ્ઠાથી સર્વનાશ થયો છે. તો પણ એ કશું નહિ આપે ? આ વખતે માગશરમાં કાપણી કરી અને બધા ફડફાળો કરીને ઘાસલેટ ખરીદશું."

"ખરીદીને ?"

"ભઠ્ઠામાં આગ લગાવીને શિયરચાંદાનો વંશ નિર્વંશ કરીશું. નહિ તો જીવી નહિ શકાય."

"હા. એમ જ થશે. એમ જ થશે."

બહાર આવીને શ્રીપદે કહ્યું, "હમણાં બધા નાચે છે. ત્યારે જોશો બધા પાસ કપાવશે. "એ લોકો પોતાનું હિત સમજતા નથી."

પછી કહે,"આજે કયો દિવસ છે ? મેં ઈન્જેક્શન આપ્યું. શશી જીવી ગયો. હાં"

"પણ સ્વપ્નની શી વાત કરી તમે ?"

"સાચું છે." શ્રીપદે વસંતનો હાથ પકડીને દાબ્યો. કહ્યું. "માની મારા પર ઘણી દયા છે. તમને હા કહ્યા પછી બહુ જીવ બળતો હતો. તે રાતે આ શિયર ચાંદાનું ઘરેણું પહેરીને મા સ્વપ્નમાં આવી, ને એણે કહ્યું, "તું સાપનો વૈદ છે. એને મેં જ મોકલ્યો છે."

વસંત સમજ્યો કે શ્રીપદનું સ્વપ્ન એ આત્મનિર્દેશ હતો. એ રીતે એ આદિમ્ વિશ્વાસ આગળ અવિશ્વાસી થઈ, વિજ્ઞાનનો આશરો લેવા માટે ક્ષમા યાચે છે. એ પણ જાણે છે, કે શ્રીધરના મનનાં બધાં જાળાંને ઉખેડવાનું એને માટે શક્ય નથી. શ્રીપદને માટે અંધકાર છોડીને અજવાળામાં જવાનું શક્ય નહોતું. અંધારું અને અજવાળું જોડાજોડ રહેવાનાં જ, કારણ કે શ્રીપદ નામનો જ વીસમી સદીમાં છે. મૂળ તો નાગરિકની બધી સગવડોથી વંચિત અંધારા જીવનમાં એનો વાસ હતો. વિષહરીથી દૂર જવાનું એને માટે શક્ય નહોતું.

શ્રી પદે કહ્યું. "કાલે બજારમાં જઈશ. કાલે મારે ઘેર તમારે જમવું પડશે. એ મારી ગુરુદક્ષિણા."

"ખરચો કરશો ?"

"કરું નહિ ? સરસ માછલી લાવીશ. બટાટા લાવીશ. મારું કુટુંબ શીરો શેકશે. નિરાંતે જમીશું."

વસંત સવારે ઈરફાનપુર ચાલ્યો ગયો અને દુકાનમાંથી મિઠાઈ લઈ આવ્યો. સાંજે બહાર જતાં પહેલાં હેદોનસ્કરે કહ્યું, "સિરિપદને ત્યાં જમવા જાઓ છો ? એથી તો નીચે માણસોનું ચઢી વાગે."

વસંતે હસીને કહ્યું, "એ મારો મિત્ર છે."

"મિત્ર !"

"હા, ને હું તો અહીં રહેવાનો નથી. એટલે મારે લીધે એનું ચઢી વાગવાનું નથી".

હેદો સાચે સાચ અકળાઈ ગયો હતો. એણે કહ્યું, " નક્સલવાદી આવું બધું કહેતા, તમે એમાંના તો નથી ને ?"

"ના. ના. જરાય નહિ."

"એ લોકોનાં ગામ, દેશ કે સમાજ છે ?"

"હું જાઉં છું."

"સિરિપદે ઈન્જેક્શન આપ્યું હતું ?"

"હા."

"વિષહરીની આજ્ઞાથી ?"

"એ એમ કહેતો હતો."

"મા એ આજ્ઞા આપી ?"

"કહો મને શી રીતે ખબર પડે ? જે પૂજા કરે, તે જાણે કે એ જુઠું બોલે છે કે કેમ ?"

"ના. ના એ વાત કહેતાં તો જીવ ચાલ્યો જાય. ગામનું ભલું થજો."

"ભલું જ થશે."

"મેં તો સાંભળીને જ શશીની માને ચોખા, દાળ, મરી મસાલો આપ્યાં છે. માને ભોગ ધરાવો. છોકરો જીવ્યો."

"એ તો જીવ્યો. પણ તમારા ભઠ્ઠાની કંઈ વ્યવસ્થા ન કરો તો બધા જીવવાના નથી."

"જોઉં. સારી કિંમત મળે તો વેચી દઈશ."

શ્રી પદના ઘરમાં, તે લના દીવાના અજવાળામાં બગલાનું માંસ, શીરો, માછલી અને ભાતનું જમણ થયું. રસગુલ્લાં ખાધાં પછી શ્રીપદે કહ્યું, "માનું ગીત સાંભળશો ?"

"ચોક્કસ."

મનસામંગલનાં ગીતો, રાત વધતી હતી. ચારે બાજુ નિઃસ્તબ્ધ શાંતિ હતી. વસંતનું મન ભરાઈ ગયું.

થોડા દિવસ પછી શ્રીપદને તામલીથી બોલાવવામાં આવ્યો. નિશાળના શિક્ષકને સાપ કરડ્યો હતો. શ્રીપદ ગયો. એણે ખૂબ પ્રયત્ન કર્યો. પણ સાપ કરડ્યા પછી આઠ કલાક વીતી ગયા હતા. તેથી શબની ઉપર જ પ્રયોગો કરવા પડ્યા એથી વસંતને સમજાયું કે આસપાસનાં ગામડાંમાં શ્રીધરની પ્રતિષ્ઠા વધી છે. તામલીમાં પણ સાપનું ઝેર ઉતારનાર વૈદો હતા. એમાં મુખ્ય હતો. ભૂષણ માલ એણે જ શ્રીપદને બોલાવવા મોકલ્યો હતો. એ ખૂબ જ ઉત્સાહ જનક ઘટના હતી. ભૂષણપોતાના ગામમાં શ્રીપદને બોલાવે એનો અર્થ કે શ્રીપદના ઈન્જેક્શન આપવાની વાત એ જાણે છે.

એમ જ દિવસો ચાલ્યા જાય છે. શ્રીપદ અને સ્વાસ્થય કેન્દ્રના ડોક્ટરની મદદથી, પોતાના સંશાધનનું કામ કરતો રહે છે. ઘોડાના પ્લાજમાં સિરપની જેની પર વિપરીત પ્રતિક્રિયા થતી નહોતી, તેઓ પણ પ્રતિરોધહીન શરીર પર સેકન્ડરી સિમ્પટમ ડેવલપ કરીને મરી શકે. ખાદ્ય હીન, વણપોષાયલાં શરીર, ખાંસી, કમળો, દાંત પડવા, વગેરે એમના નિત્યનાં સાથી હતાં. ને બીજા પણ રોગનાં લક્ષણ દેખાતાં.

મરતાં માણસ મરતાં. પણ જે રોગીઓ જીવતા રહે, તે બધા ડોક્ટરની આગળ શ્રીપદનાં વખાણ કરતા. વસંત શ્રીપદની પાસે નવું નવું જાણવા પામ્યો : સર્પદંશનો રોગી બીકથી પણ મરે, એ વસંતે વાંચ્યું હતું.

એ ભયનો ચહેરો, રક્તમાંસનો ચહેરો, શ્રીપદે એને બતાવ્યો. એ કહે, "ધોબીનું મરણ જોયું ? હું બજારમાં ગયો, એને ઢામણા કરડ્યો. બીકના આઘાતને કારણે છાતીના ધબકારા બંધ પડ્યા. વહુ રડી. તમે ક્યાં ગયા હતા ? તમે હોત તો એને કશું થાત નહિ. ઢામણા કરડ્યો. ને એને થયું, કે ઝેરી સાપ કરડ્યો. એથી જ અમારા શાસ્ત્રમાં લખ્યું છે,

કે રોગીને એકલો રાખવો જોઈએ નહિ. ધમકાવીને, મારીને અને સમજાવવો કે જીવશે."

"બ્હીકથી હૃદય બંધ પડ્યું".

"એનો બ્હીકનો ઈલાજ શો તે કહો."

"છોકરા શીખે છે."

"હા, છોકરા મંત્રતંત્ર શીખવા આવતા નથી. હમણાં ઈંજેક્શન માટે ખૂબ ઉત્સાહ છે. પણ બધાં લક્ષણ તો સમજી લે. એમના હાથમાં બધું છોડતો નથી."

"બંધન ન બદલાવ્યાં હોય તો ધનુર થાય. અને ઝપ કરતું ખોલે તો મરણ. એ શીખવો છો ?"

"બધું શીખવ્યું છે. પૈસા લેતો નથી. એટલે નિશિકાન્તે એક ફણસના લાકડાંની પેટી આપી છે. એની માને જીવાડી એટલે એણે કહ્યું, "આમાં દવા અને ઈન્જેક્શન રાખો. માના નામથી આપું છું. હવે તો તમે અને તમારા ઈન્જેક્શન એ એકમાત્ર ભરોસો છે. તમારું કામ છે."

"હાસ્તો, અહીં ન આવ્યો હોત તો એ જાણવા ન મળત કે ઉપવાસી શરીરમાં ઈન્જેક્શન અપાય, કેટલાંય લક્ષણો જોવામાં આવે અને માણસને શી રીતે પીડા થાય. હેદોને તો કરડે નહિ. નહિ તો ખબર પડત કે હાથીનો આહાર કરતા શરીરમાં કેવાં કેવાં લક્ષણો દેખાય. એને તો સાપ પણ કરડે નહિ. કરડે તો લાગે છો કે સાપ જ મરી જાય. બાપરે! નસ્કર બહુ બોલે છે."

"મારો જવાનો સમય થયો."

"એનો વિચાર કરતાં મને દુઃખ થાય છે."

"કદાચ પાછો આવીશ."

"જુઓ, કામ હોય તો જ આવો તે કંઈ ચાલે એમ જ એક વાર ફરવા ન આવી શકાય ?"

"તમારા મનસાના ઝાડ પર આ કાલાજના ચામડાનું ઘરેણું કેવું ?

"દેખાય છે તો બહું સારું."

"એ લગાવવું પડે, ચામડી ચોંટાડી ઝાડવે શણગારવું પડે છે. એ અમારો નિયમ છે. બધા માલ આ નિયમને અનુસરતા નથી. હવે તો દાંડાસનો મહિમા છે. કલકત્તામાં ચામડું વેચે છે. ગોખરા મળે તો બમણો લાભ".

વસંત જવાનો છે એ જાણીને હેદો તો ખૂબ રાજી થયો. અને ઈરફાનપુરના થાણામાં બેસીને મનની વાત કહેતો હતો, "સાહેબનો શાળો તેથી કંઈ કહેતો નથી. એ નકલસવાદીના ફંદામાં ફસાયો છે. સિરિપદ જોડે ઊઠબેસે. હલકા વર્ણોના લોકોને ઈન્જેક્શન આપે છે. એમની જોડે જમે છે. કાપણીના સમયમાં એ બેટાને ઘરમાં રાખવાનું મુશ્કેલ બનશે. એને તો બે દિવસની રમત. પણ અમને તો મારીને સાફ કરી જાય છે."

"કંઈ તોફાન કરે છે કે ?"

"કરતો નથી. વાતાવરણ તો પલ્ટાવી દીધું છે. સિરિપાલને જોડા આપ્યા. અને

એ ટોર્ચબત્તી લઈને ફરતો ફરે છે. હલકી વર્ણ જ્યારે જોડા પહેરે ત્યારે જાણવું કે ઘોર કળિયુગ આવ્યો છે. શું સાપ નહિ કરડે ? જ્યારે કરડશે ત્યારે જોડા પહેરશે એટલે સાપ કરડતો અટકશે ? તારામાં તાકાત છે એને અટકાવવાની ?"

કદાચ વિષહરીએ હેદો નસ્કરની વાત સાંભળી હશે.

રાતના ઊંઘમાં વસંતે સાંભળ્યું કે કોઈ બારણાં જોરથી ખખડાવે છે. એને કોઈ ગભરાયલા અવાજે બૂમો પાડે છે. એ સફાળો ઉઠે છે, જે બારણું ઉઘાડે છે. ખુદ હેદો નસ્કર છે, અને બીજા કેટલાક માણસો છે. શ્રીપદનો છોકરો પતિત, પતિતેત પોક મૂકી, "ઈન્જેક્શન લઈને ચાલો બાબુ, બાપાને .....બાપાને....."

"શ્રીપદને ?"

હા. બાબુ, ઊંઘમાં જ કમરમાં ......."

એકદમ જગ્યામાં ખૂબ અજવાળું થઈ ગયું. શશીના હાથમાં પેટ્રોમેક્ષ હતું. હેદો નસ્કરના ગળાના અવાજમાં પણતીય હતો. શ્રીપદને સાપ કરડવાનું ગુરુત્વ એ પણ જાણે સમજતો હતો. એણે કહ્યું, "દીવો લઈને જોઈએ."

"તમે જશો ?"

"સિરિપદ.......!"

વસંત ટોર્ચ લઈને દોડ્યો, ખભા પર થેલો.....શ્રીપદને શ્રીપદને સાપ કરડ્યો ! શ્રીપદને ?

આંગણાંમાં અને ઘરમાં ભીડ હતી. વસંતે બધાને આઘા ખસેડ્યા. અને અંદર પેઠો, કેટલાકે રડતાં રડતાં કહ્યું, "સિરિપદને જીવાડો બાબુ. એના વિના જીવાશે નહિ".

શ્રીપદ દીવાલને અઢેલીને બેઠો હતો. સામે એક મરેલો કાલાજ, શ્રીપદનો હાથ ઉચકીને એની પત્નીને ખભે રાખ્યો હતો. પત્ની હિબકાં ભરતી ભરતી રડતી હતી. બગલમાં ચીરાનો ઘા હતો. શ્રીપદની બન્ને આંખો ઘેરાતી હતી. આંખનાં પોપચાં વારંવાર નીચાં ઢાળતો હતો. ખેંચી ખેંચીને એ આંખો ઉઘાડતો હતો.

"શ્રીપદ ?"

"બાબુ ? વસંત બાબુ ? "

"પાણી ઉકાળો, બહુ પાણી. શ્રીપદ ! હું ઈન્જેક્શન આપું છું." ઈન્જેક્શન આપતાં વસંતના હાથ કાંપ્યા. શ્રીપદ ફિક્કું હસ્યો અને ઘણે દૂર ચાલી જતાં જતાં વાતાવરણમાં અવાજને તરતો મૂકતો હોય, ઘણે દૂરથી બોલતો હોય, એમ કહ્યું, "પતિતને બંધન બાંધવાનું હતું. પણ ક્યાં બાંધે ?"

"શ્રીપદ, બધા કરતાં વધારે ડોઝ આપું છું."

"આપો."

શ્રીપદની કમરમાં અત્યંત નિર્મમતાથી વસંતે ચીરો મૂક્યો. શ્રીપદ પાછો હસ્યો અને એણે કહ્યું, "કશી અસર થતી જણાતી નથી. કામ નહિ થાય. તમે બેસો."

ગરમ પાણી, એમોનિયમ ક્લોરાઈડ, દરેક પ્રયત્ન સફળ થવાનો નથી એમ જાણવા છતાં વસંત મંડ્યો રહ્યો.

શ્રીપદ જાણે ઘણો દૂર હોય તેમ એણે કહ્યું, "એમ ચીરો મૂકવાથી કંઈ કામ થાય બાબુ ?"

"શ્રીપદ, મારી સામે જુઓ તો."

"આંખે દેખાતું નથી બાબુ ! બસ ને ઉંઘ..... ને ઉંઘ."

"ગરમ પાણીનો ઘડો ? કામળીનું આસન આપો."

કામળીના પૂજા કરવાના આસન થી બગલ દબાવી, વરાળનો શેક-શરીર પર કશી અસર નહિ, એનું ચેતન ઓસરતું જતું હતું. વસંતે શ્રીપદની નાડી જોઈ. છાતી પર કાન માંડ્યા.

શ્રીપદે અમાનુષી દૃષ્ટિથી જોયું. અને ધીરે ધીરે ત્રૂટક ત્રૂટક અવાજે કહ્યું, "નસ્કરે ઈંટો વેચી નહિ."

વસંતે છાતી પર કાન દબાવ્યો. તે પછી ધીરે ધીરે ઉઠ્યો. ને શ્રીપદને ધીમેથી સુવાડ્યો, તે પછી એ હોહો કરતો રડ્યો અને હાથથી મોંઢું ઢાંકી દીધું. બેહૂલાના સૌથી વધારે માણસો એક સાથે રડતા હતા. રાત ચમકાવે એવી હતી. કાલાજની જૂની ચામડીથી જેનું માથું શણગારાયલું હતું તે પિત્તળની મનસા સ્થિર દૃષ્ટિથી સસ્નેહ વિસ્ફારિત આંખોથી ટગર ટગર જોતી રહી.

સવાર પડી. જાણે સર્વનાશની સવાર હતી. શી રીતે ખબર પહોંચી કોને ખબર ? તામલી, બકુલપુર, ગાંગરી, તથા ફલેગ્રામથી માલો આવ્યા. હવે વસંત માત્ર દર્શક હતો. એની એમાં કશી જ ભૂમિકા નહોતી. કેળનો એક તરાપો તૈયાર કરવામાં આવ્યો. એમાં પથારી પાથરી. એમાં શ્રીપદના શરીરને મૂક્યું. માલોએ એક પછી એક તરાપામાં કોડિયું મૂક્યું. ચોખા અને તુલસીનાં પાન. શ્રીપદને પ્રણામ કર્યાં.

વિશાળ, ગામને જોતાં વિશાળ, અને ખૂબ લાંબી શબયાત્રા, બધા રામનામ રટે અને આંખો લૂછે, પુરુષો જોર જોરથી રડે. તરાપાને બેહૂલામાં ઉતાર્યો. બધા સાથે સાથે ચાલતા હતા. તરાપો ખેંચતાં બહૂલાની કમર ફાટતી હતી. એ અભિશાપ હતી. અભિશાપ તરાપો બહુ ધીમી ગતિએ જતો હતો. વસંત ચાલતો રહ્યો. જાણે એને ભૂત વળગ્યું હોય એવો એ લાગતો હતો. ચાલતાં ચાલતાં બધા એકાએક અટકી ગયા. અહીં નદીનાં પાણી ઘૂમરી લેતાં હતાં. ત્યાં આગળ તરાપો ગોળ ગોળ ચકરાતો હતો. આમ નિયમ હતો, તરાપાની તરફ બધા જોઈ રહ્યા. એમની આંખે અંધારા આવ્યાં, એ પછી એ દિવસના દ્રશ્ય પર અંધકાર છવાયો.

કોઈ કહેતું હતું, "સાત વાર તરાપો ઘૂમરી લેશે, તે પછી શબને તામલીમાં લઈ જશે."

ત્યાર પછી બધાએ વિસ્મયથી અસ્ફુટ આર્તનાદ કર્યો. શા માટે તરાપો બધાને ચમકાવી અને માસ આપીને ધીમે ધીમે ઘૂમતો રહે છે, ફક્ત ઘૂમરડી ખાતો રહે છે.

પવનથી શ્રીપદના મોઢા પરથી ચાદર ઊડી ગઈ. અને વસંત ભયજનક રીતે સમજ્યો કે શ્રીપદની અદખૂલ્લી આંખો એનો એકલા પર આક્ષેપ કરતી હતી. એ તિરસ્કાર વર્ષાવતી હતી. માણસ, સર્પદંશનો જેમને ભય છે તેવા માણસો વિષે સંશોધન કરે, વિવાદી સર્પદંશ પર અંકુશ રાખનારી કચેરીમાં પૂરતાં સાધનો ન હોય, ત્યાં કામ કરે. માણસ નશ્વર છે તેથી માણસને સહાયની જરૂર છે. ભય દૂર કરવાની જરૂર છે. એને બચાવવાની જરૂર છે.

શશીની મા ફફડી ઊઠી," અનાથ કરીને જાઓ છો બાબુ ! તેથી એ ખસતા નથી, અને ઘૂમરડી ખાયા કરે છે."

ત્યાર પછી જાણે મૃત શ્રીપદ સમજ્યો. એણે પિતૃદત્ત જવાબદારી લીધી હતી. એની એ જવાબદારી લેવા કોઈ તૈયાર નથી. પતિત કંઈ શીખ્યો નહોતો. વસંત ચાલ્યો જશે. પિંડદાનનો અધિકાર એણે પતિતને આપ્યો. પણ એનો ઉત્તરાધિકાર લેવા કોઈ રહ્યું નહિ. શ્રીપદના ઉત્તરાધિકારી માત્ર પિંડદાન કરવાથી ન થવાય. જાણે અત્યંત હતાશાથી શ્રીપદે નદીને કંઈ કહ્યું. અને બેહૂલાએ તરાપો ખંચી લીધો.

વસંત પાછો ફર્યો. એ આખો વખત પથારીમાં પડ્યો રહ્યો. ન્હાયો નહિ, ખાધું નહિ, આખી રાત એમ પડ્યો રહ્યો.

"શું થશે ?"

"તમે જોજો."

"પણ શું થશે તે ન કહું....." હેદો નસ્વર બીજું પણ કહેવા માગતો હતો. એને પણ શ્રીપદના મૃત્યુથી સખ્ત આઘાત લાગ્યો હતો. પણ ઘાસલેટ એટલે કે ઓથોરિટી એના હાથમાં હતી. વસંતે એને કોઈ વાત પૂરી કરવા ન દીધી.

"પહેલાં ગામના બધાંને બોલાવીશ નસ્કર બાબુ, ઘાસલેટ બહાર કઢાવીસ, તે પછી એસ.ડી.ઓ.ને જણાવીશ. તે પછી કલકત્તા જઈને જે કરવાનુ છે તે કરીશ. ઈંટોની ભઠ્ઠી "એસ.ડી.ઓ. ફકત મારા બનેવી જ નથી, જબરજસ્ત માણસ છે. એની પાસે પરમીટ હોવા છતાં તમે એને ઘાસલેટ આપતા નથી. તમે સંઘરો કરો છો, મને શું ખબર નથી ? પંચાયતના પ્રમુખ થયા છો, તમારા કારસ્તાન જાણ્યા પછી તમને સરપંચ તરીકે રહેવા દેશે ?"

હેદો નસ્કરે શાંત અને નિર્વિરોધી વસંતની આંખોમાં પતન અને પરાજયના સમાચાર વાંચ્યા અને એના મનમાં પણ થયું કે ગામ ઘણું વિચિત્ર છે. થાણા ઈરફાનપુર. મનમાં ખૂબ ભય સિત્તેર એકોત્તરેનો એ ભયના પ્રહારથી ભાગ્યો.

"લો, કેટલા ડબ્બા જોઈએ છે ?" એણે સૂકાયલા સૂરમાં કહ્યું.

"એક ડબ્બો રાખીને બધા લઈ લઈશ. શશી, ચરણ, સાગર નિશિકાન્ત બધાને બોલાવો. વીસ માણસોની જરૂર છે."

વસંતના અવાજમાં અને મનમાં હિંસ્ર આનંદ હતો. નસ્કરનું ફિક્કુંફસ મોઢું જોઈને એને આટલો આનંદ થશે એ એણે જાણ્યું નહોતું.

"હોજ પાઈપ પણ આપજો. સરકારે ગામની આગ હોલવવા આપી છે. એનાથી તમે રીંગણા ઝાડને પાણી પાઓ છો." ચરણ ને બીજા આવી પહોંચ્યા. વસંતે કહ્યું," ડબ્બા લો, પાઈપ લો, તે પછી જેટલું મળે એટલું ઘાસ લઈ આવો."

ચરણ અને બીજાઓએ એની તરફ જોયા કર્યું. શ્રીપદના મૃત્યુનો પ્રચંડ આઘાત, શોક, વિમૂઢતા, એ બધું હોવા છતાં વસંત તેમને એમના જીવનની ગતિશીલ પ્રવાહિતામાં પાછાં લઈ જવાનો પ્રયત્ન કરે છે.

"મોટા મોટા વાંસડા લઈને ચાલો. નાનાં બાળકો નજીક ન આવે. છોકરીઓ અને બૈરાં પણ ન આવે".

ઘાસનો ઢગલો કર્યો, અને ભઠ્ઠામાં ઘાસને ફેંક્યું. ફેંકતા રહ્યા. ભઠ્ઠો ઘાસની નીચે દબાઈ ગયો. ભઠ્ઠાની ચારે તરફ ઘાસની દીવાલ રચાઈ ગઈ. આગના વિષયમાં નિષ્ણાત ડોમ સાગરે કહ્યું, "છોકરાઓ, તમે લોકો જઈને કોઢાનું ઝાડ કાપો. સ્મશાનમાં ઘણાં ઝાડ છે. એમાં એકવાર આગ લાગે પછી એ બૂઝાય નહિ.

ચરણે કહ્યું, "ઘેર ઘેરથી છોડિયા ફાડચાં ભેગાં કરીને લાવો. શિયાળામાં તાપવા માટે બધાંએ રાખ્યાં છે."

ઘાસની દીવાલથી ઢંકાયેલા ભઠ્ઠા ઉપર ઘાસલેટ છાંટવામાં આવ્યું. વસંતે કહ્યું, "ચારે તરફ એક સરખી રીતે સળગાવો. સાથાને સળગાવીને જ જંપશું, ઘાસની દીવાલ ખસી ન પડે. એકસરખું ઘાસ પાથરો. સાપને બહાર આવતાં જુઓ તો લાઠી મારીને પૂરો કરજો".

"એ કહેવું નહિ પડે બાબુ! એણે શ્રીપદને ખાધો ત્યારે એમને જીવતા ન રખાય."

આગ લગાવાઈ. ઘૂ ઘૂ સળગી. બધા એકચિત્તે જોવા લાગ્યા. હવે બહારથી, અત્યંત કુશળતાથી વાંસના ગોદા મારીને સાગર ડોમ ભઠ્ઠો તોડવા લાગ્યો. અને એણે કહ્યું, "બધા ફટકા મારો. હોઈ, હોઈ......"

આગના તાપથી કાલાજ બહાર આવ્યો, બધાએ ચિત્કાર કર્યો. ઘાસની દીવાલમાં લાકડાં નાંખ્યાં, ઘાસલેટની પિચકારી મારી. સાપ બહાર આવ્યા. મરવા માંડ્યાં. ગામના લોકોનો શોક, કાલાજ વિષયક ભય, હેદો નસ્કરની ઉપરનો ક્રોધ, બધું ઉત્તેજિત થઈ એ ક્ષણના પ્રજવલંત ક્રોધમાં પરિણમ્યું. એથી આગે પ્રચંડ રૂપ ધારણ કર્યું હતું.

# મૂળ અધિકાર અને ભિખારી દુસાદ

જગ્યા નૌઆગઢની સરહદ આગળ અને વાસ-રસ્તા પર, નૌઆગઢ એક નાનું રાજ્ય અથવા મોટી જમીનદારી હતું. જમીનદારને રાજા ખિતાબ મળ્યો હતો. સ્વતંત્રતા પ્રાપ્તિને વર્ષે રાજાસાહેબની ઉંમર એક વર્ષની હતી. તેમ છતાં અત્યારે એ રાજાસાહેબના નામથી ઓળખાતો. રાજ્ય ચાલ્યું ગયું હોવા છતાં રાજાસાહેબ નિઃસહાય નહોતા. રાજ્ય સોંપવાના હસ્તાક્ષર કર્યા તે વખતે જ ઘણી જમીન પ્રચલિત નિયમ અનુસાર પચીસ દેવદેવીઓ માટે અનામત રાખી હતી. તો પણ રાજાસાબેહની ઉપર અન્યાય ગુજર્યો. રાજ્ય સરકારે પાપ કર્યું. રેલવે રસ્તો રેલ્વે લાઈન માટે રાજા અને કેન્દ્રીય સરકારે ખાસ જમીન ફાળવી.

રાજાસાહેબની કિશોરાવસ્થામાં જ આ બધું બની ગયું. કુશળ રાજમાતા તથા એનો વારસદાર આ મહાન અન્યાયના આઘાતથી મરણ પામ્યાં. તે પછી આ તરફ પટણા અને રાંચિમાં વકીલોની મસલત. આ તરફ રાજાસાહેબના ગુજરાનની વ્યવસ્થા એ બધું એકસાથે ચાલવા લાગ્યું. ખેતીની જમીન, જંગલનું વૃક્ષછેદન, એ બધાંનો ઈજારો, તથા લાકડાને ચીરવાનું કારખાનું, લોરી પરિવહન વ્યવસ્થા એ બધું. લઈ લીધા પછી રાહતની રકમ માટેની કાર્યવાહી શરૂ થઈ છ વર્ષે રાહત પેટે થોડી રકમ મળી. તેથી આજે નૌઆગઢ માં ઘણી ધામધૂમ હતી. પ્રાથમિક શાળામાં રજા આપવામાં આવી. રાજમાતા ટ્રાન્સપોર્ટની એકસો લોરીને રજા અપાઈ, રાજાસાહેબનો આવાસ "શૂર નિવાસ" માંથી રંગીન કાગળમાં ઢાંકેલી મિઠાઈની થાળીઓ, તોહરની કચેરી, પહાડનું શિવમંદિર એ બધી જગ્યાએ, લઈ જવાતી હતી.

ઘણા દિવસ પછી, નૌઆગઢમાં બધાને સાર્વત્રિક આનંદનું વાતાવરણ પ્રસર્યું હતું. રાજાસાહેબે લોકોને જણાવ્યું હતુંઃ "ધામધૂમથી ઉજવણી કરો. ઘેર ઘેર દીવા કરો. દરેક પોતાને ખર્ચે." તેમ ન કરે તો પણ વાતાવરણ હળવું થઈ ગયું હતું.

દસેક મહિના પૂર્વે રાજાસાહેબની જમીન જેમને મળી હતી તે ખેડૂતોમાં વિદ્રોહ જાગેલો. આવું તો આઠેક વર્ષથી ચાલ્યાં કરતું હતું, પણ કોઈ વાર અહીં પોલીસ બેસાડવામાં આવી ન હોતી. શરૂઆતમાં તો રાજાના માણસોએ ખેડૂતોને માર્યા હતા, તે પછી. પોલીસ આવી હતી. ખેડૂતોમાં જેમને ઉશ્કેરણીના નેતા માનવામાં આવ્યા હતા, તેમને પકડીને લઈ જવામાં આવ્યા હતા.

આવું તો થયા જ કરતું હતું, નૌઆગઢની માટી જેટલી પ્રાચીન હતી, એટલી બધી ઘટનાઓ પણ પ્રાચીન હતી.

એવામાં ખેડૂતોની સંખ્યા વધતી જતી હતી. ખેતરમાં પાકનું અન્ન તેની વેહેંચણી અને એની પરના હક વિષેની ખેડૂતોની ચેતના પણ વધી હતી. પોલીસને શંકા હતી કે કોઈ ત્રીજી શક્તિ પણ કાર્ય કરી રહી છે.

ત્રીજી શક્તિ કંઈ એક જ દલની જોડે સંબંધ ન હોતી. સામ્યવાદી હોય, આદિવાદી હિતરક્ષક, કોઈ વામપક્ષ, પણ બધા શાળા ગરીબ કિશાનોને મદદ કરે છે.

એમાંથી આ વખતે ગરબડ શરૂ થઈ. ત્રણ મહિના પહેલાં ખેડૂતોએ જ લડત ચલાવી હતી, ત્યારે એમણે એક કપડાં પર લખ્યું હતું: "મહેનત કી ફસલ કે આધા ભાગ પર હમ લોગોં કા મૌલ અધિકાર હૈ."

એ કપડાંના બન્ને છેડા પર વાંસ બાંધીએ લોકો એને લઈને ફરતા હતા. આ બનાવ ખૂબ અકળાવે એવો હતો. વકતવ્ય હતું. રાજાસાબેહની ભાગે ખેડનારા ખેડૂતો કહેતા હતા, અમારી મહેનતથી ઉગાડેલાં અનાજ પર અમારો ન્યાયી અધિકાર છે ? એ કંઈ ઠીક નથી. એ લોકોમાંથી કોને લખતાં આવડે છે ? કોણે એમને લખી આપ્યું. ?

રાજાસાહેબને ગંભીર દગાની ગંધ આવી. કેવો અવિચાર ! એ શોખિન, અત્યાચારોનો ભોગ બનેલો, સરકાર. એની જમીન લઈને તેમાં મકાનો બંધાવે અને રેલ્વેની લાઈન નાંખે, એટલા માટે જ તો રાજમાતા ટ્રાન્સપોર્ટની લોરીઓ એ રસ્તે અનાજ-કોયલા, લાકડાં, ને મજૂરોને લઈ જાય છે, રેલગાડીના એનાં વ્હેરેલાં લાકડાં લઈ જાય છે. એ તો ગૌણ વાત છે. એ અન્યાયનો વિરોધ ન કરતાં ખેડૂતોનો આ વળી કેવો નવો અધિકાર ? ફસલનો ભાગ જોઈએ. સરકારના શ્રમવિભાગના નિયમ પ્રમાણે ભાગ જોઈએ ?

આ વખતે ખેડૂતોએ રાજાના લોકોને પાકની કાપણી કરવા દીધી નહિ. એમણે કહ્યું હતું. મારો હરામખોરોને. મારતાં મારતાં મથુરાસિંહને જખ્મી કર્યો. ચંદનમલની બંદુક આંચકી લીધી. ખુદ રાજાસાહેબને ગોળી ચલાવવી પડી. એમાંનો એક જણ મર્યો.

એવું તો થયા જ કરે. નૌઆગઢની માટી જેટલી જૂની હતી, આવી ઘટનાઓ પણ એટલી જ જૂની હતી. કોઈ દાદીમાં બાળકને ઉઘાડવા પોતાના પૌત્રને કોઈ પરીકથા કહેતી હોય એમ કહેતી "તે પછી આવ્યા રાજાસાહેબ, એ બોલ્યા, "આ શી ધાંધલ માંડી છે ?" તો તારા દાદા કહેઃ શાની ધાંધલ ? પાક આપી દઈએ અને તમારા હત્યારા સિપાઈ લોકોના જાન લે. તે પછી રાજાસાહેબે ગોળી ચલાવી. તારા દાદાને ગોળી મારી. એમનું કલેજું ફાટી ગયું, અને ભાદરવામાં ગંગામાં જેવું પાણી વહે તેવું લોહી વહેવા માંડ્યું..."

આવું જ થાય થયા કરે, જમીનના પૈસાદાર માલિક અને ગરીબ ખેડૂત-ખેતમુજર-ની કહાની આવી જ ચાલ્યાં કરે. કોઈ કહાની બદલી શ઼કે નહિ.

આ વખતે ફેરફાર હતો. એ લોકો મારતા મારતા, માર ખાતા ખાતા સૂત્રો ઉચ્ચારતા હતા:

"મહેનત કા, ફસલ કા,
આધા હિસ્સે પર,

હમ લોગોં કા,
મૌલિક અધિકાર હૈ."

આવું નૌઆગઢની માટીના જીવનકાળમાં બન્યું નહોતું. પરિણામે નૌઆગઢમાં પોલીસ બેસી ગઈ. દુઃખી લોકોનાં શબ ઢાળ્યાં, ઘાયલોને હોસ્પીટલમાં ખસેડાયાં... ખેડૂતો પર કાનૂનભંગ અને શાન્તિભંગના મુકર્દમા ચાલ્યા. એકાએક નવી ધાંધલ ખેડૂતસંઘે પણ અદાલતમાં અરજી કરી. એ લોકો પણ લડશે.

આ બધાં કરાણે નૌઆગઢમાં પોલીસ બેઠી તેથી લોકો ગણા ત્રાસી ગયા હતા. રાત દિવસ ગભરાયલા રહેતા. સૂનમૂન બની ગયા હતા. એવામાં રાજાસાહેબને નુકશાનીની મોટી રકમની જાહેરાત થઈ. બંધિયાર વાતાવરણ ખુલ્લું થઈ ગયું. શું થયું, શું થયું, એમ બધા એકબીજાને પૂછતા હતા.

ભિખારી દુસાદને કોઈ કશું કહેતું નહોતું. જોકે કહેવા જેવું કશું હતું પણ નહિ. એ અત્યંત ભીરુ અને ભલો ભોળો માણસ હતો. બકરાં ચરાવવાના કામમાંથી એનું ગુજરાન ચાલતું. બકરાં એ જ એનો એકમાત્ર સહારો હતો. બકરાંની જાતને બહુ સંભાળની જરૂર નહિ. જાતજાતના પાંદડાં ખાય, ઘાસ તો ખાય જ. વરસમાં એક વાર એક કે અધિક લવારાંને જન્મ આપે.

બીજું કોઈ હોત તો બકરાંથી ભાગ્ય પલ્ટાવાયું હોત, પણ ભિખારીનું નસીબ જ વાંકુ, એનાં બકરાંઓના પરિવાર વિષેના વિચારોમાં એ મશગુલ રહેતો." બે બકરી, એક બકરો-નહિ તો બે બકરા અને એક બકરી એનાથી વધારે સંખ્યા થતી જ નથી. શું કરવું જોઈએ મહારાજ ! ભિખારીનું ફૂટેલું નસીબ."

"બીજા લોકો બકરાં ચરાવીને ભાગ્ય પલટાવે છે. તારું ભાગ્ય કેમ પલટાતું નથી ?"

"શી રીતે ફરે ? જંગલમાં ચરાવવાતાં વરુ ઉઠાવી જાય, શિયાળ લઈ જાય. એક શેર છાતુ આપો લાલજી ! અને થોડું લીંબુનું અથાણું, પાંચ પૈસાનું, પાંચ પૈસાનું મીઠું પણ આપો."

"બસ એટલામાં પતી જશે ?"

"હાં, લાલજી."

"ભિખારી ! તું બજારમાં બકરી વેચતો કેમ નથી ? બજારમાં વેચે તો ઘણા પૈસા મળે."

"શું થાય ? મને તો કોઈ વધારે પૈસા આપે નહિ."

ભિખારી બ્હીતો બ્હીતો હસે. અને પોતાના અવાંછિત અસ્તિત્વને માટે લજવાતો લજવાતો ચાલ્યો જાય.

વચ્ચે વચ્ચે એ દેખાય, કે એ ખોળામાં બચ્ચાં લઈને, બકરાં દોડાવતો દોડાવતો જંગલની તરફ ચાલ્યો જાય છે. એના મોઢા પર આંખમાં ખૂબ ભય અને ઉદ્વેગ દ્રષ્ટિએ પડે છે. એના મુખ પર ફીણ હોય છે. ભિખારીને જ્યારે બ્હીક લાગતી હોય, ત્યારે એની

જીભ સૂકાઈ જતી હોય. અને હોઠના ખૂણાપર ફીણ જામે.

શરૂઆતમાં નૌઆગઢના લોકો અવાક્ થઈ જતા.

"શું થયું ભિખારી ?"

"પોલીસ આવી. પોલીસ."

"તેમાં તારે શું ?"

"એ બકરાં ઉપાડી જાય છે."

ભિખારી ભાગે. જંગલમાં છે વરુ, શિયાળ એ બકરાનાં દુશ્મન. ભિખારીને એક જ દુશ્મન પોલીસ, એ જંગલમાં નાસી જાય. જઈને દાતરડાંથી ઝાડની ડાળી કાપે ને બકરીનું આશ્રયસ્થાન બનાવે, ને તેમાં બકરીને ઘૂસાડે. અને ત્યાં આગળ બેઠો બેઠો ધ્રૂજતો હોય.

એ સિવાય એની સંપત્તિ કહી શકાય એવું બીજું કશું નહોતું. ન જમીનજાગીર, ન વહુ છોકરાં, ન કંઈ કામ. પહેરવા માટે એક લંગોટી, બકરાં ચરાવે એ કંઈ ખરાબ કામ નથી. જો ક્યારેય દસ પંદર બકરાં બકરી હોય, તો ભિખારી એને સુમાદિતા હાટમાં લઈ જાય, અને ઘણી મોંઘી કિંમતે વચે. ગાભણી બકરી રાખીને બધાં બકરાં વેચી દે.

તે પછી એક ધોતિયું ખરીદશે. દરેક વખતે તે એક નાની પોતડી ખરીદતો, ને કેડ પર વિંટાળતો. એ એક ટુવાલ ખરીદશે.

તે પછી સુમાદિ અથવા બીજે ક્યાંક એ દુસાદ સમૂહને શોધશે. બજારમાં તો હજામો આવતા હોય છે. તેઓ જ કઈ કહી શકે. કઈ વિધવા, કે પ્રૌઢા દુસાદણને એની જોડે પરણવા મનાવી શકાય. એ વખતે એ એક ઘર પણ વસાવી શકે. બે જણ હોય તો બકરાંની સંખ્યા પણ વધે.

પણ કેમે કરીને એનું સ્વપ્ન સાકાર થતું નહોતું.

બાટાગામના દુસાદો જંગલમાં એકઠા રહેતા હતા. ત્યાં ભિખારી આનંદમાં હતો. પણ શું થઈ શકે મહારાજ ! બાટાનો ગણેશસિંહ માલિક હતો. દુસાદોને શું થયું. કે એ લોકોએ ગણેશસિંહને મારી નાંખ્યો. પોલીસે આવીને ગામમાં અડ્ડો લગાવ્યો, અને દુસાદોના બકરી બકરા પડાવી લેવા માંડ્યાં. ભિખારીનાં પણ.

ભિખારી ખૂબ રડ્યો હતો. મારી પાસે આ બકરા બકરી સિવાય બીજું કશું નથી. પણ પોલીસ કશું સમજતી જ નથી. આખરે રાંકા દુસાદે કહ્યું, "ગાભણી બકરીને લઈને ભાગી જા. નાટા ગામમાં કશી ગડબડ નથી. બકરાં ચરાવવા મેદાન છે. વડના ઝાડની નીચે રહેજે."

વડના ઝાડની નીચે ઘાસની ઝૂંપડી....બકરીને બચ્ચાં જન્મ્યાં. એ બચ્ચાં મોટાં થયાં. નાટા ગામના માલિક બધા રજપૂતો હતા. એ માંસ ખાય. શરીરમાં ખૂબ તાકાત. એ ભિખારી તરફ નજર પણ ન નાંખે. માંસને માટે બકરા ખરીદતા. બહુ ઓછી કિંમત આ.તાં. આઠ રૂપિયા, દશ રૂપિયા. દશ-બાર પંદર કિલો માંસ કંઈ એટલામાં મળે ? શું થાય મહારાજ ? બધુ કંઈ બધાના નસીબમાં હોય ? પણ નાટાના માલિકપરવરે એક

સ્ત્રીને ગોળી મારી મારી નાંખી. એ છોકરી હોળીનાં ગીત ગાતી ટોળીમાં હતી. બસ નાટામાં પોલીસ આવી ગઈ. પોલીસ આવતાં જ માલિક પરવરે કહ્યું, "ભિખારી દુસાદ પાસેથી એક બકરો લઈ આવ.

ત્રણ દિવસ ત્રણ બકરા પોલીસને આપીને ભિખારી ભાગ્યો.

બધાને માટે કંઈ આ દુનિયા બહુ મોટી નથી હોતી. ભિખારી માટે તો દુનિયા બહુ નાની હતી. નાટા પછી ભાંગેલે હૈયે ભિખારી ટાહાડ ગયો. ટહાડના શિવમંદિરના પૂજારી હનુમાનમિશ્રને એણે પ્રણામ કર્યાં હતાં.

શું એનો ચહેરો શરીર તો ઝગારા મારે. શા માટે ન હોય. દેવતા રોજ દૂધ પીએ, દૂધે ન્હાય, ને મહાદેવ ભગવાન જોડે વાતો કરે.

ભિખારી વનપ્રદેશમાં દુસાદગંજના જૂથમાં ગયો હતો. ટહાડના દુસાદોએ ખૂબ પ્રેમથી એને બોલાવ્યો હતો. બકરાં ચરાવતી વખતે એક ડોસી દુસારણે એની ગાભણી બકરીની સંભાળ રાખી. એ ભિખારી માટે રાંધતી પણ ખરી. એ લોકો કહેતા, "રહીજા આપણા સમાજમાં એક ઘર વધશે. લગ્નની પણ વ્યવસ્થા કહી દઈશું."

ભિખારી ત્યાં બહુ સારી રીતે રહેતો હતો. પણ દેવતાની પાસે એક દિવસ ફોજદાર આવ્યો. ટાહાડમાં સાત દિવસ રહ્યો. એના દેવતાએ કહ્યું, "ભિખારી દુસાદ ! ફોજદારને ખાવા માટે બકરો આપ."

"એ તો વેચવાનો છે દેવતા !"

"શું ? ફોજદાર એ તો દેવ જેવો એ ખાય તેના પૈસા મંગાય ?"

બકરો ભેટ આપીને ભિખારીએ ટાહાડ છોડ્યું ટહાડના દુસાદો હહુ દુઃખી થયા. શું થઈ શકે ? ભિખારીને તો તમારી જેમ મજુરીનું કામ, ખેતરનું કામ, પરમીટ લઈને સૂકાં લાકડાં ભેગા કરવાનું કામ તો છે નહિ. આ બકરાઓ તો એનું સર્વસ્વ બકરાં પાળે, તેને વેચે પાળે વેચે, ને વારેવારે પોલીસ એના ગુજરાનનાં સાધનનો નાશ કરે.

ટહાડની દુસાદ વસ્તી ખૂબ ખુશ હતી. એમના કરતાં પણ ગરીબ ભિખારીને એ લોકો નીચો માનતા નહોતા. ડોસીમાએ એને સારી સારી વાનગીઓ રાંધી ખવડાવી હતી. હરોયાની વહુએ છોકરા જોડે કરમદાંનું અથાણું મોકલ્યું હતું, અને છટપર્વનો પ્રસાદ મોકલ્યો હતો. હરોયાએ એક સજારુ મારીને એનું માંસ ભિખારીને ખવડાવ્યું હતું.

બધું છોડીને આખરે નૌઆગઢ. પ્રાથમિક શાળાના શિક્ષક સૂર્યચંદ સારા માણસ હતા. પાસેના વડના ઝાડની નીચે બેસીને ભિખારીની જોડે વાતો કરતા. બહુ નાની વય એબધી જગ્યાની રીત રસમ જાણે નહિ. એટલે કહે "રાતે અભણને ભણાવું છું, તું પણ ત્યાં આવ ભિખારી." "શું કરું મહારાજ ? ભિખારીને તમે ભણાવશે એટલે ભાગ ભિખારી નૌઆગઢથી. રાજાસાહેબ ભગાડશે, પોલીસ ચાલી આવશે, લાલામાલ નહિ વેચે, કૂવાનું પાણી નહિ લેવા દે."

સૂર્યચંદ બોલે, "એમ શી રીતે થઈ શકે ?"

"કેમ ન થાય ? એક ટોર્ચબત્તી જોઈને મેં પૂછ્યું. "એની કેટલી કિંમત છે લાલાજી ? તો લાલાજી કહે "કેમ ? તું ભિખારી દુસાદ તારે તો નાનં કામ કરવાનાં, તારી જાતના લોકો ડોર્ચ સળગાવે ?"

નૌઆગઢમાં ભિખારી એક ભાંગ્યાતૂટ્યા ઘરમાં રહેતો હતો. તૂટેલું ઘર, તૂટેલી લોરી, બધુ રાજાસાહેબના વકીલે ખરીદી લીધું. અને પછી ધીરેધીરે લોખંડ, લાકડું બધું વેચી માર્યું. ત્યાં એ રહે. ત્યાં બીજા કેટલાક ભીખ માંગનારા પણ પડી રહે. બસ અને લોરીમાં ઘાસ હોય તે બકરાં ચરે. બકરી ચરાવવા માટે મેદાનો હજી નૌઆગઢમાં હતાં. ભિખારી પાસે તો એટલી બકરીઓ નહોતી કે મેદાન ઉજાડી દે.

જંગલમાં બેઠો બેઠો ભિખારીએ બધી વાતો વિચાર્યા કરે, બસ વિચારતો જ રહે. પોલીસ લાલાજીની દુકાન ન લૂંટે, ગોવાળિયાની ગાયો ન પડાવી લે. જેનુ જે હોય તે તેમનું તેમ રહેવા દે. તો એતાં બકરાં કેમ પડાવી લે ? એની પાસે બકરાં સિવાય બીજું કંઈજ નહોતું.

ત્યારપછી બકરાં પાંજરાપોળમાં મૂકી, મનમાં ને મનમાં રામજીના અવતારને ઉદ્દેશીને એનાં પશુઓની રક્ષા કરવાનું કહ્યું, એ ધડકતા હૈયે નૌઆગઢ આવ્યો. એના અસલ સ્થાનમાં, એ વખતે એને લંગડા છોકરા... રક્તપીતિયા, દોગરા અને કાણીએ ઘણી મદદ કરી. એમણે એને કહ્યું, "પોલીસ હજુ પણ છે, તું ભાગી જા."

પાણીનો લોટો, છાતુ અને ગોળ લઈને ભિખારી પાછો જંગલમાં આવી પહોંચ્યો. રામજીનો અવતાર ક્યારેક એની પર કૃપા કરતો. એનાં બકરાં સાજાંસમા હેમખેમ હતાં... પણ ક્યારેક ભિખારીના આવેદનને એ ભૂલી જાય. ત્યારે કોઈ એનં લાકડાં ચોરી જાય, બકરાંને સાપ કરડે, ને બકરીનાં બચ્ચાંને શિયાળ ઉપાડી જાય.

જંગલમાં જઈને ભિખારી પશુઓને પાણી પિવડાવે. પોતે છાતુ અને ગોળ ખાય. એમ ક્યારેક બે ત્રણ દિવસો વીતે. એને રોજ નૌઆગઢ જવું પડે. ત્યારપછી પોલીસ ચાલી ગઈ. એ પાછો ફર્યો.

આ વખતે તો નૈઆગઢમાં પોલીસ ત્રણમહિના રહી. આ વખતે તો એ તદ્દન ભાંગી ગયો હતો. જંગલની સીમા પરથી એ બાઢાની તરફ ચાલી ગયો. ત્યાં જંગલમાં એને બાંકા દુસાદની ઓળખાણ થઈ. એણે મદદ ન કરી હોત તો ભિખારી એક દિવસ પણ જંગલમાં રહી શક્યો નહોત.

રાંકા એની કરમ કહાણી ખૂબ ધ્યાનથી સાંભળે, પછી કહે, "ઊભો રહે. જોઉં છું."

ત્રણ ચાર દુસાદ છોકરાઓને લઈને જંગલની અંદર ગયો. અને એણે પશુઓ માટેની છાપરી બાંધી, ઉપર ઝાડનાં પાંદડાં તથા ડાળીઓ સારી રીતે ગોઠવ્યા. પછી કહ્યું, "અહીં રહી જા, અહીં આ ઝરણાંમાંથી પાણી મળતું રહેશે."

"ખાઉં શું ?"

"પૈસા આપ. ખરીદીને આપી જાઉ."

"આ, લે."

થોડા દિવસ પછી રાંકાએ કહ્યું, "કોને ખબર કેટલા દિવસ તું રહેવાનો છે. આ બકરો વેચી દે."

"ક્યાં ?"

"હાટમાં વળી."

"તોહરીમાં ?"

"બીજે ક્યાં ?"

"ત્યાં તો ક્યારેય ગયો નથી."

"વિશ્વાસ હોય તો મને આપ."

"આવી વાત કરે છે રાંકા ? વિશ્વાસ ન રાખું ?"

"જોઉં."

રાંકાએ બકરો વેચી દીધો, અને ભિખારી હાથમાં ,સાઠ રૂપિયા લઈને, પોતે રાજા હોય એમ માનવા લાગ્યો. આ ત્રણ મહિનાના ગાળામાં એની બકરીને બચ્ચાં થયાં. બીજું એક બકરું વેચીને એણે રાંકાને ખોરાકીના પૈસા આપ્યા. રાંકાએ જ કહ્યું, "હવે પોલીસ નથી. વચ્ચે વચ્ચે આપણા દુસાદોનો ટોળામાં ત્યાં ફરી આવ."

બાઢાની ટોળીમાં જ એક દિવસ કનુ દુસાદે કહ્યું, "નૌઆગઢમાંથી પોલીસ પહેરો ઊઠી ગયો છે."

"સાચેસાચ ?"

"એમ સાંભળ્યું તો છે."

ભિખારીને મનમાં થયું, "હવે ત્યાં જઈ શકાય. અત્યારે એની પાસે આઠ બકરાં હતાં. બે બકરી, બે બકરાં, ને ચાર બચ્ચાં." રાંકાએ કહ્યું, "પહેલાં જઈને જોઈ આવ પછી જા." પોલીસ ચાલી ગઈ, છાવણી બંધ કરાઈ, ત્યાર પછી ભિખારી નૌઆગઢ ચાલી ગયો. પોતાના મૂળ રહેઠાણમાં પાછો આવ્યો. તેથી ભિખારી બહુ ખુશ હતો. એ જ્યારે નૌઆગઢમાં આવ્યો, ત્યારે એને જોઈને દુસાદો ખૂબ ખૂબ ખુશ થયા.

કાણીએ ઝાડની ડાળો કાપીને એની છાપરી તૈયાર કરી દીધી. એણે એક આંખે બધુ જોઈ લીધું, ને કહ્યું, "બધુ તો છે."

"હા બધું જ છે. ઘાસની વણેલી સાદડી. ઉપરથી તૂટેલી શીશી પતરાંનું ડબલું.

"ભિખારી ! ખબર છે ?"

"શાની ?"

"દોરા તો ભાગી ગયો."

"ક્યાં ?"

"સુમાદિ. ત્યાં હાટમાં વધારે પૈસા મળે લંગડાએ શું કર્યું તે ખબર છે ? દાલીને કાઢી મૂકી, ને બીજી કોઈને પરણ્યો છે." મને કોણ પસંદ કરે ? એક આંખે દેખાતું નથી. બે આંખો ન દેખતી હોય તો પૈસા વધારે મળે. વળી હું એવો ઘરડો પણ નથી. એટલે લોકો કહે છે. "મહેનત મજુરી કરતાં શું થાય ? પણ હું ઓછી મહેનત કરું છું ? તોહરી જતો નથી ? આટલુ બધુ ચાલીને આવતો નથી ?"

"હા એ તો છે જ."

"બાપ રે કેટલાં બકરાં થયાં ?"

"કાલે વેચવા જઈશ."

"નૌઆગઢની બીજી ખબર છે."

"શી ?"

"રાજા સાહેબને સરકાર તરફથી ખૂબ પૈસા મળ્યા છે. તેની આ બધી ઉજવણી છે. સાંજે જમણ. રાતે દારૂખાનું."

"તમને લોકોને મઝા છે."

"શાની મઝા ? આ કંઈ એવા લોકો નથી કે એમની પતરાળીમાં છાંડે, ને આપણે માટે બચાવે. આપણને કશું નહિ મળે. છેલ્લે તોહરીમાં વૈદનાથ લાલાની મા મરી ગઈ ત્યારે પૂરી, કચોરી, ખીર, બધુ પેટ ભરીને ખાધું હતું."

"હા. હા."

"ક્યાં જાય છે ?"

"એકવાર સૂર્યચંદ પાસે જાઉં."

સૂર્યચન્દ્ર એ દુસાદ કે બકરાં ચારનાર હતો. તેથી એનો તિરસ્કાર કરતા નહોતા. નૌઆગઢ ગયાં પછી કોઈએ એને પૂછ્યું નહોતું, કે ભિખારી ! આટલા દિવસ ક્યાં હતો ?" એ ત્યાં હતો, તેની પણ કોઈને ખબર નહોતી. એ પાછો આવ્યો તે પણ કોઈ જાણતું નહોતું."

"શું થાય મહારાજ ! આવું તો થતું જ આવ્યું છે, અને થયાં જ કરવાનું. બકરીનું માંસએ બધું પૂરું પાડવા માટે ભિખારીની જરૂર. સસ્તામાં માંસ, દૂધ પૂરાં પાડવાના પણ. તેથી હિસાબમાં એની ગણત્રી કરવાની હોય. એવું તે કંઈ થાય ? એ બહુ જૂની વાત છે. નૌઆગઢની માટી કરતા પણ બહુ જૂની.

સૂર્યચન્દ્રની નિશાળમાં આજે રજા હતી. રજા. રજા. સૂર્યચન્દ્ર વડના ઝાડની નીચે બેઠો હતો. નૌઆગઢના પૈસાપાત્ર હતા. મોત્તીહાર અને ભગત બેઠાં બેઠાં કશું સાંભળતા હતા. નાની ઉંમરના હતા. ભણવાનો એમને ઉત્સાહ હતો. સૂર્યચન્દ્ર એમને બહુ જ શ્રમ કરીને સમજાવતો હતો.

"આવ. આવ. ભિખારી ક્યારે આવ્યો ?"

"આજે સવારે, સૂર્યચાંદજી."

"ઠીક છે ?"

"રામજી રાખે તેમ રહુ છું. તમે કેમ છો ?"

"સારું છે ભિખારી, બેસ. બેસ."

ભિખારી બ્હીતો બ્હીતો દૂર હાથ જોડીને બેઠો. ગોવાળોના પગમાં મોટાં કડાં હતાં. કાનમાં પિત્તળની કડીઓ, હાથમાં લાઠી, માથે ફેંટો. ભિખારીને એમની બીક લાગતી હતી.

મોતીહારે ભિખારી દુસાદ તરફ ધ્યાન ન આપ્યું. એણે કહ્યું, "કહો. કહો. સુર્યચાંદજી ફરીથી કહો."

"પહેલેથી ?"

"હાં હાં."

"કહ્યું તો ખરું."

"તોપણ બરાબર સમજાયું નહિ. રાજાસાહેબની ખાસ જમીન લીધી ત્યાં રેલલાઈન નાંખી, બસનો રસ્તો તૈયાર થયો, એવું તો થયાં જ કરે. કેમ ભગત ! સર,કાર કંઈ આકાશમાં રેલલાઈન થોડી નાંખે, રસ્તા બાંધે એવું કંઈ થાય ?"

"હા, હા મોતીહાર. ઠીક. ઠીક."

"એ માટે રાજાસાહેબે શા માટે મુકર્દમો નોંધાવ્યો, મને સમજાતું નથી."

સૂર્યચન્દ્રે કહ્યું, "શા માટે ન નોંધાવે ? જુઓ, એ જમીન કોની હતી ? રાજાસાહેબની હતી ને ?"

"ચોક્કસ. ને બીજી કેટલીય જમીન."

"એ જમીન પર રાજાસાહેબનો હક હતો ?"

"એમાં શું કહેવાનું હોય. હતો જ."

"આમ પોતાની સંપત્તિ પર જે હક એને ભારતના બંધારણમાં મૂળ અધિકાર કહે છે મૂળ અધિકાર સાત પ્રકારના હોય છે. અને બંધારણની એ ફરજ છે, દરેક માનવીના મૂળ અધિકારનું રક્ષણ કરવાની."

"કેવી નવાઈની વાત છે ! મૂળ અધિકાર કશી બૂરી વાત નથી ?"

"ઠીક વાત છે ?"

"શી રીતે હોય બૂરી વાત ? એ વાતનો તમને ખ્યાલ શી રીતે આવ્યો મોતીહારજી ?"

મોતીહારે કહ્યું, "ખેડૂતો મૂળ અધિકાર માટે આંદોલન કરતા હતા. એથી તો પોલીસ આવી."

"ના. ના. એમાં તો કાયદો ને વ્યવસ્થાની વાત આવી ગઈ હતીને ? તેથી પોલીસ આવી."

"મૂળ અધિકાર કેવા હોય ?"

સૂર્યચન્દ્ર ખૂબ રાજી થયા, કારણકે પોતાની વિદ્યા પ્રગટ કરવાનો એમને મોકો મળતો હતો. આંગળીના કાપા પર ગણત્રી કરતાં એ હક ગણાવતા જાયઃ" પહેલો સમાનતાનો મૂળ અધિકાર. જાતપાત, ધર્મ, કોઈ પણ કારણે કોઈ ઊંચું નીચું ગણાવામાં નહિ આવે. બધા સમાન. એથી કોઈને અન્યાય થઈ શકે નહિ. એનું નામ પ્રથમ મૂળ અધિકાર."

"એ વાત લખેલી છે ?"

"ચોક્કસ."

મોતીહારે વિશ્વાસથી કહ્યું, "એ જરૂર અંગ્રેજોએ લખેલું હશે, ન્યાતજાત ધર્મનો તફાવત નહિ હોય? હું અને ભિખારી દુસદ બન્ને સરખા?"

"ચોક્કસ. બંધારણમાં લખ્યું છે."

"તો પણ એ જૂઠું છે. એ તો બધો વખત સગી આંખે જોઈએ છીએ. જાતને કારણે ભિખારી દુસાદને કોઈ ઊંચી જાતના લોકો ઘરમાં આવવા ન દે. એનું અડકેલું પાણી પીએ નહિ. એ જરૂર કોઈ દુશ્મને લખ્યું હશે, કેમ સૂરજચાંદજી? જવાહરલાલજી પ્રધાનમંત્રી હતા, ઈન્દિરાજી હતાં. અમે તો ક્યારેય આવી વાત સાંભળી નથી, કે નજરે પણ જોયું નથી, કે દુસાદ કે બ્રાહ્મણને કોઈ સમાન માન આપે."

સૂર્યચન્દ્ર ખમચાયા નહિ. એમણે મધપૂડામાં પથરો માર્યો નહિ. એમની શક્તિ પ્રમાણે સરળ ભાષામાં સ્વતંત્રતાના મૂળ અધિકાર ક્યા ક્યા તે સમજાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. હવે ભગતે કહ્યું, "જૂઠી વાત."

"કેમ?

"જેને જે કામ કરવું હોય તેની સ્વતંત્રતા છે?"

"ચોક્કસ."

"મુસલમાન જે ખાય તેનો વેપાર નૌઆગઢનો કોઈ કરી શકે?"

સૂર્યચન્દ્ર હસ્યા પછી કહ્યું, "બીજા અધિકાર પણ સાંભળી લો." પછી કહ્યું, "હું તો સાંજના પ્રૌઢોને ભણાવું છું. તમે લોકો આવો. બીજાને પણ લઈ આવો. ભણવા આવશો તો તમે જાતે જ લખી વાંચી શકશો."

"એ કંઈ બની શકે? આ ઉંમરે?"

"ભણવા કરવાની કંઈ ઉમર થોડી હોય?

"હોય જ."

"શું કહું? સાંભળો."

મોતીહાર અને ભગત ખૂબ મન દઈને સાંભળતા હતા. ભિખારીએ એક વાર પણ મોઢું ઉઘાડ્યું નહિ. મૂળ અધિકારની વાત સાંભળતો જાય, અને સૂર્યચન્દ્રના મોઢા સામું સસંભ્રમ જોઈ રહ્યો હતો.

હવે મોતીહારે કહ્યું, "છેલ્લી વાત. કોઈની પણ સંપત્તિ ગમે તેવી હોય તેનાથી એને વંચિત ન કરી શકાય, એમ લખ્યું છે, તે બહુ સારું છે. એથી જ રાજાસાહેબને છ લાખ રૂપિયા મળ્યા?"

"છ લાખ!"

છ લાખ રૂપિયાની વાતથી ભિખારીના મનમાં કશો ભાવ પ્રગટ થયો નહિ, કારણ કે છ લાખ રૂપિયા એટલે કેટલા રૂપિયા એ એની સમજની બહાર હતું. પણ મોતીહાર અને ભગતનાં મોઢાં પહોળાં થઈ ગયાં છ લાખ!

સૂર્યચંદ્રને નીચલા વર્ગના પ્રાથમિક શિક્ષકના નિર્ધારિત પગાર ધોરણ પ્રમાણે પગાર મળતો હતો. એના મન પર પણ રૂપિયાની સંખ્યાની કશી અસર થઈ નહિ. એ

મૂળ અધિકાર સમજાવવાનો પ્રયત્ન કરતો હતો.

"એ વાત તો કહું છું. રાજાસાહેબનો તો એની જમીન પર મૂળ અધિકાર હતો. સરકારે જ્યારે રેલલાઈન નાંખી, રસ્તો બાંધ્યો અને એ જમીનનો ઉપયોગ કર્યો, તેથી એમના એ અધિકારને ધક્કો લાગ્યો."

"શી રીતે ?"

"અરે, એમની મંજુરી તો લીધી નહોતી, એમને હતું, કે આ તો સરકારી જમીન પર જ બધું થાય છે. ક્યાંક ગોટાળો થયો."

"હા. હા. પછી ?"

"રાજાસાહેબ ઉંમરલાયક થયા એટલે દાવો નોંધાવ્યો."

"કોની પર ?"

"રેલ વિભાગ નાણાં વિભાગ."

"એ દાવામાં જીતી ગયા ?"

"ચોક્કસ."

"આ બહુ સારી વાત છે. સંપત્તિ પર મૂળ અધિકાર. પણ એ અધિકાર માટે આપણી પાસે જમીન હોવી જોઈએ ખરું ને ?"

"ના. ના. ભગતજી ! શું કહું ? જુઓ તમારી સંપત્તિ ઘર - ગાય - ભેંસ - રાચરચીલું - વાસણકુસણ બધુ મારી સંપત્તિ આ કપડાં આ ખાટલી - આ ચોપડીઓ, ભિખારીની સંપત્તિ. એની બકરીઓ સ્થાવર જંગમ બધું જ સંપત્તિ. એ કોઈ છીનવી લે તો રાહત રૂપે પૈસા આપવા પડે."

"સમજ્યો, આ વાત સાંભળીને ખૂબ શાંતિ થઈ."

"પાછા આવજો."

વિદાય લેતી વખતે મોતીહારે કહ્યું, "હવે તમે લગ્ન કરી લો. તમારી ન્યાતની છોકરી નૌઆગઢમાં છે ખેતીની જમીન ભેંસ, સાયકલ બધું આપશે."

"ના. ના."

"જાઉં સૂજચાંદજી ?"

"હા."

એ લોકો ચાલી ગયા. હવે ભિખારી જાણે કોઈ નવી વાત જાણીને એના આઘાતથી બેબાકળો બની ગયો હતો.

"સુજચાંદજી !"

"બોલ ભિખારી."

"તમે જે વાત કહી તે સાચી છે ?"

"સાચી જ છે."

"આ મૌલા અધિકાર ?"

"મૌલા નહિ મૂળ."

"ને મેં એ વિચાર્યું કે ખેડૂતો સૂત્રો ઉચ્ચારતા હતા, તે એ જ વાત છે. એ લોકો પણ એ જ વાત કહેતા હતા."

"હા, ભિખારી."

"ખેડૂતોની જમીન એ એમની સંપત્તિ."

"હા, ભિખારી."

"ને મારા બકરાં એ મારી સંપત્તિ."

"જરૂર."

"તો સરકારે રાજાસાહેબની જમીન આંચકી લીધી ને કોણ જાણે કેટલાય રૂપિયા આપ્યા."

"હા."

"તો મારા બકરાંબકરી પોલીસ ઉઠાવી જાય છે. સૂજચાંદજી ! એમના ડરથી હું જંગલમાં ભાગી જાઉં છું. તો પોલીસ મારા બકરાંબકરી ઉઠાવી જાય તેથી મને તો કંઈ મળતું નથી. તો શું સરકારે પોલીસને મૂળ અધિકારની વાત કહી નથી ? સરકાર કહેવાનું ભૂલી ગઈ ?"

"એ તો પોલીસનો જુલમ છે. ભિખારી."

"તો રાજાસાહેબને પૈસા મળ્યા, તે શું રાજા સાહેબ જેવા મોટામાણસને જ બદલો મળે ? વેદનાપૂર્ણ હસીને સૂર્યચન્દ્રે કહ્યું, "જો કે, એ અધિકારનો અમલ તો એ રીતેજ થતો આવ્યો છે. પણ બંધારણમાં સારી વાત પણ લખી છે."

"મને શી ખબર સૂજચાંદજી ! કે શું લખ્યું છે ?"

"રાજાસાહેબને જે મળ્યો તે પણ મુકર્દમો નોંધાવ્યો, ત્યારે બંધારણમાં એ પણ લખ્યું છે, કે તમારો મૂળ અધિકાર છીનવાય તો તમે કોરટમાં જઈ શકો."

"હું ? હું શી રીતે કોટટમાં જઈ શકું. સૂર્યચાંદજી ? મને કોરટ કચેરીની શી ખબર ? પોલીસ બકરાં લઈ જાય તો કોઈ દુસાદ કોરટમાં જઈ શકે નહિ."

સૂર્યચન્દ્રે કહ્યું, "જઈ શકે. કોરટમાં દાવો નોંધાવવાનો હક છે."

"શી રીતે ?"

"કોરટમાં જવાનો હક છે."

"પૈસા ક્યાં છે ? દુસાદમાં એટલું સાહસ ક્યાંથી ? એ હકની વાત મને સમજાતી નથી સુજચાંદજી ! એનાથી કંઈ કામ તો થાય નહિ."

"એ પણ સાચું છે. તમને શું કહું ?" "શું કહી શકો ?" - સૂજચાંદની મૂંઝવણ અને અકળામણ જોઈને એમને આશ્વાસન આપતાં ભિખારી કહે "તમે શું કહી શકો ? ધરતી પટ પર એમ જ ચાલતું આવ્યું છે અને ચાલશે ખરું ને ?"

"એવું નથી ભિખારી ! જે લખ્યું છે તોજ બરોબર છે. એ કામમાં નથી આવતું તેમાં વાંક આપણો છે. એ તો આપણું પણ કામ છે ખરું ને ?"

"મને સમજાતું નથી. મોતીહારજી તથા ભગતજી બાપરે ! કેટકેટલી ગાયો તથા

ભેંસો રાખે છે ? એમને તો બધી સમજણ છે. એમણે જે કહ્યું તેજ બરોબર છે. ન્યાત જાતના, ગમે તે હોય તો પણ એ બધા કોઈ સરખા થોડા કહેવાય ?"

સૂર્યચન્દ્ર જાતે ભિખારીનું અડેલુ અનાજ ખાવાનો વિચાર પણ કરી શકે નહિ. પણ એ માનતો હતો, કે ન્યાતજાત સ્પર્શસ્પર્શ એ બધામાં એને જરાય વિશ્વાસ નથી. કારણ કે છાપેલી ચોપડીમાં લખેલું છે, કે ન્યાતજાત સ્પર્શસ્પર્શ એ બધું મિથ્યા છે. અને છાપેલી વાતમાં એને અઢળક વિશ્વાસ હતો. એ વિશ્વાસને જોરે એણે કહ્યું, "એ બધામાં ગમાર લોકો વિશ્વાસ રાખે. ન તો જવાહરલાલજીને એમાં વિશ્વાસ, ન તો ઈન્દિરાજીને એમાં વિશ્વાસ હતો."

"તેથી તો આભડછેટ છે. છે ને ? ને એ રહેશે જ જુઓ ને આટલી ભગવાનની સૃષ્ટિ. રામજી અવતારે કોઈને બનાવ્યા, બ્રાહ્મણ, તો કોઈને બનાવ્યા દુસાદ, એમ જ આભડછેટ ચાલતી આવી છે. મને તો કશીય ખબર પડતી નથી. પણ ટાહાડનો દેવતા હનુમાન મિશ્ર તો એક સારો બ્રાહ્મણ છે ને ? એ દુસાદની છાયામાં ક્યારેય પગ નહિ મૂકે. એની જોડે તો ભગવાન મહાદેવ પણ વાતચીત કહે છે. દેવદેવતાની ઈચ્છાની એને જાણ હોય છે."

સૂર્યચન્દ્ર લાચારીથી સુકાન છોડી દે છે, ને કહે છે, "કહે ભિખારી તું કેમ છે ?"

"હવે ભિખારીના મોઢા પર ચમકારો થયો. એણે હસીને કહ્યું, "સારો જ હતો. એટલી સારી રીતે રહી શકીશ. એવું મેં ધાર્યું નહોતું. બધા કરતાં સારી વાત તો એ છે કે દસ બકરાબકરી થયાં છે."

"દસ ! શું વાત કરે છે ?"

"બે બકરા જુવાન છે. તો પંદર સોળ શેર માંસ હશે. બજારમાં માંસ આઠ રૂપિયે શેર મળે છે. જો છ રૂપિયે પણ માલ વેચાય તો કેટલા રૂપિયા મળે ?"

"હા આશરે બસો રૂપિયા મળશે."

"બસો રૂપિયા !"

"હા. ભિખારી."

"ભિખારીની આંખમાં આંસુ આવ્યાં. એણે કહ્યું, "એવો જ આશીર્વાદ આપો. સુજચાંદજી, બસો રૂપિયા મળે તો મારું બધું દુઃખ ટળી જાય."

"શી રીતે ?"

"કેમ નહિ ? જુઓને એમ થાય તો લગન પણ કરી શકું. મારો પોતાનો સંસાર થાય. દુસાદની છોકરી કામકાજ ખૂબ કરે. બકરાબકરીથી અમારું જીવન ચાલ્યાંકરશે. ક્યાંક એકાદ ઝૂંપડી બાંધીશ. વાસણકુસણ હશે. સંસાર મંડાશે."

"તારું ઘર ક્યાં છે, ભિખારી ?"

"પેલા વિજુપાડા વટાવ્યા પછી."

"તારું કોઈ નથી ?"

"ના."

"તારું ભલું થજો -" આધુનિક શુભેચ્છા દર્શાવતા સૂર્યચન્દ્રે કહ્યું, ભિખારીને સૂર્યચન્દ્ર પોતાનો આત્મીય હોય એવુ લાગ્યું.

"જાઉં, સૂજચાંદજી."

"આવજે."

"આજે દારૂખાનું સળગશે ?"

"હા એવું સાંભળ્યું છે."

ભિખારી એના ઘરની તરફ રવાના થયો એને આજે ખૂબ સારું લાગતું હતું. બકરાબકરીને એણે પંપાળ્યાં, અને વ્હાલ કર્યું પોલીસે એની પર એટલો એક ઉપકાર કર્યો હતો. નૌઆગઢમાં પોલીસ ચોકી ન બેઠી હોત તો એ ભાગીને બાઢા ગયો ન હોત.

બાઢા ગયો તો રાંકાની મદદ મળી. એ મદદથી જ તો બકરાં વધતાં વધતાં દસ જેટલાં થયાં.

રસ્તામાં એણે લોટ, મીઠું, મરચા વગેરે ખરીદ્યું. લાલાને પૂછ્યું "ઠીકઠાક છો લાલાજી ?"

લાલાએ એની વાતનો જવાબ સુદ્ધાં ન આપ્યો. રામધારી ઈજારાદારની વાત સાંભળવામાં જ મગ્ન રહ્યો. માલ ખરીદતાં ખરીદતાં ભિખારીએ સાંભળ્યું કે સૂરમહેલની સામે જે મેદાન છે તેમાં આતશબાજી થશે. સાંજના પાંચ હજાર રૂપિયાની આતશબાજી સળગાવાશે સાંભળીને એણે નક્કી કર્યું કે, સાંજના એ આતશબાજી જોવા જશે. એણે એક નાનો ધોવાનો સાબુ પણ ખરીદ્યો. સાબુથી કપડાં એ ધોશે.

બટાટા ખરીદ્યા. રોટલા શેકીને એ રસાવાળું શાક બનાવશે. જે આજે તથા કાલે બે દિવસ ચાલશે. બસો રૂપિયા ! લંગડો જે બીજી વહુ લાવી શકે, તો ભિખારીને એક વહુ તો મળેજ. શરૂઆતમાં તો બકરી ચરાવશે. તે પછી કહેવાય નહિ. કદાચ થોડી જમીન પણ ખરીદી શકાય. લગ્ન કરશે. એટલે ભિખારીને સગાંવહાલાંનો સમાજ મળશે. તેઓ પણ મદદ કરશે. એકલાથી કંઈ બધુ કામ થાય ? રાઢા - ટાહાડ, નૌઆ - બીજા ગરીબ માણસોની મદદ મળતાં મળતાં એના મનમાં જોર આવ્યું.

ભિખારીએ કપડાં ધોઈ નાંખ્યાં. રાંધતા થોડો વખત વહી ગયો. જમ્યો ત્યાં સૂર્ય આથમ્યો. બકરાં ગણીને એણે બસમાં ચઢાવ્યાં, ને ઝાંપો બંધ કરવા જતો હતો, ત્યારે એ લોકો આવી પહોંચ્યા, રાજાસાહેબના સિપાહી બે પોલીસ.

પોલીસ !

ભિખારી ખૂબ બીધો અને એણે ઝાંપા તરફ પીઠ રાખી, આ શી ધાંધલ છે ? પોલીસ પહેરો ઊઠી ગયો છે, પોલીસ નથી, એટલે તો ભિખારી ! નૌઆગઢમાં પાછો ફર્યો છે. પોલીસ !

"કેમ ભિખારી ! ડરી ગયો કે ?" ગજાનન સિપાઈ હસ્યો, એના મોઢામાં દારૂની વાસ.

"બે બકરા કાઢ. રાજા સાહેબે પૂરા થાણાને જમવાનું નોતરું આપ્યું છે. માંસ ક્યાં મળે ?"

"નથી, નથી. બકરા નથી."

"તો બકરી આપ."

"હેરાન ન કરો સિપાઈ સાહેબ ! હું તમારે પગે પડું છું. એ મારા જીવ અને જિંદગી છે. દેવતા ! એને ન લઈ જાવ."

"ભાગ સાલા દુસાદ ?

ગજાનને જોરથી ભિખારીના મોઢાપર તમાચો માર્યો. નાકમાંથી અને હોઠમાંથી લોહી વહેવા લાગ્યું. ભિખારી તો યે ઘાંટા પાડતો હતો એ પોલીસના ડરથી તો હું ભાગીને ગયો બાઢા. ન લો. સિપાઈજી ! એ પોલીસ બકરી ઉપાડી જતા હતા. એ જ પાછું ચાલતું આવ્યું છે."

"શા માટે ન લઉં ? રાજાસાહેબની જીત થઈ એટલે તો પોલીસ આવી છે. તો શું માંસ અમે ખરીદીને ખાઈએ ?"

"તું રાજાસાહેબના મુલકમાં રહે છે ને ? ચલ ભાગ."

ભિખારીને આ વિપદે પાગલ અને ઉન્મત્ત કરી મૂક્યો. એણે કહ્યું," બકરાબકરી પર મારો પૂરો અધિકાર છે. એવો જ હક. રાજાસાહેબનો જમીન પર હતો. એમની જમીન છીનવી લીધી, તો એમને રૂપિયા મળ્યા. તો હું શા માટે મારો હક છોડી દઉં ?"

"શુ ? શું બોલ્યો દુસાદ ?"

સિપાઈ અને પોલીસ બન્નેએ ભિખારીને માર્યો. કુશળ, નિપુણ, ધંધાદારી, શાસન દ્વારા માર. મારતાં મારતાં એ હાંફી જતા હતા, અને મારતાં મારતાં એ કહેતા હતા, "ભાઈ ગજાનન, વાત સાંભળી ? ખેડૂતોએ એમની લડાઈ લડતાં લડતાં આ લોકોને હકની વાત શીખવી છે. પોલીસ બકરો ખાય નહિ સાલા ? કોણ ખાય મને કહેતો ? પોલીસ ન ખાય ? હે ભાઈ ગજાનન ! આતો નૌઆગઢમાં જાણે બીજો રાજાસાહેબ ! રાજાસાહેબનો જમીન પર હક અને એક બકરાપર હક એ શું એકસરખું ?"

મારતાં મારતાં લોહીથી ખરડાયેલા ભિખારીને પડેલો રહેવા દઈ એમણે ઝાંપો ખોલ્યો. ચાર બકરા બકરી લઈને ખૂબ ઉલ્લાસથી એ ચાલ્યા ગયા.

ભિખારી જોરજોરથી રડતો રહ્યો, રડતો જ રહ્યો. પીડાથી એ હાલી શકતો નહોતો. સૂજચાંદની - બધી ખોટી વાત. બધું જ ખોટું. બકરાબકરી પર એનો જે અધિકાર હતો, તે પણ એનો મૂળ અધિકાર હતો ? સંપત્તિ પર અધિકાર એ સાતમો મૂળ અધિકાર. મૂળ અધિકાર કોઈ છીનવી ન લે તેનું ભારત સરકાર ધ્યાન રાખે છે ? બધું જૂઠું, બધું જ જૂઠું ભિખારીના મૂળ અધિકાર પર વારેવારે તરાપ મરાય છે. રાજાસાહેબને રાહતના પૈસા મળે, તો ભિખારીને શા માટે ન મળે ? રાજાસાહેબને છ લાખ રૂપિયા આપ્યા, એટલે એને થયેલા નુકશાનની કિંમત ચૂકવાઈ ગઈ. ભિખારી દુસાદના બકરા-બકરી લઈને જીવવાનો અધિકાર છીનવાયો તેને બદલો કે રાહતના પૈસા અપાવવાની શક્તિ ભારત સરકારમાં નથી. એથી જ એને નુકશાની બદલ પૈસા મળતા નથી ?

શરીર પર કોની શીતળ છાયા ? કાણી અને લંગડો લંગડાની વહુ. એમણે

ભિખારીને પકડીને ખસેડ્યો. લંગડાની વહુએ કપડું ભીંજવીને એના શરીર પરથી લોહી લૂછ્યું. કાણીએ મોઢા પરનું લોહી લૂછયું. લંગડાએ કહ્યું, "પાણી પી લે ભિખારી!"

લંગડાની વહુએ કહ્યું, "હું ચૂનો લઈ આવું, ચૂનો લગાવાથી લોહી બંધ થશે. ને પીડા પણ નહિ થાય."

ત્રણ ભિખારીઓએ ભિખારીની સેવા કરી, ઘા રૂઝાતાં ઊઠીને ઊભો થતાં ભિખારીને દસેક દિવસ લાગ્યા. તે પછી ભિખારીએ કહ્યું, "ચાલ લંગડા, બકરીના બચ્ચાં જે બાકી રહ્યાં છે તેને વેચી આવીએ."

વીસ રૂપિયામાં ભિખારીએ ચાર બચ્ચાં વેચી દીધાં, હવે એની કમર સીધી નહિ થાય, મોઢા પરના ઘાનાં ચિન્હ મૂળ અધિકારની પ્રથમ અને આખરી રક્ષા કરવાના પ્રયત્નના પરિણામ રૂપે ઘા રૂઝાય એટલે માથું બોડાવવું પડશે.

"હવે શું કરશું? ભિખારી!"

"ભીખ માંગશું."

"ભીખ!"

"હા ભીખ માંગશું."

"અહીં?"

"ના."

ભિખારીએ માથું હલાવ્યું એ લોકોને ત્રણ રૂપિયા આપ્યા. છ રૂપિયા લાલાને ત્યાંથી ઉધાર સામાન લીધો તેના આપ્યા. બકરાને બાંધવાની દોરડીના મોતીહારના નોકરને બે રૂપિયા આપ્યા. બાકી બચેલા ત્રણ રૂપિયા નેણે પોતાની ટેંટમાં ખોસી લીધા. ઝાડની ડાળી કાપીને એને છોલી એક લાકડી બનાવી. તોહરીના હાટમાંથી એક વાટકી ખરીદશે. એક ભિક્ષાપાત્ર. છ આના લીલામમાં કે એક રૂપિયાના નીલામમાં જે મળે તે.

સૂર્યચન્દ્ર એને જોઈને ઉતરી આવ્યો. એણે શું બન્યું તે વિષે સાંભળ્યું હતું.

"ભિખારી!"

"ચાલ્યો જાઉં છું, સૂજચાંદજી."

"ક્યાં? ભિખારી ક્યાં?"

"જ્યાં ભીખ મળે ત્યાં."

"ભીખ! ભીખ મળશે?"

"હા, સુજચાંદજી."

"પણ તારા શરીર પર તો હજુ સુધી ......"

"એ વાત છે! શું થાય મહારાજ. તમે તો મને તદ્દન જૂઠી વાત કરી. મારે માટે તો એ મૌલા અધિકાર છે જ નહિ. ફક્ત રાજાસાહેબ માટે છે. જાઉં સુજસાંદજી!"

લાકડીને ટેકે ભિખારી દુસાદ ચાલવા લાગ્યો. એ બિલકુલ નિર્ભય હતો. હવે પોલીસને જોતાં એને ડર લાગવાનો નથી. બકરા-બકરી જમીન, વાસણકુસણ, વગેરે દુસાદની સંપત્તિ હોય તો પોલીસથી બ્હીવાનું હોય ને જંગલમાં ભાગી જવાનું હોય.

દુસાદને જોતા પોલીસ એને મારવા માંડે, ને બધુ છીનવી લે. જેની પાસે કશું જ ન હોય તેવા દુસાદને જોતાં પોલીસ મારે નહિ. ક્યારેય નહિ મારે, ભિખારીને હવે મનમાં થયું કે એને આ વાતની ખબર કેમ નહોતી ? માતૃભૂમિમાં દૂસાદને જો રાજાસાહેબ, લાલાજી પોલીસ, હનુમાન મિશ્ર બધાની માફી માંગતા જીવવાનું હોય, તો એને માટે ફક્ત ભીખ માગીને પેટ ભરવાનો રસ્તો જ ખુલ્લો રહે છે. જે દુસાદો બકરાં ચરવવા લઈ જનાર ભિખારી દુસાદની જેમ માતૃભૂમિમાં માણસ તરીકે જીવવાનો રસ્તો ખોળતા હોય, તેમની ઉપર જ એ લોકોનો રોષ છે.

ભિખારીને પોતે હવે એકલવાયો છે, એવું પણ લાગ્યું નહોતું ભીખ માંગનારાઓ ક્યાં નથી ? કાણી લંગડા, દોરા બધી જગ્યાએ હોય છે. હવે ભિખારી, મોટા બહુ મોટા સમાજનો સભ્ય હતો.

સૂર્યચન્દ્રે એની તરફ જોયા કર્યું. એણે જોયું કે ભિખારી દુસાદ સાતમા મૌલિક અધિકારથી વંચિત હોવા છતાં, ત્રીજા નંબરના મૂળ અધિકારનું રક્ષણ એને મળ્યું છે. સ્વાધીનતાનો અધિકાર ગમે તે ધંધો કરીને જીવવાનો અધિકાર. ભિખારીએ ભીખ માંગવાનો ધંધો પસંદ કર્યો છે. જે જાતમાં જન્મથી માંડીને આખો જન્મારો ભીખ માંગનારા જ રહી જાય છે, તેનુ ધ્યાન ભારતનું બંધારણ જરૂર રાખશે, તેમને ઉન્નત જીવન તરફ અને ઉન્નત ધંધા તરફ કોઈ લઈ જવા ઈચ્છે, તો એ હસ્તક્ષેપ ભારતનું બંધારણ સહન નહિ કરે. ભારતના કોઈ પણ સ્થાનમાં જે કંઈ અન્યાય થતો હોય, ત્યાં ભારતનું બંધારણ પોલીસ, રીઝર્વ પોલીસ, સેનાવિભાગ, ટેન્ક, જંગી વિમાન બધું મોકલશે.

ભિખારી દુસાદ લંગડાતો લંગડાતો રસ્તા પરથી જતો હતો, તે હવે દેખાતો બંધ થયો. હવે એણે કશું ખોવાનું નથી.

Laserset by Shabd Publications, Vadodara-5 and printed at Bharat Mudranalaya, Delhi-32.